

આજથી દશેક વર્ષ પહેલાં બંગાળી સાહિત્ય પરિષદમાં વંચાએલા '૧૩૨૨ બંગાબ્દના બંગસાહિત્યનું વિવરણ' નામક નિબંધમાં મેં વાચ્યું, કે 'આ વરસે સાહિત્ય વિભાગમાં એક અતિ ઉપયોગી ગ્રંથ પ્રગટ થયો છે. ગ્રંથનું નામ છે 'સૌદર્યતત્ત્વ'; લેખકનુ નામ છે શ્રીયુત અભયકુમાર ગુહ. કઠોર પરિશ્રમપૂર્વક લખાએલો આવો સુંદર ગ્રંથ બંગાળી ભાષામાં ઘણા વર્ષો થયાં પ્રગટ થયો નથી.' ત્યારથી જ એ અપૂર્વ ગ્રંથ ગુજરાતીમા ઉતારવાની મને હોશ હતી અને એ ઇચ્છા આજે દશ વર્ષ પછી ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની કૃપાથી પાર પડે છે એ જોઈ મને અતિ આનંદ થાય છે.

ગ્રંથકારે સૌંદર્યના સમગ્ર અંશોની ચર્ચા કરતા એવી કુશળતાથી કામ લીધું છે કે આજ સુધીમાં પ્રગટ થએલા સૌદર્ય વિષેના તમામ અભિપ્રાયો આપણા જાણવામા આવી જાય છે અને તે અભિપ્રાયોમાં કઈ કઈ જગાએ ભ્રાંતિ છે તે ગ્રંથકારના ઇસારા વિના પણ બુદ્ધિશાળી વાચકવર્ગ જાણી જાય છે. છેવટના 'સૌદર્યનુ સ્વરૂપ' નામક નિબંધમા ગ્રંથકાર પોતાનો અભિપ્રાય એવી મનોહરતાથી રજૂ કરે છે કે તે વાચતા વાચક કોઈ અલૌકિક વાતાવરણમા વિહાર કરતો ન હોય એવો તેને ભાસ થાય છે. મતમતાંતરોના દુર્ગમ અરણ્યો ભેદી ગ્રંથકાર આપણને એવે સ્થળે પહોચાડે છે કે જ્યા આનંદનો ઓઘ વહે છે, સૌદર્યના સાગર ઉછળે છે અને અમૃતના ફુવારા ઉડે છે. ગમે તેવા ત્રિતાપદગ્ધ માનવીના હૃદયને પણ આ ગ્રંથનો છેલ્લો નિબંધ વાચીના શાંતિના મહામોઘા મંત્રો મળશે એવી મને ખાત્રી છે.

ગ્રંથકારે સમગ્ર વિષયને આપણા પોતાના દૃષ્ટિબિંદુથી ચર્ચ્યો છે, છતા પાશ્ચાત્ય અભિપ્રાયોને હેય ગણી તજી દીધા નથી. ઉલટું

પાશ્ચાત્ય વિદ્વાનની પોતાનો અભિપ્રાય સાબીત કરવામા મદદ લીધી છે અને એ રીતે પૂર્વ તથા પશ્ચિમના તત્વજ્ઞાનની મદદ લઈ પોતાનું અન્તિમ લક્ષ્ય સિદ્ધ કર્યું છે તેમ કરવામા તેમને કેટલો અભ્યાસ કરવો પડયો હશે તે પ્રસ્તુત ગ્રથને છેડે આપેલી ગ્રથવિવરણી પરથી સમજી શકાશે.

ભાષાતર કરવામા મેં ભાષાની સરળતા અને અર્થબોધ પર ખાસ ધ્યાન આપ્યુ છે છતા તે બાબતની પરીક્ષા કરવાનું કામ મારૂં નથી.

મૂળ પુસ્તકમા અસખ્ય પાદટીકા આપેલી છે અને તેમા મૂળ અગ્રેજી પુસ્તકોમાથી ઉતારા આપવામા આવ્યા છે. એ અંગ્રેજી ઉતારા ગુજરાતી વાચકો માટે એક રીતે નકામા જ ગણાય. તે માટે તે તે ઉતારાને સ્થળે આ પુસ્તકમા તેનુ ગુજરાતી ભાષાતર મૂકવામા આવ્યુ છે. એ ભાષાતર માટે હું મારા પરમ સ્નેહી ભાઇશ્રી નવલગમ જગન્નાથ ત્રિવેદી, એમ. એ, નો ખાસ ઋણી છુ. આ સાથે મારે એ પણ જણાવવુ જોઇએ કે પ્રસ્તુત પુસ્તકનુ ભાષાતર કરવામા મુખ્ય પ્રોત્સાહક તરીકે ગ. હીરાલાલભાઈનો પણ કઈ ઓછો ફાળો નથી.

અમદાવાદ,
જેઠ વદિ ૧૧/૮૨

મહાશકર ઇંદ્રજી દવે

# ભૂમિકા

કોઈ કોઈ વિખ્યાત પાશ્ચાત્ય પંડિતોનો એવો અભિપ્રાય છે કે હિંદમા સૌંદર્ય વિશે કંઈ ચર્ચા જ થઈ નથી પ્રાચીન હિંદી આર્યો પ્રકૃતિ કિંવા માનવી સૌંદર્યનું તથ્ય નક્કી કરવા સમર્થ થયા નથી હિંદના શાસ્ત્રીય પુસ્તકોમા પ્રકૃતિના સૌંદર્યનુ વર્ણન મળી આવે છે ખરૂ, પણ સૌંદર્યના સ્વરૂપ વિશે તેમા કશી ચર્ચા નથી ભાસ્કર્ય અથવા ચિત્રકલામા હિંદીઓની પ્રતિભા મૂળથી જ વિકાસ પામી નથી પંડિત મેક્સમુલર હિંદી સૌંદર્યવાદ વિશે પોતાનો અભિપ્રાય નીચે મુજબ આપે છે —

'આપે જે પ્રશ્ન પૂછયો છે તે ઘણા વર્ષો થયા મારા મનમા ઉઠયો છે મને યાદ આવે છે કે પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની હમ્બોલ્ટડે પોતાનુ વિશ્વ (kosmos)નામક પુસ્તક લખતી વેળા હિંદી પંડિતોના પ્રકૃતિક સૌંદર્યવિષયક અભિપ્રાય વિષે મને પુછાવ્યુ હતુ મે તેમને પ્રાકૃતિક સૌંદર્યના વર્ણનના કેટલાક ઉતારા લખી મોકલ્યા હતા મને ખાત્રી છે કે તે ઉતારા તેમણે પોતાના પુસ્તકમા પ્રસિદ્ધ કર્યા છે પરંતુ મારે તેમને જણાવવુ પડયુ હતુ કે યથાર્થ પ્રાકૃતિક સૌંદર્યબોધ હિંદુઓને કોઈ કાળે હતો નહિ તેઓના માનવી સૌંદર્ય વિશેના વર્ણનો વિશે પણ એ જ અભિપ્રાય આપી શકાય જેવુ તેઓએ જોયુ છે, તેવુ જ તેઓએ વર્ણવ્યુ છે, કેટલાક લક્ષણોને તેઓએ વખાણ્યા છે એ લક્ષણોની પ્રકૃતિના અન્યાન્ય લક્ષણો સાથે તુલના કરી છે પરંતુ વાસ્તવિક સૌંદર્યબોધ તેઓને કદી હતો નહિ તેઓ ભાસ્કર્ય અથવા ચિત્રકલામા કદી પણ શ્રેષ્ઠત્વ મેળવી શકયા નથી

× × × ×

સુંદર, શોભન શબ્દનો અર્થ થાય છે ઉજ્જ્વલ, પેશલ શબ્દનો અર્થ થાય છે વિચિત્ર, રમણીય શબ્દનો અર્થ થાય છે સુખકર કિં

તાનું સાદર્ય મધૂનિ (સ્વાદુ વસ્તુઓ) શબ્દદ્વારા પ્રગટ કર્યું છે. પ્રકૃતિનું સૌંદર્ય શોભા, ઉજ્જ્વલતા એ શબ્દદ્વારા પ્રગટ કરવામાં આવ્યું છે. તેઓના સાદર્યની અધિષ્ઠાત્રી દેવીનું નામ છે શ્રી કે લક્ષ્મી; પરંતુ તે પાછળના સમયમા કલ્પાએલી છે. એ બને દેવીઓ વાસ્તવિક સૌંદર્ય કરતા સુખનો ભાવ વધારે પ્રગટ કરે છે. સૌંદર્યબોધ માટે શું શું જરૂરનું છે તે આ શ્રેણીની નિષેધાત્મક સાક્ષી પરથી સમજાય છે. પરંતુ નવાઈની વાત એ છે કે જે હિંદુ જાતિ સૂક્ષ્મતમ ગવેષણા માટે પ્રસિદ્ધ છે, તે જાતિ તેઓના સૌંદર્યવિષયક અભિપ્રાયોને સૂત્રના રૂપમા પ્રગટ કરી ગઈ નથી."[1]

પ્રોફેસર નાઇટે પંડિત મેક્સમુલરનો અભિપ્રાય સ્વીકાર્યો છે. તે કહે છે કે—

સૌંદર્યવિજ્ઞાન પ્રાચીન ભારતમાં વિકસ્યું નથી. એ ભારે નવાઈની વાત છે. અદ્વૈતવાદ, દ્વૈતવાદ, બહુ દેવતાવાદ, પ્રકૃતિઉપાસનાવાદ વગેરે અધિકાંશ ઉલ્લેખયોગ્ય દાર્શનિક મતવાદો પ્રાચીન ભારતમાં જન્મ્યા છે. પરંતુ બ્રાહ્મણ કે બૌદ્ધગ્રંથોમાં સૌંદર્યસ્પૃહાનું ચિહ્ન પણ જણાતું નથી.'[2]

ઉપલા બંને પંડિતોનો અભિપ્રાય અમને સત્ય જણાતો નથી. ભારતમાં સૌંદર્યતત્ત્વ વિષે કંઈ ચર્ચા થઈ નથી, એમ કહેવાનું કંઈ કારણ હોય એવું અમને જણાતું નથી. બને વિદ્વાનોની શંકા પાયા વગરની છે. હવે પછીની ચર્ચા પરથી પ્રગટ થશે કે અતિ પ્રાચીન કાળથી ભારતીય આર્યોનો સૌંદર્યબોધ જાગ્રત થયો હતો. તેઓએ સૌદર્યસ્પૃહાની તૃપ્તિ માટે કાવ્ય, સંગીત અને બીજી લલિતકલાઓ સરજી હતી. તેઓ કેવળ લલિતકલા સરજી, તૃપ્ત થયા નહોતા. સૌંદર્યતત્ત્વ વિષે જિજ્ઞાસા પણ તેઓના અંતરમાં જ સૌ પહેલાં ઉદય પામી હતી. સૌંદર્યના સ્વરૂપનો નિર્ણય સૌ પહેલાં હિંદના આર્યોએ

---

1. Prof. Max Muller's Letter to Prof. Knight. *

જ કર્યો હતો ગ્રીકદર્શનના જન્મ પહેલા હિંદના આર્યોએ સૌદર્યના મૂળતત્ત્વ વિષે જે કંઈ કહ્યું હતું તે કરતા વધારે સારભૂત તત્ત્વ હજુ સુધી કોઈ જણાવી શક્યુ નથી યુરોપનુ તત્ત્વજ્ઞાન લાબા કાળની ચર્ચા અને ગવેષણાને અંતે હિંદના પ્રાચીન આર્યોના જ મતનુ સમર્થન કરવા તૈયાર થયુ છે

ઘણાખરા પંડિતોના મત મુજબ ઋગ્વેદ પૃથ્વીનો આદિગ્રંથ છે પ્રસિદ્ધ પંડિત ડૉક્ટર જેકોબીએ જ્યોતિષશાસ્ત્રના અનુમાન વડે વેદરચનાનો કાળ ઇ સ પૂ ૪૦૦૦નો ઠરાવ્યો છે પંડિતપ્રવર બાલ ગગાધર તિલકે પણ તે કાળ લગભગ ઇ સ પૂ ૪૫૦૦નો ઠરાવ્યો છે તેમના 'આર્યોનો ઉત્તર ધ્રુવ-નિવાસ' નામક ગ્રથમા નીચે પ્રમાણે જણાવ્યુ છે —

'ઇ સ પૂ ૧૦૦૦૦ થી ૮૦૦૦ —તુષારયુગમા આદિ નિવાસ-ભૂમિનો નાશ અને હિમયુગનો પ્રારભ

'ઇ સ પૂ ૮૦૦૦ થી ૫૦૦૦ —આદિ નિવાસભૂમિ છોડી બીજા દેશોમા જવાનો યુગ બાકી રહેલી આર્યજાતિનુ યુરોપ અને એશિયાના ઉત્તર ભાગમા વસવાટને ઉપયોગી ભૂમિની શોધમા ભટકવુ વિષ્ણુપદી એ વખતે પુનર્વસુ નક્ષત્રમા હતી અદિતિ પુનર્વસુ નક્ષત્રની અધિષ્ઠાત્રી દેવી હોવાથી મારા રચેલા 'ઓરાયન' નામના ગ્રથની પરિભાષા મુજબ એ યુગને અદિતિ અથવા પૂર્વઓરાયન યુગ કહી શકાય

'ઇ સ પૂ ૫૦૦૦ થી ૩૦૦૦ —ઓરાયનયુગ, તે વખતે વિષ્ણુપદી કાલપુરુષ નક્ષત્રમડલમા હતી ઘણાખરા ઋક્ મત્રો આ યુગના પૂર્વાર્દ્ધમા રચાયા એ વખતે પણ જાતીય સ્તુતિવાદકો ઉત્તર ધ્રુવનિવાસ વિષેની દતકથાઓનો ખરો અર્થ ભૂલી ગયા નહોતા આ યુગમા જ સૌ પહેલા પચાગ અને યજ્ઞપ્રણાલીનો ઉત્કર્ષ કરવાના પ્રયત્નો રીતસર શરૂ થયા '[1]

[1] The Arctic Home in the Vedas (first edition) P 453

પંડિતપ્રવર તિલકના મત મુજબ ઘણાખરા ઋક્ મંત્રો ઇ. સ. પૂ. ૪૫૦૦ સુધીમાં રચાયા છે. પ્રોફેસર બ્લુમફિલ્ડ, બર્થ, બુલર વગેરે પાશ્ચાત્ય પંડિતો પણ થોડાઘણા પ્રમાણમાં લોકમાન્ય તિલકનો મત સ્વીકારી ગયા છે. પંડિત જેકોબીએ તો લગભગ તે જ સિદ્ધાંત કબુલ રાખ્યો છે. આ પરથી જણાય છે કે લોકમાન્ય તિલકનો અભિપ્રાય કોઈ પણ રીતે ગેરવાજબી તો નથી જ.

વેદ રચનાનો કાલ ઇ. સ. પૂ. ૪૫૦૦ નો માનીએ તો વેદને પૃથ્વીનો આદિ ગ્રંથ માનવામાં કંઈ અડચણ નડે તેમ નથી. યાહુદી-જાતિની પ્રાચીન ધર્મકથા ( Old Testament), મિસરની શબ-કથા ( The Book of the Dead), બાબિલનના જનસમાજની સંહિતા (The Code of Hammurabl), પારસીઓની ઝંદઅવસ્તા, અને ચીન દેશનાં કોન્ફ્યુસિઅસનાં મૂળવચનો (Texts of Confucius) વગેરેને વેદ રચાયા પછીના ગ્રંથો ગણવામાં કશો બાધ આવે તેમ નથી.

ઉપનિષદો ઇ. સ. પૂ. ૨૦૦૦ કરતાં જુનાં છે. ગોલ્ડસ્ટકર વગેરે ઘણાખરા પંડિતોએ પાણિનિને બુદ્ધદેવ કરતાં જુનો ઠરાવ્યો છે. બાબુ બંકિમચંદ્ર પાણિનિને દશમી કે આગઆરમી શતાબ્દિમાં થઈ ગએલો માને છે. ઘણાખરા પંડિતો પણ એ જ મતના છે. પાણિનિએ ' મહાભારત ' ' યુધિષ્ઠિર ' 'અર્જુન' 'નકુલ' 'સહદેવ' વગેરે નામો વાપરેલાં છે. એટલે મહાભારતનો ગ્રંથ પાણિનિથી જુનો ઠરે છે. બંકિમચંદ્રે કુરુક્ષેત્રના યુદ્ધનો સમય ઇ. સ. પૂ. ૧૫૩૦ નો ઠરાવ્યો છે. તેના મત મુજબ કૌરવપાંડવો વચ્ચે યુદ્ધ થયા પછી થોડા સમય બાદ મહાભારત રચાયું છે. ઘણાખરા યુરોપિયન પંડિતોએ પણ મહાભારતનો સમય ઈ. સ. પૂ. બારમી કે તેરમી સદીનો ઠરાવ્યો છે. ભગવદ્‌ગીતા મહાભારતના અંશ તરીકે પ્રખ્યાત છે. ભગવદ્‌ગીતાના પ્રત્યેક અધ્યાયની છેવટે ' इति ' श्रीमहाभा-रते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां भीष्मपर्वणि श्रीमद्

भगवद्गीतसूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुन संवादे ' ઇત્યાદિ શબ્દો લખ્યા છે. જુના પંડિતોએ શ્રીમદ્ ભગવદ્ગીતાને મહાભારતનો જ અંશ માન્યો છે. એ જુનો મત ખોટો ઠરાવવાનું કંઈ કારણ નથી. શ્રીમદ્ ભગવદ્ગીતા ' श्रीकृष्णाऽर्जुन संवाद् ' ના નામથી પ્રાચીન કાળથી ઓળખાતી આવી છે. પાણિનિ ' वासुदेवार्जुनाभ्यां वुन् ' એ સૂત્રમા આ શ્રીકૃષ્ણાર્જુનસંવાદને જ લક્ષમાં રાખે છે એમ કહેવામાં કંઈ વાંધો નથી. બ્રહ્મસૂત્ર શ્રીમદ્ ભગવદ્ગીતા પહેલાં રચાએલ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામા બ્રહ્મસૂત્રનો ઉલ્લેખ થયો છે.

'ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ૫, અધ્યાય ૧૩ મો.

· 'वेदान्तकृद्वेदविदेव चाऽहम् ।' ૧૫, અધ્યાય ૧૫ મો.

બ્રહ્મસૂત્રનું બીજું નામ વેદાન્ત છે. પ્રાચીન કાળથી, બ્રહ્મસૂત્રનાં પદો વેદના અંત ભાગ તરીકે ગણાતાં આવ્યાં છે. તેથી બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા અને મહાભારત કરતાં જુનાં ઠરે છે, એ બાબતમા શંકા જેવું કંઈ નથી. બ્રહ્મસૂત્ર ઉપનિષદો પર આધાર રાખે છે, માટે ઉપનિષદો રચાયાનો કાળ ઇ. સ. પૂ. ૨૦૦૦ અને તેની પહેલાનો જ ધારીએ તો કંઈ ગેરવાજબી નથી.

અમે પૃથ્વીના આદિગ્રંથ વેદ અને જ્ઞાનના સર્વશ્રેષ્ઠ ભંડાર ઉપનિષદ એ બન્નેની ચર્ચા કરી બતાવી આપવાનો પ્રયત્ન કરશું કે અતિ પ્રાચીન કાળથી હિંદના ઋષિઓનો સૌંદર્યબોધ જાગ્રત થયો હતો અને સૌંદર્યનું તત્વજ્ઞાન પણ સૌ પહેલાં હિંદમાં જ જન્મ્યું હતું.

ઋગ્વેદ પ્રકૃતિના અધિષ્ઠાતા દેવોના સૌંદર્યનાં વર્ણનોથી ભરપૂર છે. સૌંદર્યબોધ જ સૌંદર્યનાં વર્ણનોનો જનક છે. માટે વૈદિક યુગમાં જ ભારતીય ઋષિઓનો સૌંદર્યબોધ જાગ્રત થયો હતો એ વિષયમાં સંદેહ થાય તેવું નથી. દૃષ્ટાંત તરીકે નીચેના કેટલાક મંત્રો તપાસીએઃ—

१. सुसंदृक्ते स्वनीक प्रतीकं वि यद् रुक्मो न रोचसे उपाके।
दिवो न ते तन्यतुरेति शुष्मश्चित्रो न सूरः प्रति चक्षि
भानुं ॥ ७।३।६

હે સુંદર તેજવાળા અગ્નિ! તું જ્યારે સૂર્યની માફક સમીપ દૃદિપ્યમાન થાય છે, ત્યારે તારૂ રૂપ સુદર્શનીય બને છે. તારૂં તેજ અંતરીક્ષથી અશનિની માફક પ્રગટે છે. તું દર્શનીય સૂર્યની માફક તારી દીપ્તિ બતાવતો રહે.

२. सुरुक्मे हि सुपेशसाधि श्रिया विराजतः। उपासावेह
सीदतां १।१८८।६

શોભીતાં આભરણયુક્ત અને સુંદર રૂપવાળા અહોરાત્ર દેવતા શોભાશાળી બની વિરાજે છે. તેઓ અહીં બેસો.

३. यदिंद्र चित्र मेऽनास्ति त्वादातमद्रिवः।
राधस्तन्नो विदद्वस उभय हस्त्या भर॥ ५।३९।१

હે વજ્રવા ઇંદ્ર, તારૂં રૂપ અતિ વિચિત્ર છે. હે ધનાધિપતિ, મહામુલ્ય ધન તમે જ આપી શકો. માટે તમે એ બંને હાથે અમને આપો.

४. हिरण्यरूपः स हिरण्यसंदृगपां नपात् सेदु हिरण्यवर्णः।
हिरण्यात् परियोनेर्निषद्या हरिण्यदा ददत्यन्नमस्मै॥
तदस्यानीकमुत चारु नामा पीच्यं वर्धते नप्तुरपां।
यमिन्धते युवतयः समित्था हिरण्यवर्णं घृतमन्नमस्य॥
२।३५।१०-११

એ અપાંનપાત્ હિરણ્યરૂપ, સુવર્ણમય ઇંદ્રિયવિશિષ્ટ અને હિરણ્યકાન્તિયુક્ત છે; તે હિરણ્યમય સ્થાન ઉપર બેસી શોભે છે; હિરણ્યદાતૃઓ તેને અન્ન આપે છે. (૧૦)

અપાંનપાતનું શરીર સુંદર છે, નામ પણ સુંદર છે, અને બંને વાદળાંમાં છુપાઈ જાય છે છતાં વૃદ્ધિ પામે છે. સંગમના સ્વભાવ-યુક્ત જલરાશિ એ સુવર્ણવર્ણા અપાંનપાતને અંતરીક્ષમાં સારી રીતે જ્યોતિષ્માન બનાવે છે, કેમકે પાણી એ જ તેનું અન્ન છે. (૧૧)

५. यदद्य त्वा पुरुष्टुत ब्रवाम दस्र मंतुमः। तत्सु नो मन्म
साधय। ६।५६।४

હે બહુ લોકને વંદનીય, મનોહર મૂર્તિવાળા, જ્ઞાનસંપન્ન પુષા! આજે અમે જે ધનને માટે તમારી સ્તુતિ કરીએ છીએ, તે વાંછિત ધન અમને તમે આપો.

६. इह ब्रवीतु य ईमंग वेदास्य वामस्य निहितं पदं वेः।
शीर्ष्णः क्षीरं दुह्रते गावो वव्रिं वसाना उदकं पदापुः॥
१।१६४।७

જે જાણે છે તે આ કહેવા યોગ્ય તત્ત્વ જલદી કહો. આ દશ્યમાન, ગમનશીલ, સુંદર આદિત્યનું સ્વરૂપ અતિ નિગૂઢ છે. એ શિર સમાન ઉન્નત વર્ષાઋતુનાં કિરણદ્વારા પાણી ઝરાવે છે. અને રૂપને ઢાંકી દેનાર અતિ વિસ્તૃત તેજદ્વારા તે જ રસ્તે વળી પાણી પીએ છે.

७. ते क्षोणीभिररुणेभिर्नाञ्जिभी रुद्रा ऋतस्य सदनेषु वावृधुः।
निमेघमाना अत्येन पाजसा सुश्चंद्रं वर्णं दधिरे सुपेशसं॥
२।३४।१३

રૂદ્રપુત્રો મરુતો ક્ષોણી અને અરણવર્ણ અલંકારયુક્ત થઈ જળના નિવાસભૂત મેઘને વિશેષ વૃદ્ધિ પામ્યા છે. સતતગામી, શીઘ્ર ફેલાઈ જાય તેવા, બળ વડે વાદળાંમાંથી પાણી ખેંચના ખેંચતા મરુતો પ્રીતિકર અને મનોહર લાવણ્ય ધારણ કરે છે.

८. दिवो वराहमरुषं कपर्दिनं त्वेषं रुपं नमसा निर्ह्वयामहे।
हस्ते बिभ्रद्भेषजा वार्याणि शर्म वर्मच्छर्दिरस्मभ्यं यंसत्॥
१।११४।५

એ ઉત્કૃષ્ટ, સ્વર્ગીય, વરાહના જેવા દૃઢ શરીરવાળા, અરણ-વર્ણ, જટાધારી, દીપ્તિમાન ઉજ્જવળ રૂપધારીને અમે નમસ્કારદ્વારા બોલાવીએ છીએ. તે પસંદ કરવા લાયક ઔષધ હાથમાં ધારણ કરી અમને સુખ, બખ્તર અને ગૃહ આપો.

ઋગ્વેદમા કેવળ પ્રકૃતિના અધિષ્ઠાતા દેવોના રૂપનું જ વર્ણન મળી આવતુ નથી, પરમ દેવતા વિષ્ણુ રસનો ઝરો છે. એ વાત વૈદિક આર્યો સમજી શકયા હતા. જુઓ વેદ શુ કહે છે તે—

यस्य त्री पूर्णा मधुना पदान्यक्षीयमाणा स्वधया मदन्ति ।
य उ त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार भुवनानि विश्वा ॥
तदस्य प्रियमभि पाथो अश्यां नरो यत्र देवयवो मदन्ति ।
उरुक्रमस्य स हि बन्धुरित्था विष्णो पदे परमे मध्व
उत्स ॥ १।१५४।४-५

જે વિષ્ણુના કદી ક્ષય ન પામે તેવા, અમૃતથી ભરપૂર ત્રણ ડગલા, અન્નદ્વારા (આશ્રિતોને) હર્ષ ઉપજાવે છે, જેમાનું એકેક ત્રણ ધાતુ, પૃથ્વી, દ્યુલોક અને સમસ્ત ભુવનને ધારણ કરી રહ્યુ છે. (૪)

દેવને મેળવવાની ઇચ્છા રાખનારા મનુષ્યો જે પ્રિય બ્રહ્મલોકને મેળવી તૃપ્ત થાય છે, હું પણ તે જ રસ્તો મેળવુ ઉરુવિક્રમી વિષ્ણુના પરમ પદમા રસનો ઝરો છે. તે જ ખરો બન્ધુ છે (૫)

જે પદ રસનું ઉત્પત્તિસ્થાન છે, અમૃતનો ભંડાર છે તે શું કોઈ તજી શકે ? તેથી જ વૈદિક ઋષિઓ આખતું મટકું માર્યા સિવાય એ પરમ પદની સૌંદર્યસુધા પીતા હતા ઋગ્વેદમા લખ્યુ છે કે-

तद्विष्णो परमं पद सदा पश्यंति सूरयः ।
दिवीव चक्षुराततं ॥ १।२२।२०

આકાશમા સર્વત્ર પ્રસરતી આખો જે રીતે નજર કરે છે, તે રીતે જ્ઞાનીઓ સર્વદા વિષ્ણુના એ પરમ પદનુ દર્શન કરતા રહે છે.

વૈદિક યુગમાજ લલિતકલાના શિખર રૂપ ગણાતી કવિતા અને ગીતિની વિશેષ ઉન્નતિ થઈ હતી. દૃષ્ટાંત તરીકે નીચેના કેટલાક મંત્રોનો ઉલ્લેખ કરવામા આવે છે

१ मिमीहि श्लोकमास्ये पर्जन्य इव ततनः ।
गाय गायत्रमुक्थ्य ॥ १।३८।१४

મુખ વડે શ્લોક રચો, મેઘની માફક તેનો વિસ્તાર કરો. ઉક્થની સ્તુતિવાળું ગાયત્રી છંદમાં રચાએલું સૂક્ત ગાઓ.

૨. इंद्रमिद्गाथिनो बृहदिंद्रमर्केभिरर्किणः । इंद्रं वाणीरनूषत ॥ ૧।૭।૧

ગાથા રચનારાઓએ સામવેદની મોટી ગાથા વડે, અર્કિઓએ ઋગ્મંત્રો વડે, વાણીકારોએ યજુર્વેદની વાણી વડે ઇંદ્રની સ્તુતિ કરી છે.

૩. गायन्ति त्वा गायत्रिणोऽर्चन्त्यर्कमर्किणः ।
ब्रह्माणस्त्वा शतक्रत उद्वंशमिव येमिरे ॥ ૧।૧૦।૧

હે શતક્રતુ! ગાનારાઓ તમારાં ગાયન કરે છે. પૂજનારા તમે પૂજનીય હોવાથી તમારી પૂજા કરે છે. નાચનારા જેમ વાંસના ટુકડાને ઉંચો કરે છે, તેમ સ્તુતિ કરનારાઓ તમારો ઉત્કર્ષ કરે છે.

૪. कारुरहं ततो भिषगुपलप्रक्षिणी नना ।
नानाधियो वसूयवोऽनुगा इव तस्थिमें द्रेयेंदो परिस्रव ॥ ૧।૧૧૨।૩

હું સ્તોતા છું, મારો પુત્ર ચિકિત્સક છે. મારી પુત્રી પત્થર ઉપર જવ વાટે છે. અમારાં દરેકનાં કાર્ય જુદાં છે. જેમ ગાયો ગોચરમાં વિચરે છે, તેમ અમે ધન મેળવવાની ઇચ્છાથી તમારી સેવા કરીએ છીએ. માટે હે સોમ! તું ઇંદ્રને માટે ટપક.

૫. गाथपतिं मेधपतिं रुद्रं जलापभेषजं ।
तत्शंयोः सुम्नमीमहे ॥ ૧।૪૩।૪

રુદ્ર ગાથાપતિ (સ્તોતા), યજ્ઞપાલક અને વેદોમાં શ્રેષ્ઠ છે. અમે બૃહસ્પતિના પુત્ર શંયુની માફક એ સર્વ પ્રજાને હિત કરનારૂં સુખ માગીએ છીએ.

વૈદિક આર્યો વિવિધ છંદની કલા જાણતા હતા. તેઓ જુદા જુદા છંદમાં કવિતા રચતા હતા. ઋગ્વેદમાં કહ્યું છે કે—

गायत्रेण प्रति मिमीते अर्कमर्केण साम त्रैष्टुभेन वाकं ।
वाकेन वाकं द्विपदा चतुष्पादाक्षरेण मिमते सप्तवाणीः॥

जगता सिन्धुं दिव्यस्तभायद्रथंतरे सूर्यं पर्यपश्यत्।
गायत्रस्य समिधस्तिस्र आहुस्ततोमह्ना प्ररिरिचे महित्वा॥
१।१६४।२४-२५

તે ગાયત્રી છંદ વડે પૂજાના મંત્રો રચે છે. અર્ક વડે સામમંત્રો રચે છે, ત્રિષ્ટુભ વડે વાક્‌મંત્રો રચે છે, દ્વિપાદ અને ચતુષ્પાદ વાક્ વડે અનુવાક નિર્માણ કરે છે, અને તેઓ અક્ષરોની ગોઠવણી કરી સાત છંદો રચે છે. (૨૪)

તેણે જગતી છંદવાળા ઋગ્મંત્રોમાથી ઉત્પન્ન થએલા સામમંત્રો વડે દ્યુલોકમા પાણી વહેવડાવનાર આદિત્યને થંભાવી રાખ્યો છે. રથન્તર નામના ગાયત્રી છંદમાથી ઉત્પન્ન થએલ સામમંત્ર વડે સૂર્યનું દર્શન કર્યું છે. પંડિતો કહે છે કે ગાયત્રી છંદમાથી ઉત્પન્ન થએલ સામમંત્રને ત્રણ ચરણ છે, માટે ગાયત્રીનું માહાત્મ્ય પણ ઓજસ્વિતામા બીજા બધા મંત્રોને હઠાવી નાખે છે.

વાક્યના રસ ઉપર કાવ્યનું કાવ્યત્વ આધાર રાખે છે, એ વૈદિક ઋષિઓને જાણમા હતું, નીચેના બે ઋગ્મંત્રો પરથી એ વાત સ્પષ્ટ થશે.

१. इदं पित्रे मरुतामुच्यते वच स्वादो स्वादीयो रुद्राय वर्धन
राहवा चनो अमृत मर्तभोजनं त्मने तोकाय तनयाय मृळ॥
१।११४।६

રસમય મધ અને ઘીથી પણ વધારે મધુર, અતિશય હર્ષજનક સ્તુતિવાક્ય મરુતોના પિતા રુદ્ર માટે ઉચ્ચારવામા આવે છે. એથી સ્તોતાની વૃદ્ધિ થાય છે. હે અમર રુદ્ર, મનુષ્યોને જરૂર પુરતુ અન્ન અમને આપો અને પુત્રપૌત્રાદિ દ્વારા સુખી કરો.

२. मध्व ऊषु मधूयुवा रुद्रा सिषक्ति पिप्युषी ।
यत् समुद्राति पर्षथ पक्वा पृक्षो भरं त वां ॥
५।७३।८

હે મધુર સોમરસનુ મિશ્રણ કરનારા રુદ્રો, અમારી પુષ્ટિ કરનારી સ્તુતિ મધુર રસ વડે તમારી સેવા કરે છે; તમે અંતરીક્ષની

સીમા ઓળંગી યત્નપૂર્વક અહીં આવો; સારી રીતે પકવેલું દ્રવ્ય તમારૂં પોષણ કરે છે.

આર્યાવર્તના આર્યોનો સૌંદર્યબોધ કાવ્ય અને સંગીત સિવાય સ્થાપત્ય અને બીજી કલાઓના આકારમા પણ પ્રગટ થયો છે. નીચેના મંત્રો તેના દષ્ટાંત રૂપ છે.

૧. राजानावनभिद्रुहा ध्रुवे सदस्युत्तमे सहस्रस्थूण आसाते। ૨।૪૧।૫

સર્વજનોને પ્રિય રાજા મિત્રાવરુણ સુદ્દઢ, ઉત્તમ, હજાર થાભવાવાળા સ્થાનમા બેસે છે

૨. अक्रविहस्ता सुकृते परस्पा
यं त्रासाथे वरुणेळास्वन्तः
राजाना क्षत्रं अहृणीयमाना
सहस्रस्थूणं बिभृथः सह द्वौ॥ ૫।૬૨।૬

હે મિત્ર અને વરુણ! તમે બંને યજ્ઞભૂમિ પર ખરા દાનશૂર રાજાઓ છો. તમે ક્રોધ ન કરનારા, સત્કર્મ કરનારા લોકોને મુક્તિ આપો, અને જેઓ બીજાથી બીએ છે, તેઓનું રક્ષણ કરો. તમે જેમ હજારો થાભલાવાળો મહેલ યજમાનો માટે ધારણ કરી રાખો છો તેમ અપરિમિત બળ પણ ધારણ કરી રાખો.

૩. शतं अश्मन्मयीनां
पुरां इन्द्रो व्यास्यत्।
दिवोदासाय दाशुषे॥ ૪।૩૦।૨૦

ઇંદ્રે દ્રવ્યદાતા દિવોદાસને ગંભરની એક સો પાષણથી રચેલી પુરીઓ દાન કરી હતી.

૪. अधा मही न आयसी
अनाधृष्टो नृपीतये
पूर्भवा शतभुजिः॥ ૭।૧૫।૧૪

હે અગ્નિ તું અજેય છે. તુ અમારા માણસોનું રક્ષણ કરવા માટે હવે મહાન લોહનિર્મિત પુરી બન.

૫. यथा वः स्वाहाग्नये दाशेम
परीळाभिर्घृतवद्भिश्च हव्यैः ॥
तेभिर्नो अग्ने अमितैर्महोभिः
शतं पूर्भि रायसीभिर्निपाहि ॥ ७।३।७

અમે જે રીતે ગવ્ય અને ઘીવાળા હવ્ય દ્વારા આહુતિ આપી તમારી પરિચર્યા કરીએ છીએ તેમ હે અગ્નિ ! તમે પણ અપાર તેજના બળ વડે અપરિમિત સુવર્ણનગરી દ્વારા અમારૂં રક્ષણ કરો.

૬. इंद्र त्रिधातु शरणं त्रिवरुथं स्वस्तिमत् ।
छर्दिर्यच्छ मघवद्भ्यश्च मह्यं च यावयादिद्युमेभ्यः ॥
૬।૪૬।૯

હે ઇંદ્ર ! હવ્યરૂપ ધનસંપન્ન વ્યક્તિઓને અને અમને એવાં ઘર આપ કે જે ત્રણ માળનાં હોય, ટાઢતડકો અટકાવનારાં હોય, સમૃદ્ધ અને આચ્છાદનવાળાં હોય. અમારી નિકટથી દીપ્તિસંપન્ન (શત્રુઓએ ફેંકેલાં હથિયારો) દૂર કરો.

૭. तक्षन्रथं सुवृतं विद्मनापसस्तक्षन् हरी इंद्र वाहा वृषण्वसू ।
तक्षन् पितृभ्यामृभवो युवद्वयस्तक्षन्वत्साय मातरं सचाभुवं ॥
૧।૧૧૧।૧

ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા શિલ્પી ઋતુઓએ (અશ્વિનીકુમારને માટે) સુંદર પૈડાંવાળો રથ તૈયાર કર્યો હતો, ઇંદ્રને વહન કરનારા હરિ નામના બે બળવાન ઘોડા બનાવ્યા હતા, પોતાનાં વૃદ્ધ માબાપને યૌવન આપ્યું હતું, અને વત્સને તેની સહચર ગાય દાનમાં આપી હતી.

ये अंजिषु ये वाशीषु स्वभानवः स्रक्षु रुक्मेषु खादिषु ।
श्राया रथेषु धन्वसु ॥ ૫।૫૩।૪

હે મરુતો ! જે સર્વ પ્રસિદ્ધ તેજ તમારાં આભરણ ઉપર, અસ્ત્રો ઉપર, માળાઓ ઉપર, (છાતી પરનાં) સુવર્ણનાં આભરણો ઉપર અને (પગનાં) આભરણો ઉપર શોભે છે તથા રથ અને ભાથાને આશ્રયે રહેલ છે, (અમે તેની સ્તુતિ કરીએ છીએ.)

આ સિવાય ૭।૯૫।૧ મંત્રમા લોહનિર્મિત પુરી, ૭।૮૮।૫ મંત્રમા હજાર બારણાવાળું ઘર, ૪।૩૨।૨૩ માં દ્રુપદ ( stage ) અને પુતળીઓ, અને ૫।૭૩।૧૦ મંત્રમાં રથ બનાવનાર વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ૨।૩૪।૧૩ મંત્રમા ક્ષોણી, ૨।૪૩।૩ મંત્રમાં કર્કરિ, ૬।૪૭।૨૯ મંત્રમા દુંદુભિ અને ૧।૮૫।૧૦ મંત્રમાં વીણા નામના વાદ્યનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. એ સિવાય બીજી વ્યાવહારિક કારીગરી વિષે પણ ઋગ્વેદમા ઠામ ઠામ કહેવામાં આવ્યું છે. એ વિષે વધારે દૃષ્ટાંતો આપવાની જરૂર નથી. પ્રોફેસર નાઇટ કલા વિષે કહે છે કે—

'કલા ખાસ કરીને સૌંદર્યની અનુભૂતિ અને અનુરાગમાંથી જન્મે છે.'

સૌંદર્ય તરફનો અનુરાગ જ જો કલાનો જન્મદાતા હોય તો પછી પૃથ્વીનું આદિકાવ્ય ઋગ્વેદ અને આદિગીત સામવેદ શું આર્યોની સૌંદર્યાનુભૂતિનું પ્રત્યક્ષ નિદર્શન નથી ? વેદમા જે હજાર થાંભલાવાળા રાજમહેલ, લોહનિર્મિત ગૃહ, સુંદર રથ વગેરેનો ઉલ્લેખ થયો છે એ શું હિંદી ઋષિઓના સૌંદર્યબોધનું લક્ષણ નથી ? ક્ષોણી કર્કરિ, વીણા વગેરે વાદ્યયંત્રો શું પ્રાચીન આર્યોના સૌંદર્યાનુરાગની કથા જાહેર નથી કરતાં ? ઋગ્વેદનુ કવિત્વમય ઉષાવર્ણન, સામવેદની પવિત્ર ગીતલહરિ જો આર્યોના સૌંદર્યબોધનું નિદર્શન ન હોય તો જગતમા સૌંદર્યબોધનું બીજું કયું નિદર્શન છે, તે અમે જાણતા નથી. લલિતકલાનાં મુગટમણિ સમાન કવિતા અને ગીત હિંદમા જ જન્મ્યાં છે. એટલું જ નહિ પણ હિંદી આર્યોએ જ સૌ પહેલા સૌંદર્યના મૂળતત્ત્વનો નિર્ણય કર્યો છે.

યુરોપીય સંસ્કૃતિ ગ્રીક સંસ્કૃતિ ઉપર સ્થપાએલી છે. ગ્રીક-જાતિનાં કાવ્ય, દર્શન વગેરે ઇ. સ. પૂ. નવમી કે દશમી સદી કરતાં વધારે જુનાં નથી. અંધકવિ હોમર ઇ. સ. પૂ દશમી કે નવમી સદીમાં અને હિસિયડ (Hesiod) ઇ. સ. પૂ. નવમી સદીમા થઈ ગયા છે. થેલ્સ (Thales) ઇ. સ. પૂ. સાતમી સદીમા, પિથાગોરસ

(Pythagoras) ઇ. સ. પૂ. છઠ્ઠી સદીમા, અને સોક્રેટિસ પાચમી સદીમા જન્મ્યો હતો. પ્લેટો અને એરિસ્ટોટલ તો સોક્રેટિસ પછીના છે. આમ હોવાથી એમ કહેવામા કંઈ અતિશયોક્તિ નથી કે જે વખતે યુરોપ ગાઢ અજ્ઞાનમા ગોથા ખાતું હતું; મિસર, બેબિલોનીઆ એસિરિયા, ગ્રીસ, સ્કેન્ડિનેવિયા, ઇરાન અને ચીન દેશમા દર્શનનું નામ પણ નહોતું, એ વખતે સૌંદર્યનું ખરૂં તત્ત્વ હિંદી આર્યો સમક્ષ પ્રગટ થયું હતું. એ વખતે હિંદી ઋષિઓ સૌંદર્યના સ્વરૂપ વિષે ઉચ્ચ સ્વરે જાહેર કરી ગયા હતા કે—

૧. यद् वै तत् सुकृतं रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति। —तैत्तिरीयोपनिषत्

જે સુકૃત છે તે જ રસસ્વરૂપ છે. રસસ્વરૂપનો રસ મેળવી જીવ આનંદ પામે છે.

૨. तद् विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति। —मुण्डकोपनिषत्

જે કંઈ દેખાય છે, તે જ તેનું આનંદ રૂપ છે, અમૃત રૂપ છે. માણસો વિજ્ઞાનદ્વારા તેનું એ રૂપ જુએ છે.

૩ एषास्य परमा गतिरेषास्य परमा सम्पदेषोऽस्य परमो लोक एषोऽस्यपरम आनंद एतस्यैवानन्दस्य अन्यानि भूतानि मात्रामुपजीवन्ति।

—बृहदारण्यक ४।३

એ જ જીવની પરમ ગતિ છે, એ જ પરમ સંપત્તિ છે, એ જ પરમ લોક છે, એ જ પરમ આનંદ છે બીજાં પ્રાણીઓ એ આનંદની કણીમાત્ર મેળવી આનંદ પામે છે.

૪. तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासासर्वमिदं विभाति।—मुण्डक

પરમાત્માના પ્રકાશથી બધું પ્રકાશી રહ્યું છે. તેના તેજથી જ બધું તેજવાળું બન્યું છે.

ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ પહેલાં ભારતીય ઋષિઓએ સૌંદર્યના સ્વરૂપ વિષે જે કંઈ કહ્યું છે તે એટલું તો સંપૂર્ણ છે કે આજે વીસમી સદીમાં પણ એથી વધારે કોઈ કહી શક્યું નથી. પ્રસિદ્ધ તત્વજ્ઞાની બોસાંકે ( Bosanquet ) પોતાના સૌંદર્યવિજ્ઞાનના ઇતિહાસમાં યુરોપના જુના ને નવા સૌંદર્ય વિષેના મતોની ચર્ચા કર્યા બાદ નીચેનો સિદ્ધાંત રજુ કરે છે.

'પ્રાચીન સમયમાં સૌંદર્યવાદ ધ્વનિના શ્રુતિમધુર પ્રવાહ, અંગ-વિન્યાસ અને અંગપ્રત્યંગની શ્રૃંખલા પર સ્થપાએલો હતો. ટુંકામાં કહીએ તો એ બહુત્વમાં એકત્વ ઉપર રચાએલો હતો. આધુનિક પંડિતો ગૂઢાર્થ, વ્યંજકતા અને જીવનમાં જે કંઈ છે તેના પ્રકાશ ઉપર વધારે ભાર મૂકે છે. સાધારણ રીતે કહીએ તો આધુનિક વિદ્વા-નોના સૌંદર્ય વિષેના અભિપ્રાયો વસ્તુના પ્રકૃતિનિર્દેશક ધર્મો ઉપર (Characteristic) બંધાએલા છે. જુનાં ને નવાં આ ઉપકરણોને એક જ સંજ્ઞામાં ગોઠવવાં હોય તો આપણે સૌંદર્યની એવી વ્યાપક વ્યાખ્યા કરવી પડે કે 'જે ગુણગત પ્રકાશની અવસ્થાના તાબામાં રહી આપણી અનુભૂતિ અથવા કલ્પનાવૃત્તિ આગળ વ્યક્તિગત ભાવે પ્રગટ થાય છે તે જ સુંદર છે.'

બોસાંકેએ બધા અભિપ્રાયોની ચર્ચા કર્યા બાદ વસ્તુના પ્રકૃતિ-નિર્દેશક ધર્મને જ સૌંદર્યનું મૂળ સ્વરૂપ માન્યું છે. ત્યાર પછીની ચર્ચામાં એ વાત વધારે સ્પષ્ટ થવા લાગી છે. કેરિટ (Carritt) સૌંદર્ય વિષેના બધા મતોની ચર્ચા બાદ નીચેનો સિદ્ધાંત બાંધે છેઃ–

'ઉપરની ચર્ચા ઉપરથી જો કોઈ નિશ્ચિત સિદ્ધાંત મળ્યો હોય તો તે આ છેઃ—" સૌંદર્યવિજ્ઞાનનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે ઘણાખરા પંડિતો હાલમાં સૌંદર્યને ઉચ્ચ શ્રેણીના ભાવનું પ્રકટીકરણ માને છે, અને તેઓ એમ પણ કહે છે કે ઉંચી જાતના ભાવને પ્રગટ કરવો એ જ સૌંદર્ય છે."

---

1. Carritt's Theory of Beauty (1914).

બૃહદારણ્યકોપનિષદમાં લખ્યું છે કે—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापहितं मुखं तत् त्वं पूषन्नपावृणु सत्य धर्माय दृष्टये । पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन् समूह तेजो यत् ते रुपं कल्याणतमं तत् ते पश्यामि ।** ૫।૧૫

જ્યોતિર્મય આવરણ દ્વારા સત્યસ્વરૂપનું મુખ ઢંકાએલું છે. હે જગતને પોષનારા સત્યધર્માનુષ્ઠાનશીલ, મને સાક્ષાત્કાર કરાવવા નિમિત્તે તે ઢાંકણ ખસેડી લો. હે જગતને પોષનાર, હે મુખ્ય જ્ઞાન, હે સર્વસંયમશીલ, હે જ્યોતિસ્વરૂપ, હે પ્રાજાપત્ય, તમારાં કિરણો સમાવો, તમારૂં તેજ પાછું ખેંચી લો; કે જેથી હું તમારૂં અતિ મધુર રૂપ તમારી કૃપાથી જોઈ લઉં.

જે સર્વવ્યાપી છે, બૃહત્ છે, તે જ ભક્તની સૌંદર્યપિપાસા મટાડવા માટે સીમાબદ્ધ સચ્ચિદાનંદની મૂર્તિ રૂપે પ્રગટ થએલ છે. મનુષ્ય જે રૂપ-અનાયાસે પકડી શકે, અડકી શકે, તે રૂપે દર્શન ન મળે તો માણસ વિશ્વરૂપને કેવી રીતે પ્રાપ્ત કરી શકે ? પરમેશ્વરનું મોટાપણું, ઐશ્વર્ય, વાસ્તવિક સૌંદર્યબોધનાં વિરોધી છે. અનાયાસે નજરમાં આવે એવા નિર્માણ સાથે સૌંદર્યને સંબંધ છે એ તત્ત્વ તો કેટલાક પ્રખ્યાત પાશ્ચાત્ય પંડિતોએ પણ સ્વીકાર્યું છે. વેદથી શરૂઆત કરી બધાં શાસ્ત્રોમાં આર્યોએ આ વાત સ્પષ્ટ રીતે જાહેર કરી છે. અમે આ પુસ્તકના છેવટના ભાગમાં એ તત્ત્વ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

ઇંગ્લાંડમાં સામાન્ય રીતે સૌંદર્યવિજ્ઞાનને મનોવિજ્ઞાન કે શારીરવિજ્ઞાનના પેટા ભાગ તરીકે માની ચર્ચા કરવામાં આવે છે. તેના પરિણામ રૂપે ત્યાં સૌંદર્યને માનસિક અવસ્થા માનવામાં આવેલ છે. તેથી ઉલટું જર્મનિ, ફ્રાંસ વગેરે દેશોમાં સામાન્ય રીતે સૌંદર્યવિજ્ઞાનને દર્શનશાસ્ત્રના અંશ રૂપે ગ્રહણ કરવામાં આવ્યું છે. તેથી તે

દેશોમા સાંદર્યનું વસ્તુગત અસ્તિત્વ સ્વીકારવામા આવ્યું છે. ફિક્ટે, શેલિંગ, હેગલ, શોપનહોર, લિવેક, કુઝ્યોં, રેવાઇસન વગેરે ઘણા-ખરા પ્રસિદ્ધ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનીઓએ સાૈંદર્યનું વસ્તુગત બાહ્ય અસ્તિત્ત્વ સ્વીકાર્યું છે. અમે પણ આ પુસ્તકમા સાૈંદર્ય કેવળ આપણા મનની અવસ્થા નથી, તેનું વસ્તુગત બાહ્ય અસ્તિત્વ છે; એ દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. પ્રોફેસર સેથે (Prof. Seth) આ બાબતમાં બહુ સુંદર દલીલ કરી છે. અમે અહીં તેનો અભિપ્રાય નોંધવાનો લોભ છોડી શકતા નથી. પ્રોફેસર સેથ કહે છે કે—

"આપણી માનસિક વૃત્તિઓ અવ્યવસ્થિતપણે ગોઠવાએલી નથી તે વૃત્તિઓને લીધે જ વિષય સાથે આપણો સંબંધ થાય છે. માટે આપણે પ્રથમ દષ્ટિએ જ સાૈંદર્યનું બાહ્ય વસ્તુગત અસ્તિત્વ સ્વીકારવું પડે છે."

વસ્તુમાં એવું શું છે કે જેને ખાતર આપણે તેને સુંદર કહીએ છીએ અને વસ્તુની એ બાજુ સાથે વિશ્વના મૂળતત્ત્વને કેવો સંબંધ છે, એ આ પુસ્તકનો મુખ્ય વિષય છે. પુસ્તકના પહેલા ભાગમાં અમે પ્રતિપાદ્ય વિષયનો નિર્ણય કર્યો છે. ત્યાર બાદ મુખ્ય મુખ્ય પાશ્ચાત્ય અને પાૈરસ્ત્ય પંડિતોના મત સંક્ષેપમાં તપાસી જઈ અમારો પોતાનો મત એ બાબતમાં શો છે તે દર્શાવ્યું છે. તત્ત્વદર્શી લોકો કહે છે કે તત્ત્વ એક અદ્વૈતજ્ઞાન છે. ... સત્તા એક ... [illegible]

તેવી ચર્ચા થઈ શકે પણ નહિ. તેથી જ સૌંદર્યનું સ્વરૂપ સમજવા માટે અમારે આ પુસ્તકમા જડતત્ત્વ, શક્તિતત્ત્વ, જીવનતત્ત્વ અને પરમાત્મતત્ત્વની સંક્ષેપમા ચર્ચા કરવી પડી છે.

—મૂળ ગ્રંથકર્તા

( શ્રીયુત્ અભયકુમાર ગુહ )



# અનુક્રમણિકા

# સૌંદર્ય-તત્ત્વ

## -:પ્રતિપાદ્ય વિષયનો નિર્ણયઃ-

આ વિશ્વની કોઇ પણ બાજુ તરફ દષ્ટિપાત કરતાં મન આનંદથી ઉભરાઈ જાય છે, મનને આનંદ પમાડે તેવા દેખાવો નજરે પડે છે, અને તેથી એક અનિર્વચનીય લાગણી પેદા થાય છે. એક વખત ધૈર્યપૂર્વક નક્ષત્રખચિત આકાશ તરફ નજર કરો. મન કેવા અભિનવ રસથી રેલાઈ જાય છે ! તેથી જ જર્મન તત્ત્વજ્ઞાની કાન્ટે ( Kant ) કહ્યું છે કે,-"બે વસ્તુ વિષે હું જેમ જેમ વિચાર કરૂં છું, તેમ તેમ મારૂં મન વિસ્મય અને ભક્તિથી ભીનું બને છે, એ બે વસ્તુ તે નક્ષત્રખચિત સુનીલ આકાશ ને અંતરમાંની કર્તવ્ય બુદ્ધિ છે."[1]

પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાની પ્લેટો ( Plato ) તારામંડળને સર્વાપેક્ષા સુંદર માની વખાણે છે.[2] કેવળ તારામંડળ જ શા માટે ? પહાડ, નદ, નદી વગેરે પ્રાકૃતિક દશ્યોમાંના કોઈ પણ એક તરફ જુઓ, તમારૂં મન તેના સૌંદર્યથી મોહ પામશે. સોનું, રૂપુ, વગેરે ખનિજ પદાર્થોમાં પણ કેટલી શોભા છે ! પશુ, પક્ષી, કીટ, પતંગ એ બધું વિશ્વનિયંતાની સુંદર કરામત બતાવી રહ્યા છે. દશ્યમાન જગતના સર્વશ્રેષ્ઠ જીવો મનુષ્યો છે. કવિવર મિલ્ટનના મત મુજબ મનુષ્યોમાં

---

૧. જુઓઃ હેમિલ્ટનનું દર્શન-શાસ્ત્ર પુ. ૨ જું, પૃ. ૫૧૫. કાન્ટનું અવતરણ.

૨ "સર્વ દશ્ય પદાર્થોમાં આકાશી પદાર્થો સુંદરતમ છે"
—રિપબ્લિક, પુ. ૮ મું.

નારીજાતિ સૌદર્યસંપત્તિની ખાસ અધિકારિણી છે.[1] ફ્રાસ દેશનો એક મુખ્ય ચિંતાશીલ લેખક ઑગસ્ટ કોમ્ટ ( Auguste Comte ) નારીજાતિના ગુણ અને સૌદર્યથી એટલો બધો મોહિત થઈ ગયો હતો કે નારીજાતિ જ મનુષ્યને ઉપાસ્ય છે એવો મત જગતમા ફેલાવતા તે અચકાયો નહોતો.[2] નારીજાતિના સૌદર્યને અવલબી કેટલી નવલકથાઓ, કેટલા નાટકો અને કેટલા કાવ્યો લખાયા છે? દશ્યમાન જગત સિવાય ચિન્મય જગતનું પણ સૌદર્ય છે. પંડિતો સ્વભાવ, મનોવૃત્તિ, આત્મા અને ભગવાનના સૌદર્ય વિષે ઘણું લખી ગયા છે. પ્રાકૃત અને અપ્રાકૃત જગતના સૌંદર્યનું હૂબહૂ વર્ણન કરવાની શક્તિ મનુષ્યમા છે જ કયા? મનુષ્યની સૌંદર્યસ્પૃહા સ્વાભાવિક છે. મનુષ્ય સૌંદર્ય માગે છે, સુદર ચીજને ચાહે છે.[3] મનુષ્યો કેવળ પ્રાકૃતિક સૌંદર્ય નિહાળી તૃપ્ત થતા નથી. તેઓ પ્રાકૃતિક દશ્યોનું અનુકરણ કરી ચીજો બનાવે છે, અને કલ્પના તથા વિચારશક્તિની મદદથી સૌંદર્ય પેદા કરવાનો પ્રયાસ કરે છે. સૌદર્યસ્પૃહામાથી જ લલિતકલા ( Fine arts ) ની ઉત્પત્તિ થઈ છે, દર્શનેન્દ્રિયદ્વારા સૌદર્યસ્પૃહાની તૃપ્તિ ખાતર સ્થાપત્ય ( Architecture ), શિલ્પ ( Sculpture ) અને ચિત્રકલાની ( Painting ) ઉત્પત્તિ થઇ છે. શ્રવણેન્દ્રિય દ્વારા સૌંદર્યસ્પૃહા તૃપ્ત

---

૧ "વિધાતાની સર્વોત્તમ સૃષ્ટિ ! ઇશ્વરના અતિમ અને ઉત્કૃષ્ટ નિર્માણ ! દૃષ્ટિને અને મનને આનંદ આપનાર સર્વોત્તમ પ્રાણી, શુદ્ધ પવિત્ર, દૈવી, પ્રિય, મધુર અને સુંદર છે."

—પેરેડાઇઝ લોસ્ટ, પુ ૯ મુ લીટી ૪૯૬-૪૯૯.

૨ "સર્વ પ્રાણીઓમા દૈવી સંપૂર્ણતા મનુષ્યોમા વધારે દેખાય છે, અને મનુષ્યોમા પણ પૂજ્ય તો સ્ત્રી જ ગણાવી જોઇએ."

૩. સરખાવો:-"એવી એક જ સત્તા છે કે જેની પાસે અભિમાન મુકીને સર્વ નમન કરે છે, અને તે સત્તા એ સૌદર્ય." -હેર કૃત 'સત્ય-શોધનના પ્રયાસો', પૃ. ૩૫૪

કરવા ખાતર સંગીતવિદ્યા ( Music ) સરજાઈ છે. લાગણી અને વિચારની સૌંદર્યસ્પૃહા સંતોષવા માટે કવિતાની સૃષ્ટિ થઈ છે.

મનુષ્યોની સૌંદર્યસ્પૃહા એટલી બધી બળવાન છે કે તેઓ પોતાને વાપરવાની ચીજો સુંદર ન હોય તો અસંતુષ્ટ રહે છે. પહેરવાનાં વસ્ત્રો સુંદર હોવાં જોઇએ, મકાન સુંદર હોવું જોઇએ, બીજી બધી ચીજો પણ સુંદર હોવી જોઇએ. વપરાતી વસ્તુઓમાં સૌંદર્ય છે, એ પરથી એમ ધારવાનું નથી કે જે કંઈ વાપરીએ તે બધું સુંદર છે. સૌંદર્યનાં કેટલાંક ખાસ લક્ષણો છે. એ લક્ષણદ્વારા સૌંદર્યને વસ્તુના બીજા ગુણોથી જુદું પાડી શકાય છે. એ કેટલાંક ખાસ લક્ષણો યાદ રાખવાથી સ્પષ્ટ સમજાય છે કે સુંદર અને હિતકર કદી એક પદાર્થ હોઈ શકે નહિ. સુપ્રસિદ્ધ જર્મન તત્ત્વજ્ઞાની કાન્ટ સૌંદર્યનાં કેટલાંક ખાસ લક્ષણો નીચે પ્રમાણે વ્યકત કરે છેઃ—

( ક ) એ આપણને સ્થાયી ( permanent ) અને વિમલ ( refined ) આનંદ આપે છે.[1] ઇંદ્રિયોને સંતોષવાથી ઉત્પન્ન થતું સુખ, થોડીવાર ટકે છે અને પરિણામે ક્લેશદાયક નીવડે છે.[2] પરંતુ સૌંદર્યનો આનંદ મુકાબલે વધુ સ્થાયી અને વિશુદ્ધ હોય છે; તે પરિણામે ક્લેશદાયક નથી.

ઇંદ્રિયોને સંતોષવાથી ઉત્પન્ન થતા સુખ માટે ખરૂં જ કહેવાયું છે કે "કાર્ય કરતી વેળા પાપ અવશ્ય મધુર લાગે છે, પણ છેવટે તેનો પશ્ચાત્તાપ થાય છે જ."

---

૧. "સુંદર પદાર્થ સતત આનંદ આપે છે. તેનો મોહ ક્ષણે ક્ષણે વધે છે અને કદી પણ ઘટતો નથી." —કીટસ 'એન્ડીમિઅન'

૨. સરખાવોઃ—"સૌંદર્ય શુદ્ધ રીતે પ્રકાશે તો સદ્‌ગુણોને વિકસાવે છે અને દુર્ગુણોને દબાવે છે." —બેકનના નિબંધો. નિબંધ ૪૩ મો.

"સૌંદર્યે આપણી પ્રવૃત્તિને સંયમમાં રાખી છે, જગતની સાથે આપણો કેવળ સ્વાર્થનો સંબંધ ન રાખતાં આનંદનો સંબંધ બાંધ્યો છે." —રવીન્દ્રનાથ

(ખ) એ આપણને નિઃસ્વાર્થ (disinterested) અને અનપેક્ષ (immediate) આનંદ આપે છે સૌંદર્યને ખાતર જ સુંદર ચીજોનું આદરમાન થાય છે. બીજા કોઈ પ્રયોજન સિદ્ધ કરવા ખાતર અથવા અભાવ દૂર કરવા ખાતર તે ચીજો સત્કાર પામતી નથી. સૌંદર્યની સાથે આત્મસુખની ઇચ્છા જોડવાથી સુંદર વસ્તુનું સૌંદર્ય નષ્ટ થાય છે.[1] આત્મસુખ ભોગવવાની લાલચથી મનુષ્ય સુંદર ગુલાબને તોડે છે, સુંદર સ્ત્રી ભોગવવાને આકર્ષાય છે. મનુષ્યની આ આત્મસુખ મેળવવાની ઇચ્છાની અસારતા બતાવવા માટે જ કવિ કહે છે કે —

"અડકશો નહિ, અડકશો નહિ એ લજ્જાવતીની વેલને' બિચારી પોતાની જાત સંકોચી એક બાજુએ છુપાઇ બેઠી છે, તેના દેહને ન અડકતા મારી આટલી વિનતિ માનશો"

(ગ) એ વિશ્વવ્યાપી (universal) આનંદની ખાણ છે. સુંદર ચીજ એકી સાથે ઘણા લોકોને આનંદ આપે છે કેળવાએલા માણસો બધા શેકસપિયરની કવિતા વાચી આનંદ પામે છે. સંગીત કહો, કાવ્ય કહો, ચિત્ર કહો, બધી. સુંદર જણસો ઘણા લોકોને એક જ વખતે વિમલ આનંદ પમાડે છે આ સાર્વભૌમપણુ એ સૌંદર્યનુ એક ખાસ લક્ષણ છે.

સુકુમાર કલાનુ વિશ્લેષણ કરતા સૌંદર્યના આ કેટલાક લક્ષણો નક્કી થયા છે. સૌંદર્યમા આ લક્ષણો હોય છે એ બનતા સુધી સર્વાદિસંમત છે.

અમે અગાઉ જણાવ્યુ છે તેમ મનુષ્યમા સૌંદર્યસ્પૃહા સ્વાભાવિક છે. બાળકો અને જંગલી લોકોમા પણ આ સૌંદર્યસ્પૃહાની ક્રિયા

1. "પ્રવૃત્તિને જો પુરેપુરા પ્રમાણમાં સળગવા દઇએ તો તે જો સૌંદર્યને કેવળ રગવાની જ જરૂર છે, તેને સળગાવીને ભસ્મ કરી નાખશે, ફુલને તોડવા જતા તેને તોડી ધૂળમા રગદોળી નાખશે." રવીન્દ્રનાથ

સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે. જે કંઈ સુંદર હોય તે પર બાળકને પ્રેમ પેદા થાય છે. બાળકને એક સુંદર કપડું આપો, તે આનંદમાં નાચવા કુદવા માંડશે; આકાશમાંનો ચંદ્ર સુંદર છે, તેથી બાળક હાથ લંબાવી તેને ગજવામાં ઘાલવા માગે છે. ગારો, કુકી વગેરે જંગલી જાતોનાં સ્ત્રી પુરુષો પોતાના દેહને નાના પ્રકારથી શોભાવે છે. તેઓ સુંદર ચીજો તરફ સ્વાભાવિક રીતે જ આકર્ષાય છે એવું માલમ પડયું છે. તેથી જણાય છે કે માનવોના પ્રાણને વિષે સૌંદર્ય-સ્પૃહા મૂળથી જ મુકાએલી છે, કેળવણીદ્વારા એ કેવળ ઉજ્જ્વલ બને છે એટલું જ.

. સૌંદર્યસ્પૃહા સ્વાભાવિક છે, એ કોઈ કોઈ વિદ્વાનો સ્વીકારતા નથી. ડાર્વિન (Darwin) કહે છે, કે સૌંદર્યસ્પૃહા યૌનનિર્વાચનને લીધે ઉત્પન્ન થએલી છે. મનુષ્યનો નારીજાતિના શરીર પર આકસ્મિક અનુરાગ હોવાથી સ્ત્રીજાતિ સૌંદર્યની અધિકારિણી થઈ છે. ડાર્વિન મનુષ્યોનો નારીના શરીર પર સ્વાભાવિક અનુરાગ હોય છે એ વાત સ્વીકારે છે. માટે તેના મતદ્વારા સૌંદર્યસ્પૃહાનું સ્વાભાવિકપણું નષ્ટ થયું છે એમ બનાય નહિ. આથી ઉલટું પ્રાકૃતિક નિર્વાચનવાદનો એક બીજો પ્રવર્તક આલ્ફ્રેડ રસલ વોલેસ કહે છે કે યૌનનિર્વાચનથી સૌંદર્યની ઉત્પત્તિ થઈ નથી. સૌંદર્યસ્પૃહા જીવનસંગ્રામમાં કંઇ અનુ-કૂળતા પ્રાપ્ત કરી આપતી નથી, માટે તેની ઉત્પત્તિ પ્રાકૃતિક નિર્વા-ચનને લીધે થઈ છે એ કોઈ પણ રીતે કહી શકાય નહિ. આ ખાતર વૉલેસને સૌંદર્યસ્પૃહાની ઉત્પત્તિ માટે કોઇ અગમ્ય શક્તિનો આશ્રય ગ્રહણ કરવાનો અભિપ્રાય રજૂ કરવાની ફરજ પડી છે. કોઈ કોઈ જીવતાત્વિક વિદ્વાનો સૌંદર્યસ્પૃહાને જાતીય ઉત્ક્રાન્તિનું એક આક-સ્મિક આગંતુક ફલ (bye-product of evolution) માની તે દૃષ્ટિથી તેનું સ્વરૂપ સમજાવવાનો પ્રયાસ કરે છે. પ્રાકૃતિક નિર્વાચનને લીધે જીવનરક્ષાને અનુકૂળ વિવિધ ધર્મોના વિકાસ સાથે સાથે એવા

એકાદ બે ધર્મોની ઉત્પત્તિ થાય છે કે જેની જીવન ટકાવવામાં કંઈ ઉપયોગિતા ન હોય. આ આગંતુક પરિવર્તનો જીવન ટકાવવામાં અનુકૂળ ન પણ હોય. સૌંદર્યસ્પૃહા જાતીય ઉત્ક્રાન્તિનું આ જાતનું એકાદ આકસ્મિક આગંતુક ફલ માત્ર છે. આ મત સામે એક જ દલીલ પુરતી થઈ પડશે કે આકસ્મિક ભાવે કોઈ પણ વિષયની ઉત્પત્તિ બતાવવી એ કદી પણ વૈજ્ઞાનિક પદ્ધતિ હોઈ શકે નહિ. સ્પેન્સર કહે છે, કે મનુષ્યો આદિમ અવસ્થામાં વૃત્તિના વ્યવહાર જાણતા નહોતા. તેથી તેઓની શક્તિ એકત્ર થઈ રહેતી. સંચિત શક્તિનો પ્રકાશ અવશ્ય થવાનો જ. મનોવૃત્તિના વ્યવહારમાંથી આનંદની ઉત્પત્તિ થઈ છે. આ આનંદ સ્મૃતિસાહચર્યના નિયમ (Laws of association of Ideas)વડે જોડાઈ, ફેરવાઈ સૌંદર્યથી જન્મેલા આનંદના રૂપમાં પરિણામ પામે છે. જેમ્સ સલિએ ખરૂં જ કહ્યું છે, કે આ મતદ્વારા રંગ અને સ્વર તરફ મનુષ્યને સ્વાભાવિક અનુરાગ શી રીતે ઉત્પન્ન થયો તે સમજી શકાતું નથી.[1] કોઈ કોઈ વિદ્વાનો કહે છે, કે સૌંદર્યસ્પૃહા સ્વાભાવિક છે, પરંતુ તેનું વર્તમાન સ્વાભાવિકપણું પૂર્વ પુરુષોની વંશપરંપરાની અભિજ્ઞતાનું સંચાર પામેલું ફલ માત્ર છે. માનવના પૂર્વ પુરુષોની કઇ અભિજ્ઞતાને પરિણામે આ સૌંદર્યસ્પૃહાની ઉત્પત્તિ થઈ, એ તેઓએ બતાવ્યું નથી. અમે અગાઉ જણાવ્યું છે કે પ્રસિદ્ધ ઉત્ક્રાન્તિવાદીઓ સૌંદર્ય–સ્પૃહાની ઉત્પત્તિનું મૂળ બતાવવા અસમર્થ નીવડયા છે. ઉત્ક્રાન્તિવાદની મદદ વડે સૌંદર્યસ્પૃહાની ઉત્પત્તિ સ્પષ્ટ રીતે સમજાવી શકાય એવું જણાતું નથી.[2] તેથીજ કદાચ પ્રોફેસર બેઇને પણ સૌંદર્યસ્પૃહાનું સ્વાભાવિક-

---

૧. જુઓ, જેમ્સ સલિનો 'સૌંદર્ય–વિજ્ઞાન' પરનો લેખ.

—એન્સાઈક્લોપીડિઆ બ્રિટાનિકા.

૨. "ખાસ લાગણીઓના અસાધારણ વિકાસના બનાવોમાં સ્વભાવ ઉપરાંત ટેવ અથવા પ્રયત્નનો આશ્રય હંમેશાં લેવામાં આવેલ હોય છે. સ્વાભાવિક તીવ્ર લાગણીનો વારંવાર ઉપયોગ થતાં તે તીવ્રતર બને છે અને

પણું નાકબુલ કર્યું નથી.

મનુષ્યમાં સૌંદર્યસ્પૃહા સ્વાભાવિક છે અને સૌંદર્યનાં કેટલાંક ખાસ લક્ષણો નક્કી થયાં છે, એ વાત સ્વીકારવામાં ઉપલી દલીલો પુરતી થઇ પડશે. પરંતુ એ દલીલો વડે સૌંદર્યતત્ત્વના મૂળ પ્રશ્નની મીમાંસા થતી નથી. સૌંદર્યતત્ત્વના મૂળ પ્રશ્નો આ છે, કે ખાસ લક્ષણવાળું સૌંદર્ય વસ્તુતઃ શો પદાર્થ છે? સુંદર ચીજમાં એવું શું છે કે જેને લીધે આપણે તેને સુંદર કહીએ છીએ? છેક જુના વખતથી માંડીને તે આજસુધી વિદ્વાનોએ આ પ્રશ્નો પર ખૂબ વિચાર કર્યો છે. અને એ વિચારને પરિણામે સૌંદર્ય-વિજ્ઞાનની સૃષ્ટિ થઈ છે. સૌંદર્ય વિષેના વિચારો સાધારણ રીતે બે ભાગમાં વહેંચી શકાય-દાર્શનિક (Metaphysical) અને વૈજ્ઞાનિક (scientific). દાર્શનિક વિદ્વાનો ઇન્દ્રિયાતીત વસ્તુનું અસ્તિત્વ સ્વીકારી લે છે. તેઓ કહે છે કે જડ વસ્તુનું પોતાનું સૌંદર્ય કંઈ નથી. કોઇ ઇન્દ્રિયાતીત પદાર્થ એ વસ્તુમાં દેખાય છે તેથી જ તે સુંદર જણાય છે. લિવેકના (Leveque) અભિપ્રાય મુજબ આ ઇંદ્રિયોથી ન જોઈ શકાય તેવો પદાર્થ સાધારણ શક્તિ છે, રિડના (Ried) મત પ્રમાણે એ ભગવાન છે, પ્લેટોના મત મુજબ સ્વયંભૂત આકૃતિ અને પ્રતિકૃતિ (self-existent forms and ideas) છે, અને હેગલના મત પ્રમાણે એ નિરપેક્ષ જ્ઞાન અથવા પ્રજ્ઞા (Absolute) છે. આથી ઉલટું વૈજ્ઞાનિકો તો ઇશ્વર સિવાય બીજી કોઇ ઇંદ્રિયાતીત વસ્તુનો સ્વીકાર કરવા તૈયાર નથી. તેઓના અભિપ્રાય મુજબ પ્રત્યક્ષ જ્ઞાન (experience) કેવળ સત્ય જાણવાનો એક જ રાજમાર્ગ છે. તેઓએ સૌંદર્યનું પૃથક્કરણ કરી એનાં મૂળતત્ત્વો નક્કી કરવાનો પ્રયત્ન કર્યો છે. એરિસ્ટોટલ, ડિડેરો, હોગાર્થ વગેરે વિદ્વાનો મનથી પર કોઈ

---

તેવી તેને ટેવ પડે છે. વળી મૂળ લાગણી મજબુત ન હોય તોપણ કેળવણી અને બાહ્ય અસરને લીધે તે તીવ્ર બની શકે છે."

—બેઈનકૃત 'માનસ-શાસ્ત્ર' પૃ. ૨૮૬

બીજા પદાર્થ તરીકે સૌંદર્યનું અસ્તિત્વ સ્વીકારતા નથી. તેઓએ પૃથક્કરણ પદ્ધતિની મદદથી સૌંદર્યનાં લક્ષણો નક્કી કર્યાં છે. એલિસન કહે છે, કે સૌંદર્ય મનની લાગણી અને વિચાર પર આધાર રાખે છે. મનની લાગણી અને વિચાર સ્મૃતિસાહચર્યના નિયમ વડે બાહ્ય જગતની વસ્તુઓ પર ફેંકાય છે તેથી જ તે સુંદર જણાય છે. એલિસન મનથી પર કોઈ સ્વતંત્ર પદાર્થ તરીકે સૌંદર્યની હયાતી હોય એવું સ્વીકારતો નથી. બેઇન, સ્પેન્સર વગેરે વિદ્વાનો કહે છે, કે સૌંદર્ય થોડા પ્રમાણમાં બાહ્ય જગતની ઉદ્દીપના ઉપર, થોડા પ્રમાણમાં જ્ઞાનેન્દ્રિયની ગતિ ઉપર અને થોડા પ્રમાણમાં લાગણી અને સ્મૃતિસાહચર્યના નિયમ ઉપર આધાર રાખે છે. ઉપલા બધા વિદ્વાનો પ્રત્યક્ષ જ્ઞાનના પાયા ઉપર ઉભા રહી પૃથક્કરણ પદ્ધતિ વડે આ સિદ્ધાંત પર આવ્યા છે. તેથી તેઓની વિચારપદ્ધતિ વૈજ્ઞાનિક ગણાય છે. સૌંદર્યતત્ત્વ વિષેના લગભગ તમામ મતો આમાંની કોઈ પણ એક શ્રેણિને અનુસરે છે.

ચર્ચા કરવા યોગ્ય વિષય શું છે એ અગાઉ જણાવાઈ ગયું છે. ઘણા વિદ્વાનો એમ માને છે કે કલાની નિવૃત્તિ સિવાય સાધારણ રીતે સૌંદર્યતત્ત્વની વ્યાખ્યા ન જ કરી શકાય. આ મતમાં કંઈ સાર હોય એવું જણાતું નથી. સૌંદર્યતત્ત્વ સાથે કલાનો ગાઢ સંબંધ છે. એ બાબતમાં કંઈ સંદેહ હોઈ શકે નહિ; કલાના પૃથક્કરણ દ્વારા સૌંદર્યનું ઉપાદાન અને પ્રકૃતિ સમજવામાં મદદ મળે છે એ પણ નિઃસંદેહ વાત છે; પણ એથી કંઈ કલાની વિવૃત્તિ સિવાય સૌંદર્ય વસ્તુતઃ શું છે, સુંદર વસ્તુમાં એવું શું છે કે જેને ખાતર આપણે તેને સુંદર કહીએ છીએ, એ પ્રશ્નોની ચર્ચા અને નિર્ણય ન થઈ શકે એ વાત કબુલ કરવા યોગ્ય નથી. જેમ્સ સલિગે ખરૂં કહ્યું છે, કે "એમ કહીએ તો કલાવાદની સાથે સાધારણ સૌંદર્યવાદની,—જર્મન દર્શનના સાધારણ સૌંદર્ય—વિજ્ઞાનની જરા પણ જુદાઇ

રહેતી નથી. "[1]

આ પુસ્તકમાં અમે મુખ્ય મુખ્ય પ્રાચીન અને આધુનિક દાર્શનિક અને વૈજ્ઞાનિક વિદ્વાનોના અભિપ્રાયોની સમાલોચના કરી છેવટે અમારો પોતાનો અભિપ્રાય બતાવીશું. પશ્ચિમમાં સૌ પહેલા ગ્રીક દાર્શનિકોએ જ સૌંદર્યતત્ત્વ પર ચર્ચા કરી હતી; તેથી અમે પહેલાં ગ્રીક વિદ્વાનોના અભિપ્રાય પર ચર્ચા કરવા માગીએ છીએ.

## ગ્રીક તત્ત્વજ્ઞાનીઓના મત

સોક્રેટિસઃ—પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રનો પિતા સોક્રેટિસ કહે છે, કે "સુંદર અને ઉત્તમ (good) અથવા હિતકર (useful) વિષય એક જ છે. સુંદર ચીજ આપણી જરૂરિઆત પુરી પાડે છે માટે સુંદર જણાય છે. વિષ્ઠાની ટોપલી કામ સાધવાને ઉપયોગી હોવાથી સુંદર લાગે છે, સોનાની ઢાલ કામ સાધવાને માટે ઉપયોગી નથી માટે બેડોળ જણાય છે."[2] તેણે કેવળ પાર્થિવ પ્રયોજન-સિદ્ધિ પર લક્ષ રાખી સૌંદર્યતત્ત્વની આલોચના કરી છે. સૌંદર્યના ભાવની દિશા તરફ સંપૂર્ણ ઉદાસીનતા બતાવી છે. વર્તમાન કાળમા કોઈ પણ વિદ્વાન તેના મત તરફ પક્ષપાત રાખતો નથી. તેના વિદ્વાન શિષ્ય પ્લેટોએ જ એ મતની ભૂલ બતાવી આપી છે.

પ્લેટોઃ—સોક્રેટિસના વિદ્વાન શિષ્ય પ્લેટોએ સોક્રેટિસને મ્હોટે હિપિયસ મેજર (Hippias Major) નામના ગ્રંથમા સૌંદર્ય-તત્ત્વ વિષે કેટલીક ચર્ચા કરાવી છે. પહેલું તો ઉપયોગી (suitable) ચીજને સુંદર ગણવામાં આવી છે. વાસ્તવિક રીતે જોતાં ઉપયોગીપણું

---

૧. જુઓ, જેમ્સ સલિનો 'સૌંદર્ય-વિજ્ઞાન' પરનો લેખ
—એન્સાઇક્લોપીડિઆ બ્રિટાનિકા, આવૃત્તિ ૧૧ મી

૨. મેમરેબિલિઆ ૩,૮.

વસ્તુનું સૌંદર્ય વધારે છે, પણ તે વાસ્તવિક સૌંદર્ય નથી. બીજું એમ કહેવામાં આવ્યું છે કે સુંદર અને હિતકર એક જ વિષય છે. પરંતુ સુંદર અને હિતકર કદી પણ એક પદાર્થ હોઈ શકે નહિ. શક્તિ જ્યારે હિતકર કાર્યમાં વપરાય ત્યારે ખરેખર સુંદર જણાય છે; પરંતુ એ જ શક્તિ અહિતકર કાર્યમાં પણ વાપરી શકાય છે. માટે તે વખતે તે સુંદર ન પણ હોઈ શકે. જો એમ કહો કે શક્તિ ઉત્તમ ઉદ્દેશને ખાતર વપરાતી હોય ત્યારે સુંદર ગણાય છે, તો તમે ઉત્તમને (good) કારણ અને સુંદરને કાર્ય બનાવો છો. પરિણામે એ બંને જુદી જુદી વસ્તુ બની જાય છે. માટે તમારો મત બરાબર નથી. ત્રીજું એ કે ઘણા લોકો સુંદરને સુખદાયકનો (Pleasurable) પ્રકારભેદ માને છે. એમ કહેવામાં આવે છે કે જે આપણને કેવળ આંખ અને કાનદ્વારા સુખ આપે તે જ સુંદર છે. અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સૌંદર્યથી પેદા થતા સુખને બીજા સુખથી જુદું પાડવાનું કારણ શું? જો એમ કહેવામાં આવે કે સૌંદર્યમાંથી પેદા થતું સુખ નિર્દોષ અને સર્વોત્તમ છે, તેથી તે સુખ બીજા સુખથી જુદું છે, તો પછી સુંદર કારણ અને ઉત્તમ સુખ કાર્ય બને છે. માટે સુંદર અને ઉત્તમ સુખ બંને જુદી જુદી વસ્તુ બની જાય છે. આધુનિક કાળમાં કોઈ કોઈ વિજ્ઞાનશાસ્ત્રી આંખ અને કાનદ્વારા પ્રાપ્ત થતા સુખના પ્રકારભેદને સૌંદર્ય માને છે. પ્લેટોએ સેંકડો વર્ષ પહેલાં તેઓના મતનું ખંડન કર્યું છે.

પ્લેટોએ પોતાનો અભિપ્રાય રિપબ્લિક (Republic) નામના ગ્રંથમાં જાહેર કર્યો છે. તે કહે છે, કે પ્રત્યેક વિષયને વાસ્તવિક સ્વયંભૂત આકૃતિ છે.[૧] એ બધી આકૃતિ ઇન્દ્રિયાતીત છે છતાં વિચારગમ્ય છે. એ આદર્શ આકૃતિનો સમૂહ જે પ્રમાણમાં વસ્તુઓમાં

૧ "વિચારો તે સર્વ ભૌતિક પદાર્થોનું અધિકરણ છે. એટલું જ નહિ પણ તે માનવબુદ્ધિના સર્વોત્તમ અને સૌથી વધારે આનંદદાયક વિષયો છે."

દેખાય છે તે વસ્તુ તે પ્રમાણમાં સુંદર જણાય છે. આ સ્વયંભૂત આકૃતિ અને પ્રતિકૃતિ જ સમસ્ત સુંદર વિષયોના આદિકારણ રૂપે વિદ્યમાન છે. આકાશી પદાર્થોની ગતિ અને આકૃતિ લગભગ આદર્શ આકૃતિ અને ગતિના જેવી છે તેથી તે સૌ કરતાં વધારે સુંદર જણાય છે. પ્લેટોએ જ સૌ પહેલાં બહુત્વમાં ઐક્યને સૌંદર્યનું એક વિશેષ લક્ષણ માન્યું છે. પ્લેટોએ લલિતકલાના સૌંદર્ય વિષે ઉદાસીનતા પ્રકટ કરી છે. તેણે કહેલી આદર્શ આકૃતિ અને પ્રતિકૃતિનો સમૂહ જડજગત અને જીવજગતમાં કઈ પદ્ધતિએ કામ કરે છે, તે તેણે બતાવ્યું નથી.

**એરિસ્ટોટલઃ**—પ્રસિદ્ધ ગ્રીક દાર્શનિક એરિસ્ટોટલે પૃથક્કરણ પદ્ધતિ વડે સૌંદર્યનાં ખરાં સાધનો નક્કી કર્યાં છે. તે નિરપેક્ષ સૌંદર્યનું ( absolute beauty ) અસ્તિત્વ સ્વીકારતો નથી. તે કહે છે કે ઉત્તમ અને સુંદર વિષય જુદા છે. ગતિશીલ પદાર્થ સર્વદા ઉત્તમ છે, ગતિહીન પદાર્થ સુંદર હોઈ શકે પણ તે ઉત્તમ નથી. સૌંદર્ય આપણને અનપેક્ષ, નિસ્વાર્થ, વિમલ આનંદ આપે છે એ વાત તેણે જ સૌ પહેલાં પાશ્ચાત્ય જગતને જાહેર કરી છે. સૌંદર્યતત્ત્વ વિષે તે કહે છે, કે વસ્તુનું સૌંદર્ય વ્યવસ્થિત ગોઠવણી (orderly arrangement) અને અમુક કદ (certain magnitude) ઉપર આધાર રાખે છે. વસ્તુ ખૂબ નાની અથવા ખૂબ મોટી હોય તો સુંદર જણાતી નથી. વસ્તુનું કદ એવું હોવું જોઇએ કે તે સહેલાઈથી ઇંદ્રિયગ્રાહ્ય થઈ શકે.[1] મોટી વસ્તુ

---

૧. એરિસ્ટોટલના મત પ્રમાણે સૌંદર્યનાં વિશ્વવ્યાપી તત્ત્વો સપ્રમાણતા અને નિશ્ચિતતા છે; વળી તે માને છે કે સુંદર વસ્તુને અમુક કદ જોઇએ આ મત પ્રમાણે કોઈ પ્રાણી બહુ નાનું હોય તો તે સુંદર ગણી શકાય નહિ. તેજ પ્રમાણે જો તે આખું જોઈ શકાય નહિ એવડું મોટું હોય તોપણ નકામું છે.

—જુઓ, એરિસ્ટોટલનું દર્શનશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર.

પણ ખરા રૂપમા ઇન્દ્રિયમાહ્ય થાય તો સુંદર ગણી શકાય. એરિસ્ટોટલ કહે છે કે લલિતકલા આપણને અનપેક્ષ અને વિશુદ્ધ આનંદ આપે છે; તે ખાતર જ એની સૃષ્ટિ થઈ છે, યાંત્રિક શિલ્પ (mechanical arts) પ્રયોજન–સિદ્ધિ માટે પેદા થયું છે. તેણે પેદા કરેલ લલિતકલાનો વિભાગ અપૂર્ણ છે. તેના મત પ્રમાણે અનુકરણ એ જ કલાનું લક્ષ્ય છે, અનુકરણ એ જ કલાનું જીવન છે. તે કહે છે કે કાવ્ય, સંગીત અને નૃત્ય એ ત્રણે જુદી જુદી રીતે માનવોનાં કાર્ય, ભાવ અને ચરિત્રનું અનુકરણ કરે છે; કાવ્ય છંદ વડે, સંગીત સુંદર સ્વર વડે અને નૃત્ય અંગના મરોડ વડે માનવોનું અનુકરણ કહે છે. પ્રકૃતિનું અનુકરણ કરવું એજ ચિત્રકલા અને શિલ્પનું લક્ષ્ય છે. સ્થાપત્ય વિષે તેણે કંઈ કહ્યું નથી. એરિસ્ટોટલે વૈજ્ઞાનિક પદ્ધતિ મુજબ સૌંદર્યતત્ત્વની ચર્ચા કરી છે. સૌંદર્યનું વાસ્તવિક સ્વરૂપ તે બનાવી શક્યો હોય એવું જણાતું નથી.

**પ્લોટિનસ:**—અલેકઝાંડ્રિઆનો દાર્શનિક [1]પ્લોટિનસ કહે છે, કે અદ્વૈત મંગલતત્ત્વ (absolute good) વિષયાત્મક પ્રજ્ઞાનું (objective reason) ઉત્પત્તિ કારણ છે.[1] આ પ્રજ્ઞા નિરપેક્ષ રૂપે સુંદર છે. આ પ્રજ્ઞામાં બધી આદર્શ આકૃતિઓ અને પ્રતિકૃતિઓ આવી રહેલી છે. આ પ્રજ્ઞા ગતિશીલ છે, જડ વસ્તુ મૃત છે. આ પ્રજ્ઞા પોતાની ગતિ વડે જડ વસ્તુને આકૃતિસંપન્ન કરે છે.

આકૃતિસંપન્ન વસ્તુ સુંદર હોય છે. પ્રજ્ઞા જડ વસ્તુઓ ઉપર જે પ્રમાણમાં કાર્ય કરે છે, તે પ્રમાણમાં એ વસ્તુઓ સુંદરતા ધારણ કરે છે. પ્રજ્ઞા જે વસ્તુઓ ઉપર કામ કરતી નથી, તે બેડોળ જણાય છે. બીજી રીતે કહીએ તો પ્રજ્ઞાનો સીમાબદ્ધ આવિર્ભાવ તે જ સૌંદર્ય.[2]

---

૧ તેનો 'એનિએઈડસ' નામનો ગ્રંથ તપાસવા જેવો છે.

"સૌંદર્ય અંતિમ અથવા દાર્શનિક સ્વરૂપમાં એક આવિર્ભાવ છે, તે પ્રજ્ઞાનો અમુક આકાર અથવા સ્વરૂપમાં પ્રકાશ છે."

આવિર્ભાવના ઓછાવત્તાપણા મુજબ સૌંદર્યના ત્રણ વિભાગ પડે છે; (ક) માનવની પ્રજ્ઞાનું (human reason) સૌંદર્ય;[૧] આ સૌંદર્ય સૌ કરતાં શ્રેષ્ઠ છે. (ખ) માનવના આત્માનું (soul) સૌંદર્ય; દેહની સાથે આત્મા જોડાએલો હોવાથી એનું સૌંદર્ય પ્રજ્ઞાના સૌંદર્ય કરતાં ઉતરતું છે. (ગ) પ્રાકૃત વસ્તુનું (real objects) સૌંદર્ય; આ સૌંદર્ય સૌ કરતાં ઉતરતું છે. સૌંદર્યની આકૃતિ વિષે તે કહે છે, કે અવિભાજ્ય વસ્તુ તેમાં રહેલા ઐક્ય અને જલદી સમજી શકાય એવા ગુણને લીધે સુંદર હોય છે. કોઈ સ્થળે તેણે સમપ્રમાણતાને (Symmetry) સૌંદર્યની આકૃતિ માની છે. તેણે રંગનું સૌંદર્ય ખૂબ વખાણ્યું છે. તેના મત મુજબ શિલ્પીના માનસિક આદર્શો પ્રાકૃતિક દશ્ય કરતાં પણ શ્રેષ્ઠ સુંદર છે. પ્રજ્ઞા કઈ રીતે જડ જગત અને જીવ જગતને વિષે કામ કરી એ બંને જગતોને સૌંદર્યસંપન્ન કરી રહી છે, એ દર્શાવવાને તે સમર્થ નીવડ્યો નથી.

**સેંટ ઑગસ્ટાઈનઃ**—સેંટ ઑગસ્ટાઈન કહે છે,[૨] કે ભગવાન અનંત, મંગલ, સત્ય અને સૌંદર્યનો ખજાનો છે,[૩] તે પોતાના સૌંદર્ય દ્વારા વસ્તુઓને શોભાવે છે. વસ્તુઓ જે પ્રમાણમાં ભગવાનનું સૌંદર્ય પ્રાપ્ત કરે છે, તે પ્રમાણમાં તે સુંદર બને છે. ઐક્ય સૌંદર્યની આકૃતિ છે.[૪] જે વસ્તુના વિભાગો પરસ્પર વ્યવસ્થિત રીતે ગોઠવાએલા હોય

---

૩ " માનવ બુદ્ધિનું સૌંદર્ય સર્વથી શ્રેષ્ઠ છે. " —એનિએઇડસ

૧. સરખાવોઃ—" સત્ય, કલ્યાણ અને સૌંદર્ય તે એક જ પ્રભુનાં જુદાં જુદાં સ્વરૂપો છે." —એમર્સન

૨. " સૌંદર્ય, કલ્યાણ અને જ્ઞાન એ ત્રણ પરસ્પર અનન્ય પ્રીતિથી સંકળાએલી બ્હેનો છે. માનવજાતિની આ કલ્યાણકારી દેવીઓ એક જ સ્થળે વસે છે અને રડયા સિવાય છુટી પડતી નથી. —ટેનિસન

૩. " સર્વ પ્રકારના સૌંદર્યનું સ્વરૂપ ઐક્ય છે. અપરિમિત કલ્યાણ, સત્ય અને સૌંદર્ય તે ઈશ્વરના ગુણો છે; અને આ ગુણોનું તે જગતની વસ્તુઓમાં આરોપણ કરે છે."

તે વસ્તુ સુંદર ગણવી જોઇએ. ઇશ્વર પોતે વસ્તુઓનું ઐક્ય સાધે છે. ભગવાનનું સૌંદર્ય જડ અને જીવ જગતના સૌંદર્યનું આદિ કારણ છે. દિલગીરીની વાત એ કે સેંટ્ ઑગસ્ટાઇને રચેલો સૌંદર્યતત્ત્વનો ગ્રંથ જગતમાંથી લુપ્ત થઇ ગયો છે. તેનો મૂળ ગ્રંથ સાધક માત્રને ખાસ આદરણીય થઈ પડત એમાં કાંઈ સંદેહ નથી.

## સૌંદર્યતત્ત્વ વિષે જર્મન તત્ત્વજ્ઞાનીઓના મત

સૌંદર્યતત્ત્વની શોધમાં ગ્રીસ પછી જર્મનિમાં ડગલું મુકીએ છીએ. વિચારનું સરખામણું જોતાં ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ પછી જર્મન તત્ત્વજ્ઞાનીઓનો મત તપાસવો જોઇએ. તેથી અમે ગ્રીક વિદ્વાનોના વિચારો જાણ્યા પછી જર્મન વિદ્વાનોના મત તપાસી જઇએ એ ઠીક છે.

**બોમગાર્ટન:**—જર્મનિમાં સૌંદર્ય–વિજ્ઞાનની હદ નક્કી કરનાર સૌ પહેલો બોમગાર્ટન છે. તેની પહેલાં દાર્શનિક વુલ્ફ (Wolfe) અને લિબનિઝ (Leibnitz) સ્પષ્ટ જ્ઞાનનાં કાર્ય અને લક્ષ્ય વિષે ચર્ચા કરી હતી; પરંતુ તેઓએ અસ્પષ્ટ જ્ઞાનનાં (Confused conception) કાર્ય અને લક્ષ્ય વિષે કંઇ કહ્યું નહોતું. બોમગાર્ટને કહ્યું છે કે આપણી પ્રત્યેક આંતરિક વૃત્તિનું એક એક લક્ષ્ય છે. પ્રત્યેક વૃત્તિ પોતપોતાના લક્ષ્ય સ્થાને પહોંચી પૂર્ણત્વ (perfection) પ્રાપ્ત કરે છે. આપણા સ્પષ્ટ જ્ઞાનનું લક્ષ્ય સત્ય છે, અસ્પષ્ટ જ્ઞાનનું (obscure or sensuous knowledge) લક્ષ્ય સૌંદર્ય છે. અને આપણી ઇચ્છાવૃત્તિનું લક્ષ્ય મંગલ (goodness) છે. આપણા અસ્પષ્ટ કિંવા ઇંદ્રિયજાત જ્ઞાનનું પૂર્ણત્વ એ જ સૌંદર્ય, અને જે એ પૂર્ણત્વની પ્રાપ્તિની વિરુદ્ધ છે તે જ કુરુપ કહી શકાય.[1] સ્પષ્ટ જ્ઞાનની સાથે

1. 'બોમગાર્ટન સૌંદર્યની વ્યાખ્યા ઇંદ્રિયજાત જ્ઞાનની પરાકાષ્ઠા એવી આપે છે, અને આ પરાકાષ્ઠાએ પહોંચવાનો મિથ્યા પ્રયાસ કરે તેને કુરુપ કહે છે.'

તર્કવિજ્ઞાનનો સંબંધ છે; સૌંદર્ય સાથે ઇંદ્રિયગમ્ય જ્ઞાનનો સંબંધ છે: દાર્શનિક લિબનિજ પોતે પ્રચારમાં મૂકેલા પૂર્વ–નિર્દિષ્ટ શૃંખલાવાદ ( Theory of Pre-established Harmony ) મુજબ વર્તમાન પૃથ્વીને સંભવ હોય તેવી સર્વોત્કૃષ્ટ પૃથ્વી તરીકે જાહેર કરે છે. એ મતને અનુસરી બોમગાર્ટન કહે છે, કે પ્રકૃતિ જ સૌંદર્યનો સર્વોત્કૃષ્ટ પ્રકાશ છે. પ્રકૃતિનું હૂબહૂ અનુકરણ એ જ કલાવિદ્યાનું ઊંચામાં ઊંચું લક્ષ્ય છે. પૂર્ણત્વ ઉપર વસ્તુનું સૌંદર્ય આધાર રાખે છે, એ તો લિબનિજ પણ કબુલ કરે છે;[૧] પરંતુ ઇંદ્રિયજાત જ્ઞાનના પૂર્ણત્વ ઉપર જ સૌંદર્ય આધાર રાખે છે, એ લિબનિજે કોઈ પણ સ્થળે કહ્યું નથી. ઇંદ્રિયજાત જ્ઞાન સાથે સૌંદર્યનો સંબંધ છે, એ સૌ પહેલાં બોમગાર્ટને જ જર્મનિમાં જાહેર કર્યું હતું. તર્કવિજ્ઞાન, નીતિવિજ્ઞાન અને સૌંદર્યવિજ્ઞાનની હદ નક્કી કરી બોમગાર્ટને જગતનું કલ્યાણ કર્યું છે, એ સત્ય છે; પરંતુ તેણે સૌંદર્યના ભાવની દિશા તરફ ઉપેક્ષાની નજરે જોયું છે. વાસ્તવિક રીતે ભાવ જ સૌંદર્યનો પ્રાણ છે. બોમગાર્ટનનો મત આથી એકદેશદર્શી ઠરે છે.

કાન્ટઃ—સુપ્રસિદ્ધ જર્મન દાર્શનિક કાન્ટનો સૌંદર્ય વિષેનો અભિપ્રાય જાણવો હોય તો તેના બધા ગ્રંથોનો અભ્યાસ કરવો જોઇએ. અમે ટુંકામાં તેના તત્ત્વજ્ઞાન વિષે એકાદ બે વાતો કર્યા બાદ તેના સૌંદર્ય વિષેના અભિપ્રાયની ચર્ચા કરીશું. કાન્ટે પોતાના દર્શનશાસ્ત્રમાં વસ્તુનું જ્ઞાન મેળવવાના સંબંધમાં વિચાર કર્યો છે. એ વિચાર પ્રણા-

---

૧. સરખાવો, "સૌંદર્ય એ પૂર્ણત્વ છે." —પી. સોફિઅન

"સૌંદર્ય એવા પ્રકારનું પૂર્ણત્વ છે કે જેમાં કોઈ પણ અંશ એવો નથી કે જે બીજા અંશને ઢાંકી દે."

—હેરકૃત 'સત્ય શોધનના પ્રયાસો' પૃ. ૭૯.

"સૌંદર્ય સત્ય છે, સત્ય સૌંદર્ય છે. આટલુંજ આપણે આ દુનિયામાં જાણી શકીએ છીએ. અને એટલુંજ જાણવાની જરૂર છે."

—ગ્રીક અવશેષપાત્રપરનું કીટ્સનું કાવ્ય.

લીની ત્રણ શાખા છેઃ—(ક) સ્પષ્ટ જ્ઞાનનો વિચાર; આ વિભાગમા તેણે જ્ઞેય વસ્તુનું જ્ઞાન મેળવવાના સહજ (apriori) સાધનો બતાવ્યાં છે. (ખ) કાર્યોપયોગી જ્ઞાનનો વિચાર; આ વિભાગમા તેણે ઇચ્છાશક્તિના સહજ સાધનો દર્શાવ્યા છે; (ગ) રુચિનો વિચાર; આ વિભાગમા તેણે સુખદુઃખના સહજ સાધનોનો નિર્દેશ કર્યો છે. આ રુચિના વિચારના બે ભાગ પાડેલા છે. સૌંદર્ય-તત્ત્વ અને ઉદ્દેશતત્ત્વ. કાન્ટ સૌંદર્યતત્ત્વની ચર્ચા વર્ગચતુષ્ટય ( four categories ) તરફ લક્ષ રાખી કરે છે. ગુણથી ( In quality ) સૌંદર્ય આપણને નિઃસ્વાર્થ આનંદ આપે છે. પ્રીતિકર (agreeable) અને ઉત્તમનો (good) આનંદ સ્વાર્થી આનદ છે, પરંતુ સુંદરનો આનંદ સંપૂર્ણ રીતે સ્વાર્થ વર્જિત હોય છે. આ લક્ષણ દ્વારા સુંદરને પ્રીતિકર અને ઉત્તમથી જુદું પાડવામા આવે છે. પરિમાણમા ( In quantity ) એ વિશ્વવ્યાપી આનંદ છે. પ્રત્યેક સુદર ચીજ તેને જોનાર દરેકને આનંદ આપે છે. આપણા સૌંદર્ય વિષયક ફેંસલા (Judgement) એક વાચક (singular) છે, સાધારણ (universal) નથી. એક શ્રેણીની બધી ચીજો સુદર છે,—આ જાતના સાધારણ ફેંસલા સાથે એનો કાંઈ સંબંધ નથી. સંબંધમા (In relation) એ ઉદ્દેશ વિનાની ઉપયોગિતા છે. સુંદર ચીજનો એક વિભાગ બીજા વિભાગને ઉપયોગી હોય છે, એક અંશ બીજા અંશની સાથે એક જ તાતણાને વિષે સુંદર રૂપમા પરોવાએલો હોય છે. આ ઉપયોગીપણુ કોઈ ખાસ ઉદ્દેશ અથવા પ્રયોજન સિદ્ધ કરતુ નથી; સૌંદર્ય એ જ સુદર ચીજના વિભાગોની ઉપયોગિતાનો એક જ ઉદ્દેશ છે.[1] આકારમા

---

૧ હર્ડરના શબ્દો સરખાવોઃ ' દરેક પ્રકારનું સૌંદર્ય સાર્થક હોય છે, પણ પૂર્ણત્વ રહિત હોય તો અસરકારક નીવડતું નથી."

"સૌંદર્ય સ્પૃહા ઉત્પન્ન કરે એવું હોવું જોઇએ એટલુંજ નહિ, પરંતુ સંતોષકારક હોવું જોઇએ, અને કલ્યાણ, પ્રીતિકારક હોવું જોઇએ. એટલુંજ નહિ પણ આદરમાન પેદા કરે એવું હોવું જોઇએ."

( In modality ) એ ન તજી શકાય તેવો આનંદ છે. પ્રીતિકર વસ્તુ આપણને સુખ આપે છે, એમાં કંઈ સંદેહ નથી; પરંતુ સુંદર વસ્તુ બધાને અત્યાજ્ય રૂપે આનંદ પ્રદાન કરે છે.[૧] કાન્ટના મત મુજબ સૌંદર્યનું મનથી જુદું બાહ્ય અસ્તિત્વ નથી. સુંદરની નિઃસ્વાર્થ અપરિહાર્ય આનંદ દેવાની શકિત એ મનુષ્યના મનનો ધર્મ છે. કાન્ટને બનતાં સુધી અંગ્રેજ તત્વજ્ઞાની હ્યુમ ( Hume ) પાસેથી પોતાના સૌંદર્ય વિષેનો અભિપ્રાય ગોઠવવામાં મદદ મળી જણાય છે. હ્યુમ કહે છે, કે સૌંદર્ય એ કંઈ વસ્તુનો ગુણ નથી; એ સંપૂર્ણ રીતે માનસિક વ્યાપાર છે. કાન્ટ કલાના ત્રણ વિભાગ પાડે છે; (ક) મુખપ્રસૂત કલા ( વકતૃત્વ અને કવિત્વ ); (ખ) દશ્ય પદાર્થોની કલા ( સ્થાપત્ય અને ચિત્રવિદ્યા ); (ગ) ભાવ સંબંધી કલા–સંગીત અને વર્ણ શિલ્પ ( colour-art ). તે કલાના સૌંદર્ય કરતાં પ્રાકૃતિક સૌંદર્યની શ્રેષ્ઠતા સ્વીકારે છે. કાન્ટે સૌંદર્યની જે વિશેષતા દર્શાવી છે, તે લગભગ સર્વત્ર સ્વીકારાઈ છે. કાન્ટે સૌંદર્યની રસની બાજુ તરફ લક્ષ આપ્યું નથી.

શેલિંગઃ—શેલિંગે સૌંદર્યવાદને પોતે પ્રચારેલા અધ્યાત્મવાદ (Transcendental Idealism) ઉપર સ્થાપ્યો છે. તે કહે છે, કે જ્ઞાતા ( subject ) અને જ્ઞેય ( object ) જુદા ન પાડી શકાય તેવી રીતે સંયુક્ત છે. જ્ઞાતા સિવાય જ્ઞેયનું અસ્તિત્વ અસંભવિત છે, જ્ઞેય વિના પણ જ્ઞાતાનું અસ્તિત્વ અસંભવિત છે. જ્ઞાતા અને જ્ઞેય ઉલટી બાજુ બતાવનારાં બે કેન્દ્ર હોવા છતાં અભિન્ન રૂપમાં જોડાએલાં છે. નિરપેક્ષ જ્ઞાન અથવા પ્રજ્ઞા ( Absolute ) જ્ઞાતા અને જ્ઞેયને ધારણ કરી રહેલ છે; પ્રજ્ઞામાં જ્ઞાતા અને જ્ઞેય એકતા

૧. "સુંદર વસ્તુ તે છે કે જે રોચક છે (ગુણ), જે બધાને પસંદ પડે છે ( સમૂહ ), જે ખાસ કારણ અથવા ખ્યાલ સિવાય રૂચિકર છે ( સંબંધ ), અને જેની રોચકતા આવશ્યક છે ( આકાર )."

—વેબરનો "તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ"

પામે છે. આ જ્ઞાતૃ-જ્ઞેયત્વ-સંબંધ ઉપર શેલિંગનો અધ્યાત્મવાદ સ્થપાએલો છે. તે દર્શનશાસ્ત્રને ત્રણ ભાગમાં વહેંચી નાખે છે- (ક) જ્ઞાનોત્પત્તિ વિષેના, (ખ) ઇચ્છાશક્તિ વિષેનાં, (ગ) કલા-વિદ્યા વિષેના. છેલ્લા દર્શનમા જ્ઞાતા અને જ્ઞેયનો ખરો મેળાપ બતાવવામા આવ્યો છે. જ્ઞાન અને ઇચ્છાશક્તિમાં જ્ઞાતા અને જ્ઞેયની એકતા અર્ધી છુપી રહે છે; કલામાં તે બંનેની એકતા સ્પષ્ટ રૂપે અનુભવાય છે. કલાનો ઉપભોગ કરતી વેળા પ્રજ્ઞા પોતાનું સ્વરૂપ-નિરપેક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. તે સાથે અનંત સુખ પણ મેળવે છે.[૧] કલામા કલાવિદની માનસિક મૂર્તિ કલા રૂપે પરિણામ પામે છે, અનંત સાન્તના રૂપમાં પરિણામ પામે છે. અનંતનું સાન્ત રૂપ એ જ સૌંદર્ય.[૨] શેલિંગના અભિપ્રાય મુજબ કલા દર્શનશાસ્ત્રથી શ્રેષ્ઠ છે, કલાનું સૌંદર્ય પ્રાકૃતિક સૌંદર્યથી શ્રેષ્ઠ છે. વાસ્તવિક રીતે કલા એજ ઇશ્વર છે.[૩] સૌંદર્યની આકૃતિ સંબંધમા તેનો અભિપ્રાય અસ્પષ્ટ છે કોઇ કોઇ સ્થળે તેણે બહુત્વમાં એકત્વ એ જ સૌંદર્યનો આકાર છે, એમ કહ્યુ છે, તો કોઈ કોઈ સ્થળે પ્લેટોની માફક સુંદર વસ્તુને મૌલિક આદર્શ હોય છે એમ કહ્યું છે.

---

૧. "કલાના ઉપભોગમાં જ બુદ્ધિ પોતાનું સંપૂર્ણ સ્વરૂપ પ્રત્યક્ષ કરી શકે છે આ સમયે અપૂર્વ આનંદની લાગણી ઉત્પન્ન થાય છે અને સર્વ ભેદો ઉકેલાઇ જાય છે. કલાકારની ઉત્પાદક ક્રિયા દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, કારણ કે કલાકારની માનસિક મૂર્તિનો તે વડે સાક્ષાત્કાર થાય છે."

૨. "અસત્નુ લક્ષ સ્વરૂપ તે જ સૌંદર્ય."

૩. "કલા, ધર્મ અને સાક્ષાત્કાર એ ત્રણ એક રૂપ છે, અને તત્વજ્ઞાન કરતાં ચઢિઆતાં છે. તત્વજ્ઞાન ઈશ્વર વિષે કલ્પના કરે છે; કલા ઇશ્વર-રૂપ છે. જ્ઞાન ઇશ્વરનું ભાવનાત્મક અસ્તિત્વ રજુ કરે છે, કલા ઇશ્વરનું સત્ય સ્વરૂપ પ્રકટ કરે છે."

—વેબર કૃત 'તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' પૃ. ૪૬૨

શેલિંગે સાધારણ વસ્તુના સૌંદર્ય વિષે ચર્ચા કરી નથી. તેણે પણ સૌંદર્યના રસ તરફ લક્ષ આપ્યું નથી. વાસ્તવિક રીતે તો રસ એજ સૌંદર્યનું જીવન છે.

**હેગલ:**—પ્રસિદ્ધ જર્મન દાર્શનિક હેગલનો અભિપ્રાય સમજતા પહેલાં તેનાં બધાં પુસ્તકોનો બારીક અભ્યાસ કરવાની જરૂર છે. તેનું દર્શનશાસ્ત્ર કેવળ એક જ મુદ્દા પર સ્થપાએલું છે.[1] એ મુદ્દો તે પ્રજ્ઞા કે અદ્વય (Absolute or Thought) છે. તેનું સમગ્ર દર્શન પ્રજ્ઞા અથવા અદ્વયની સ્વગતિ (self-movement of the Absolute) ઉપર સ્થપાયું છે. સમગ્ર જડ અને ચેતનજગત એ અદ્વયનો આવિર્ભાવ છે. આ અદ્વયજ્ઞાન, જડ અને ચેતનજગતમાં જુદા જુદા આકારમાં પ્રગટ થાય છે. કોઈ સ્થળે શુદ્ધ બુદ્ધિ રૂપે (as pure thought), કોઈ સ્થળે આત્મજ્ઞાન રૂપે (as self cognisant thought) પ્રગટ થાય છે. સૌંદર્યે આ અદ્વય ઇંદ્રિયગ્રાહ્ય સાધનોના સમૂહમાં (વર્ણ, સ્વર, પત્થર) થઈ પ્રગટ થાય છે. ઇંદ્રિયગ્રાહ્ય સાધનોમાં

---

૧. "વિચાર ગ્રહણ કરવો તે, તુલના ને અભિપ્રાય એ ત્રણ પુસ્તકમાં જુદાં જુદાં પ્રકરણોમાં વર્ણવાય પણ માણસમાં તે ત્રણે એક જ શક્તિ અથવા સદ્‌ગુણની ત્રણ બાજુઓ રૂપે જ દેખાય છે. આ જ અંતિમ સદ્‌ગુણ છે, મનુષ્ય સ્વભાવ જાણવાની અંતિમ નાડી છે કે જે સ્થિતિને મનુષ્ય છેવટે પ્રાપ્ત કરે છે. આ ઉપરથી હેગલે વિચાર કર્યો છે કે જો આ ધોરણ સર્વ વસ્તુઓને એવી રીતે લાગુ પાડી શકાય કે જેથી તેમનામાં રહેલા તે ગુણોનું અસ્તિત્વ દેખાય, તે જ મુખ્ય ગુણો છે એમ જણાય, અને સર્વ બાબતો તેની અંદર સમાય તો વિશ્વવ્યાપી મહાપ્રશ્નનો ઉકેલ થઈ જાય. પછી સર્વ વસ્તુઓ સ્પષ્ટ રીતે વિચાર અને ભાવના-દૃઢતા પૂર્વક સ્થાપેલી એકાન્તિક ભાવના-એ વિભાગોમાં ગોઠવી શકાય. આ હેગલે શોધી કાઢેલું સત્ય છે, અને તેમાંથી બીજી સર્વ વિગતો સ્વયંભૂ રીતે નીકળી આવે છે."

—શ્વેગ્લર કૃત તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં હેગલ ઉપર ડૉકટર સ્ટર્લિંગે કરેલી ટિકા.

થઈને અદ્વયનું પ્રગટ થવું તે સૌંદર્ય.[1] બહુત્વમાં ઐક્ય એ જ સૌંદર્યનો આકાર છે.[2] સ્વર, વર્ણ અને પત્થર એ સૌંદર્યની ઇંદ્રિયગ્રાહ્ય સામગ્રી છે. અદ્વયજ્ઞાન આ ઇંદ્રિયગ્રાહ્ય સામગ્રીને આકૃતિ આપી તેને એકતા અર્પે છે, અને તેનામાં સજીવ રૂપે પ્રગટ થાય છે. શિલ્પીની માનસી મૂર્તિ શિલ્પની સામગ્રીને આકાર આપે છે, અને તે પોતે જ નિર્માણ રૂપે પ્રગટ થાય છે. માનસી મૂર્તિ અથવા જ્ઞાન જ વાસ્તવિક રીતે સૌંદર્યનો આકાર છે. ઉપકરણ (matter) અને આકૃતિના (form) જુદી જુદી રીતના સંયોગથી જુદી જુદી કલા ઉત્પન્ન થાય છે. પ્રાચ્ય શિલ્પમાં સામગ્રીની પ્રબળતા દૃષ્ટિગોચર થાય છે. અને કલ્પનાથી પેદા થતાં શિલ્પમાં આકૃતિ અને નિર્માણની પ્રબળતા જણાય છે. હેગલ કલાવિદ્યાના સામગ્રી અને આકૃતિની અધિકતા મુજબ નીચે પ્રમાણે વિભાગ પાડે છેઃ–(૧) સ્થાપત્ય (Architecture)–એમાં સામગ્રીની અધિકતા દૃષ્ટિગોચર થાય છે; (૨) શિલ્પ (Sculpture)–આમાં સામગ્રી કરતાં આકૃતિ પર વધારે લક્ષ અપાય છે; (૩) ચિત્રવિદ્યા (Painting)–આમાં શિલ્પ કરતાં પણ આકૃતિ પર વધારે સૂક્ષ્મ ધ્યાન આપવામાં આવે છે. (૪) સંગીત (Music)–આમાં ઉપલી કલાઓ કરતાં આકૃતિ અથવા જ્ઞાન ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે; (૫) કાવ્ય (Poetry)–આ સર્વવ્યાપી જ્ઞાન પ્રકાશક છે. ઉપલી સર્વ કલાની સામગ્રી એમાં મળી આવે છે. હેગલ જીવસૌંદર્યની પ્રશંસા કરે છે ખરો; પણ શેલિંગની માફક તે પણ કહે છે, કે કલામાં સૌંદર્યનો છેવટનો ઉત્કર્ષ થયો છે. કાન્ટ કહે છે,

---

૧ "સૌંદર્યની વ્યાખ્યા ઇંદ્રિયદ્વારા વિચારનું પ્રકાશવું એમ આપવામાં આવી છે."

"સૌંદર્યની વ્યાખ્યા ઇંદ્રિયને અથવા ઇંદ્રિયદ્વારા દેખાતો આદર્શ એવી આપવામાં આવી છે."

—હેગલકૃત લલિતકલાના તત્ત્વજ્ઞાનની બોસાંકેએ લખેલી પ્રસ્તાવના.

૨ "વિવિધતાની એકતા તે સૌંદર્યનું સ્વરૂપ છે.

કે સૌંદર્યનું મનથી જુદું બાહ્ય અસ્તિત્વ નથી–એ તો માનસિક અવસ્થા માત્ર છે. તેથી ઉલટું હેગલ કહે છે, કે સૌંદર્ય ઇંદ્રિયગ્રાહ્ય વિષય છે–કલામાં અદ્વય (Absolute) સંપૂર્ણ રીતે આપણને ઇંદ્રિયગોચર થાય છે.[૧] હેગલે પણ સૌંદર્યનો રસની બાજુએથી વિચાર કર્યો નથી.

વિઝ (Weisse) રયુજ (Ruge) રોઝનક્રેન્ઝ (Rosenkranz), શેસ્લર (Schasler) વગેરે પંડિતોએ થોડાવધુ પ્રમાણમા હેગલનો જ મત સ્વીકાર્યો છે. માટે તેઓના અભિપ્રાયની જુદી ચર્ચા કરવાની જરૂર નથી,

**થિઓડોર વિશરઃ** વિશર બહુધા હેગલનો શિષ્ય છે. તેણે સૌંદર્યને ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યું છે–(ક) સૌંદર્યનું દર્શન (Metaphysic of the Beautiful) આ વિભાગમાં તેણે સુંદર, અદ્‌ભૂત અને હાસ્યરસની ઉત્પત્તિ વિષે ચર્ચા કરી છે. (ખ) આંશિક અસ્તિત્વરૂપી સૌંદર્ય (The beautiful as onesided existence) આ ભાગમાં તેણે પ્રાકૃતિક સૌંદર્ય અને કલ્પનાના સૌંદર્યની ચર્ચા કરી છે. (ગ) સૌંદર્યનું જ્ઞાત–જ્ઞેય રૂપી અસ્તિત્વ અથવા કલા ( The subjective–objective actuality of the Beautiful–Art) આ ભાગમાં તેણે કલાના સૌંદર્ય વિષે ચર્ચા કરી છે. કલામાં જ્ઞાતા જ્ઞેય રૂપે પ્રગટ થાય છે. તેના અભિપ્રાય મુજબ જ્ઞાનનો સીમાબદ્ધ આવિર્ભાવ એજ સૌંદર્ય છે. તેણે કલાના આ પ્રમાણે વિભાગ પાડ્યા છે; (૧) દર્શનેન્દ્રિયજ કલા ( સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રવિદ્યા ); (૨) શ્રવણેન્દ્રિયજ કલા ( સંગીત ); (૩) કલ્પનાજાત કલા (કાવ્ય). તેણે જીવ, જડ અને કલાના સૌંદર્યનો સંબંધ વિસ્તારપૂર્વક ચર્ચ્યો છે.

---

૧ "આ સ્થિતિમાં અદ્વય પ્રત્યક્ષ સ્વરૂપમાં ઇંદ્રિયગોચર થાય છે. આ મત કાન્ટના અભિપ્રાયની–સૌંદર્ય એ માનસિક અવસ્થા જ છે–વિરુદ્ધ જાય છે."

—હેગલ કૃત લલિતકલાના તત્ત્વજ્ઞાનની બોસાંકેએ લખેલી પ્રસ્તાવના.

તેનું દર્શનશાસ્ત્ર અનેક સ્થળે ક્લિષ્ટ છે.

**જે. એફ. હર્બાર્ટ.**—હર્બાર્ટ કહે છે, કે સૌંદર્યવિજ્ઞાન અને નીતિવિજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ ઉપર અવલંબી રહ્યાં છે. તે કાન્ટની માફક સૌંદર્યના ફેંસલાને એક વાચક તરીકે સ્વીકારે છે. તે એમ પણ કહે છે, કે સૌંદર્ય વિષેના ફેંસલા કોઇ ખાસ વસ્તુની સત્તા ઉપર આધાર રાખતા નથી. એ સ્વાભાવિક રીતે જ આપણા મનમાં ઉદય પામે છે. સૌંદર્ય વિષેના ફેંસલા સ્વાભાવિક અને અનિચ્છા-પ્રસૂત છે. સંબંધનું જ્ઞાન આપણને નિઃસ્વાર્થ આનંદ આપે છે. પ્રીતિકર સંબંધ ઉપર વસ્તુના સૌંદર્યનો સંપૂર્ણ રીતે આધાર છે. પ્રીતિકર સંબંધ એ જ સૌંદર્યની આકૃતિ છે. વસ્તુમાંથી પ્રીતિકર સંબંધનું જ્ઞાન લઇ લો, એટલે તેનું સૌંદર્ય નષ્ટ થવાનું જ. સૌંદર્યનાં જ્ઞાનને ગુણવાચક સંબંધ તરીકે જાહેર કરવાથી તે જર્મનીમાં આકૃતિવાદના સ્થાપક (Founder of the Formalist School) તરીકે પ્રસિદ્ધ થઈ ગયો છે. કયા કયા મૌલિક અવિમિશ્ર સંબંધ આપણને નિઃસ્વાર્થ આનંદ આપે છે, તેનો નિર્ણય કરવાનો તેણે પ્રયાસ કર્યો છે. દૃષ્ટાંત તરીકે તે સ્વરસંયોગની વાતનો ઉલ્લેખ કરે છે. તેના મત મુજબ નીતિવિજ્ઞાન સૌંદર્યવિજ્ઞાન ઉપર સ્થપાએલું છે. ઇચ્છાશક્તિના પ્રીતિકર અને અપ્રીતિકર સંબંધ ઉપર જાતિનો આધાર છે. હર્બાર્ટ પણ સૌંદર્યના ભાવની દિશા તરફ લક્ષ આપતો નથી.

**શોપનહોર[1]**:—શોપનહોર કહે છે, કે જગતના બધા પદાર્થો એક ઇચ્છાશક્તિનું પ્રકટીકરણ છે. સુંદર વસ્તુમાં આ ઇચ્છાશક્તિ જેટલા પ્રમાણમાં પ્રગટ થાય છે, તેટલા પ્રમાણમાં તે વસ્તુ સુંદર જણાય છે. બીજી રીતે કહીએ તો સૌંદર્ય ઇચ્છાશક્તિનો બાહ્ય આવિર્ભાવ છે, વસ્તુ રૂપે પરિણતિ માત્ર છે.[2] કુત્સિતતા અથવા

---

૧. શોપનહોરે લખેલું "ઇચ્છા અને વિચારના સ્વરૂપમાં વિશ્વ" નામનું પુસ્તક વાંચવા જેવું છે.

૨. "શોપનહોર સૌંદર્યની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છેઃ સૌંદર્ય

વિરૂપણું ( ugliness ) એ ઇચ્છાશકિતનો અધુરો આવિર્ભાવ છે. પ્લેટોની માફક શોપનહોર આદર્શ આકૃતિઓનું અસ્તિત્વ સ્વીકારે છે. જગતના બધા સુંદર પદાર્થો ઓછાવત્તા પ્રમાણમાં આદર્શ આકૃતિઓને મળતા છે. સૌંદર્યજ્ઞાનથી મન શુદ્ધ જ્ઞાનમય ધારણાઓથી ( pure intellectual forms ) પરિપૂર્ણ થાય છે. આ જ્ઞાનમય ધારણાઓ ઇચ્છાશકિતનો બાહ્ય પ્રકાશ છે. સૌંદર્યના વિચારથી મન ઇચ્છાશકિતની જાળમાંથી મુકત થઇ વિશુદ્ધજ્ઞાન પ્રાપ્ત કરે .છેઃ તે વખતે મનુષ્ય પોતાની હયાતિનું દુઃખ ભૂલી જાય છે અને તેનું મન એક નવીન રસથી રસબસ થઇ જાય છે.[1] શેલિંગ અને હેગલ પ્રાકૃતિક સૌંદર્ય તરફ થોડો અનાદર દર્શાવી કલાના સૌંદર્યની શ્રેષ્ઠતા સ્થાપવા તત્પર થયા હતા. શોપનહોર પ્રાકૃતિક સૌંદર્યને શ્રેષ્ઠ માને છે. શોપનહોરે જગતના બધા પદાર્થોને એક ઇચ્છિાશકિતના આવિર્ભાવ રૂપે માન્યા છે ખરા; પરંતુ તે કહે છે, કે આ ઇચ્છાશકિત જીવ અને જડ જગતમાં અંધભાવે કામ કરે છે; અંધ અથવા ઉદ્દેશહીન ઇચ્છાશકિત આપણી સમક્ષ અર્થહીન વાકય સમાન્ ગણાય્ તો તેમાં કંઇ ખોટું નથી.[2]

---

ઇચ્છાનું બાહ્ય સ્વરૂપ છે, તે વિચારનું વસ્તુ રૂપે પરિણામ છે. એ સિવાય તેનું અસ્તિત્વ નથી."

—પ્રૉફેસર બાલ્ડવિન કૃત 'તત્ત્વજ્ઞાન ને માનસશાસ્ત્રનો કોશ.'

૧. "જ્યારે જ્યારે પ્રાકૃતિક સૌંદર્ય એકદમ આપણી નજરે પડે છે, ત્યારે ત્યારે તે લગભગ હમેશાં આપણને ભલેને એક ક્ષણ માટે પણ અસ્તિત્વની અને ઇચ્છાની ગુલામીમાંથી મુક્ત કરે છે, અને વિશુદ્ધ જ્ઞાનની દશાએ પહોંચાડે છે."

—'ઇચ્છા અને વિચારના સ્વરૂપમાં વિશ્વ' પૃ. ૨૯૫

૨. એરિસ્ટોટલ કહે છે કે "ઉદ્દેશ રહિત ઇચ્છાથી કંઇ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી."

—ડી એનિમા ૩-૧૦-૧૦

સરખાવો શોપનહોરના શિષ્ય વોન હાર્ટમેનનો અભિપ્રાયઃ—"વૉન્.

લેસિંગઃ—લેસિંગ કલાની ઉન્નતિ ખાતર અનેક નવી વાતો જણાવે છે. તેણે કાવ્ય અને ચિત્રવિદ્યાની સીમા નક્કી કરી છે. તે કહે છે કે જુની શિલ્પ અને ચિત્રવિદ્યા દશ્ય સૌંદર્યનાં ઉદાહરણ છે. સુંદર વસ્તુને માટે આકૃતિ અને રંગની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર કાવ્યને માટે પદની છે. કાવ્ય કાર્યદ્વારા વસ્તુ અને દશ્યસમૂહ ચિત્રપટ પર તાદશ કરી દે છે. ચિત્રવિદ્યા અને શિલ્પવિદ્યા વસ્તુદ્વારા કાર્યની વાત ચિત્તમાં જાગૃત કરે છે. આ પરથી સાબીત થાય છે કે દશ્ય શિલ્પ કરતાં કાવ્યની પ્રકટીકરણ શક્તિ વધુ પ્રબળ છે. સૌંદર્યનું વાસ્તવિક સ્વરૂપ તેણે દર્શાવ્યું નથી.:

શિલરઃ—[1]શિલર કહે છે, કે જડ જગતમાં જીવને બાહ્ય જગતની શક્તિને તાબે થઈ કાર્ય કરવું પડે છે; નૈતિક જગતમાં જીવને કર્તવ્યબુદ્ધિને તાબે રહી કાર્ય બજાવવું પડે છે. આ બંને જગતો બાધ્યબાધકતાનાં જગત છે. બાધ્યબાધકતા ક્લેશકર છે–અશાન્તિ ઉપજાવનાર છે. આ બંને બાધ્યબાધકતાનાં જગત સિવાય શું બીજું કોઈ જગત નથી? આ બંને જગતની સમન્વય ભૂમિ શું નથી? આ પ્રશ્નોના જવાબમાં શિલર કહે છે કે ક્રીડાજગત આ બંને જગતની સમન્વય ભૂમિ છે. ક્રીડાજગતને વિષે જીવ સંપૂર્ણ સ્વાધીન છે. ક્રીડા કરવી કે ન કરવી એ સંપૂર્ણ રીતે

---

હાર્ટમેન પુછે છે, કે આપણે જેનામાં સૌંદર્યનું આરોપણ કરીએ છીએ તે કયો પદાર્થ છે? અને તે જવાબ આપે છે કે તે પદાર્થ સાધારણ અર્થમાં જેને આપણે પાર્થિવ દ્રવ્ય કહીએ છીએ તે નથી, તેજ પ્રમાણે માનસિક લાગણી પણ નથી, પરંતુ આ બે વચ્ચેનું કંઈક છે. આને તે સૌંદર્યનો આભાસ કહે છે. આ આભાસ કાનનો, આંખનો અથવા કવિતાના સૌંદર્યમાં હોય છે તેમ કલ્પનાનો પણ હોઈ શકે."

—પ્રોફેસર બાલ્ડવિન કૃત 'તત્વજ્ઞાન ને માનસશાસ્ત્રનો કોશ."

[1] ૧. જુઓ, શિલરે લખેલા "માણસ માટે સૌંદર્યવિજ્ઞાનના શિક્ષણની અગત્ય દર્શાવતા પત્રો."

મનુષ્યની ઇચ્છા પર આધાર રાખે છે. ક્રીડાથી મનુષ્ય સંપૂર્ણ સ્વાધીનપણે સામગ્રીના ઢગને આકૃતિ આપી શકે છે. ક્રીડાની સ્વાભાવિક ઇચ્છા અજાણતાં સામગ્રી અને આકૃતિનો સમન્વય સાધે છે, અને આપણને બાધ્યબાધકતાથી પર કોઈ એક જગતની ઓળખાણ કરાવે છે. એ જગત જ સૌંદર્યનું જગત છે. સૌંદર્યનું આનંદમય જગત જડ અને નૈતિક જગતને મધ્યસ્થળે આવેલું છે. એ જગતમાં પહોંચતાં મનુષ્યો બાધ્યબાધકતાના જગતમાંથી મુક્ત થાય છે; અને સૌંદર્ય શું છે, એ સમજવાને શક્તિમાન થાય છે. શિલર કહે છે, કે સૌંદર્યની સાથે ક્રીડા કરવી એ મનુષ્યનું એક પુરૂં કર્તવ્ય છે—સૌંદર્ય સાથેની ક્રીડાને લીધે જ મનુષ્યનું ખરૂં મનુષ્યત્વ પ્રગટ થાય છે. બાળકોની સ્વાભાવિક ક્રીડાસ્પૃહા કેવી રીતે સૌંદર્યથી પેદા થતા આનંદ રૂપે પરિણામ પામે છે, તે તેણે બતાવ્યું નથી.[૧] આગળ જતાં પ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વજ્ઞાની સ્પેન્સરે તે દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. શિલર કહે છે, કે સૌંદર્યજ્ઞાનનો ઉત્કર્ષ લોકોની નૈતિક સ્વાધીનતા અને સામાજિકતા ઉપર આધાર રાખે છે. સૌંદર્યનું વાસ્તવિક સ્વરૂપ કેવું છે, તે પ્રશ્નનો તેણે સંપૂર્ણ જવાબ આપ્યો નથી.

લોજ:—પ્રસિદ્ધ જર્મન તત્ત્વજ્ઞાની લોજ કહે છે, કે આપણો અનુભવ આપણને ત્રણ જગતના સમાચાર આપે છેઃ—ઘટનાનું જગત (region of fact), નિયમનું જગત (region of laws), આદર્શનું જગત (region of standards of value). આ ત્રણ

૧. "શિલરના અભિપ્રાયમાં મોટો દોષ એ છે કે તેમાં માણસે સૌંદર્ય સાથે ક્રીડા કરવી જોઇએ એમ કહ્યું છે અને તે ક્રીડામાં જ તેની મહત્તા રહેલી છે એમ દર્શાવ્યું છે, પણ કઈ ક્રીડા સુંદર છે અને ક્રીડા કરવા માટે આપણે શાથી પ્રેરાઈએ છીએ તે તેમાં દર્શાવ્યું નથી."

—જુઓ એન્સાઇક્લોપીડિઆ બ્રિટાનિકા, ૧૧ મી આવૃત્તિમાં સિડનિ કોલ્વિનનો લલિતકલા પરનો નિબંધ.

જગત આપણી વિચારશક્તિને જુદાં જણાય છે ખરાં; પરંતુ વાસ્તવિક રીતે તે જુદા નથી–એ ત્રણે જુદાં ન પાડી શકાય તેવાં સંયુક્ત છે. સૂક્ષ્મ રીતે તપાસીશું તો જણાશે કે ઘટનાનું જગત આપણા ઊંચામાં ઊંચા નૈતિક અને સૌંદર્ય વિષયક આદર્શ પાર પાડવાનું ક્ષેત્ર છે, અને નિયમ તે પાર પાડવાના ઉપાયો છે. ઘટનાના જગત અને નિયમના જગતનો એકતાનો દોરો ભગવાન પોતે જ છે. ભગવાન પોતાનો ઉદ્દેશ પાર પાડવા માટે સ્વેચ્છાથી કેટલીક આકૃતિ અને નિયમને અવલંબી કાર્ય કરે છે.[1] પરમાત્મા ( Personal God) અને તેનું રચેલું આત્મજગત સિવાય કંઈજ નથી. પ્રાકૃત વિષયો એ પરમાત્માનું પ્રકટીકરણ હોવાથી સત્ય છે. તેઓને પોતાની સ્વતંત્ર સત્તા નથી. સૌંદર્યતત્ત્વના [illegible] કહે છે, કે આદર્શ, ઉપાય અને જરૂરી નિયમોની અંદર એકત્વનું પ્રકટીકરણ એ જ સૌંદર્ય છે. આ એકત્વ આપણને સહજ જ્ઞાનગમ્ય, બુદ્ધિગમ્ય [illegible] પરમાત્મા પોતે આદર્શ, ઉપાય અને જરૂરી નિયમોની એકતા સ્થાપી વસ્તુને સૌંદર્યશાલિની બનાવે છે. વાસ્તવિક રીતે પરમાત્મા જ બધી સુંદર વસ્તુઓના સૌંદર્યનું કારણ છે. ભગવાન પવિત્રતા, સૌંદર્ય અને મંગલનો પરિપૂર્ણ આદર્શ છે. લોજ કહે છે, કે સુખદથી સુંદરને સારી રીતે જુદું પાડી શકાય તેમ નથી. સુંદર એ સુખદનો જ ઊંચા પ્રકારનો પ્રકારભેદ છે. તેણે કલાને બે ભાગમાં વહેંચી છે: અનુકરણ વિનાની અને અનુકરણપ્રધાન. સંગીતવિદ્યા અને સ્થાપત્ય અનુકરણ વિનાની કલા છે, અને ચિત્રવિદ્યા, શિલ્પ તથા કવિતા અનુકરણપ્રધાન કલા છે. લોજ પણ સૌંદર્યની રસની બાજુ તરફ નજર કરતો નથી. ગેટે, જિન પૉલ રિકટર, વિન્કેલ્મેન, હમ્બોલ્ડ, બે સ્લિગેલો, જરવાઈન્સિ, વૉન કર્કમેન વગેરે પંડિતો કાવ્ય, સંગીત અને બીજી બધી કલાની ઉન્નતિ માટે બહુ લખે છે. પરંતુ સૌંદર્યના વાસ્તવિક સ્વરૂપ

---

૧ જુઓ. એન્સાયક્લોપીડીઆ બ્રિટાનિકા, ૧૧ મી આવૃત્તિ

૨ જુઓ લોજ કૃત "સૌંદર્યવિજ્ઞાનની રૂપરેખા."

ડિડરો:[1]—ડિડરો કહે છે, કે સંબંધની સમજ ઉપર સૌંદર્ય સંપૂર્ણ આધાર રાખે છે. સુંદર વસ્તુના પ્રત્યેક અંગપ્રત્યંગ એકબીજા સાથે જોડાએલાં હોય છે. સુંદર વસ્તુના અંગપ્રત્યંગોના સંબંધની સમજણ એ જ સૌંદર્ય. એ સંબંધીની સમજ લઇ લો એટલે સુંદર વસ્તુનું સૌંદર્ય તરત જ નષ્ટ થાય છે.[2] કોઇ કોઇ સ્થળે તેણે પ્રકૃતિના અનુસરણની ભારે પ્રશંસા કરી છે. ડિડરોએ સૌંદર્યના ભાવ તરફ લક્ષ આપ્યું નથી. તેનો મત એકપક્ષી છે.

બફ્રિયરઃ—બફ્રિયર કહે છે, કે પ્રત્યેક જાતની સુંદર જણસોનો એકેક આદર્શ હોય છે. વસ્તુ જે પ્રમાણમાં એ આદર્શને અનુરૂપ નિર્માણ થઇ હોય, તે પ્રમાણમાં તે સુંદર હોય છે. મનુષ્યની શિકલનો એક આદર્શ હોય છે. ઘણી ખરી શિકલો એ આદર્શને મળતી હોય છે, થોડીઘણી એ આદર્શને મળતી આવતી નથી. આદર્શ શિકલ જોકે દુર્લભ છે, તો પણ ઘણીખરી શિકલો એ આદર્શ મુજબ નિર્માણ થયેલી હોય છે. ૫૦ નાકમાં ૧૦ એકજ આદર્શને અનુરૂપ ઘાટીલાં માલમ પડશે; પરંતુ બાકીનાં ૪૦ માંનાં બે ત્રણ પણ એક જ ઘાટનાં માલમ પડતાં નથી. [3]સુંદર મનુષ્યમાં વંશનું સાદશ્ય અધિક પ્રમા-

૧ જૂની ફ્રેંચ એન્સાઇક્લોપિડિઆમાં તેણે લખેલો "Beau" નામનો લેખ જુઓ.

૨ "અંગપ્રત્યગના પરસ્પર સંબંધની સમજણમાં સૌંદર્ય રહેલું છે"

સરખાવો ડી. આર. હેનો ગણિતશાસ્ત્ર વિષયક સિદ્ધાંતઃ-સૌંદર્ય પ્રમાણ અને ભાગોની સમાનતામાં રહેલું છે. તેનો સંબંધ અતિ દેશ અને કાળની સાથે જોડાય છે.

—ટોમ્સન કૃત "તત્વજ્ઞાનનો કોશ."

૩. "બફ્રિયર કહે છે કે પ્રત્યેક જાતની સુંદર વસ્તુમાં એક એક આદર્શ વસ્તુ હોય છે. આ ઘાટના સામાન્ય અંશ બધામાં હોય છે. પણ પૂર્ણ સ્વરૂપે તો એક જ જગાએ દેખાય છે. મનુષ્યના ચહેરામાં સૌથી સુંદર ચહેરો એક જ છે અને તેની સરખામણીમાં બીજા સુંદર ગણાય નહિ. તો

ણુમાં જણાય છે. કુરૂપ મનુષ્યમાં તેવું જણાતું નથી. માટે સૌંદર્ય તેજ છે કે જે અધિક માણસોમાં સાધારણ છે. બફિયર કહે છે, કે સૌંદર્યનું ખરૂં તત્ત્વ હજુ શોધાયું નથી.

સમસ્ત માનવ જાતિમાં સૌથી સાધારણ જે કંઈ હોય તે વાસ્તવિક રીતે સુંદર હોય છે. બફિયરનો મત એવો જણાય છે કે જેથી આપણે વધારે પ્રમાણમાં ટેવાઈ ગયેલા હોઈએ તેજ સુંદર છે. તેના આ મતમાં કંઇ વિશેષતા હોય એવું જણાતું નથી.

એચ. ટેઈનઃ—[1]ટેઇને બફિયરના મત જેવોજ એક અભિપ્રાય જાહેર કર્યો છે. તેણે પ્રથમ તો મનુષ્યના શરીર અને સ્વભાવનો ધર્મ નિશ્ચિત કર્યો છે. તે કહે છે કે વિશ્વવ્યાપકતા અને મનુષ્ય જીવનનો ઉદ્દેશ સાધવાની ઉપયોગિતા ઉપર મનુષ્યસ્વભાવનું સૌંદર્ય આધાર રાખે છે. કલા જે પ્રમાણમાં મનુષ્યસ્વભાવના એ બે ધર્મોનું વિશુદ્ધ રૂપમાં અનુકરણ કરે, તે પ્રમાણમાં એ આદર્શ સ્થાને ગણાય છે. ટેઈન સૌંદર્યનું ખરૂં તત્વ પ્રગટ કરવા સમર્થ થયો હોય એવું જણાતું નથી.

અઢારમી સદીના ઘણા ખરા ફ્રેંચ લેખકો અનુભવવાદી (Sensualists) હતા. ફ્રાંસના આત્મવાદીઓ ( Spiritualists ) થોડા ઘણા પ્રમાણમાં અંગ્રેજ તત્ત્વજ્ઞાની રિડ અને સ્ટુઅર્ટનો મત, અને થોડા ઘણા પ્રમાણમાં જર્મનીના પ્રજ્ઞાવાદીઓના (idealists) મતને અનુસરી તેઓએ પ્રચારમાં મૂકેલા સૌંદર્યતત્ત્વને એક નવા પાયા ઉપર સ્થાપવા મથે છે; અને તેઓની પહેલાંના પંડિતોએ પ્રચારેલા અનુભવવાદનું ખંડન કરવાનો પ્રયત્ન કરે છે. તેઓ સૌંદર્યની સમજ-

---

પણ આદર્શ કુરૂપ ચહેરા પ્રમાણે બહુજ ઓછા ચહેરાઓ બનાવવામાં આવેલા હોય છે. સૌંદર્ય શુદ્ધ સ્વરૂપમાં જવલ્લે જ દેખાય છે, તો પણ દરેક જાતિનો મોટો ભાગ સુંદરતાના નમુના પ્રમાણે ઘડાય છે.

—જુઓ ડોકટર બેઇન કૃત ' માનસવિજ્ઞાન '

1. તેણે રચેલું De, L' Ideal L' Art નામનું પુસ્તક જુઓ.

ના ઊંચામાં ઊંચાં અને આત્મિક (spiritual) ઉપકરણો એકત્ર કરવાનો પ્રયત્ન કરે છે. તેઓના મત મુજબ જડ વસ્તુમાં સૌંદર્યથી પેદા થતો આનંદ આપવાની કંઈ શક્તિ નથી. કુઝ્યૅાં (Cousin) જૉફ્રોય (Jouffroy) લિવેક (Leveque)–આ શ્રેણીના દાર્શનિકોમાં અગ્રગણ્ય છે. અમે કુઝ્યૅાં અને લિવેકના અભિપ્રાયનો સારાંશ વાચકવર્ગને ભેટ ધરીએ છીએ.

વિક્ટર કુઝ્યૅાં:[૧]—કુઝ્યૅાં કહે છે કે સુંદરથી સુખકર, પ્રયોજનીય અને ઉપયોગી પદાર્થ જુદો છે. પ્રમાણ અને વ્યવસ્થા સૌંદર્યનો નિયમ છે ખરાં; પરંતુ એ બધી જાતના સૌંદર્યનો નિયમ નથી. સૌંદર્યમાં જે મુક્ત, સચલ અને શરીરને અવશ કરી નાખનારો ભાવ મળી આવે છે તે દ્વારા તેની વ્યાખ્યા થતી નથી. ઉત્કૃષ્ટ છબીનું સૌંદર્ય, કવિતાનાં ચરણોનું સૌંદર્ય, ઉચ્ચ ભાવવાળા કોઇ ગાયનનું સૌંદર્ય નિયમ–પ્રમાણ ઉપર આધાર રાખતું નથી. એકત્વ એ સૌંદર્યનો એક બૃહત્ અંશ છે; પરંતુ એ કંઈ સૌદર્યનો સમસ્ત અંશ નથી. તેના મત મુજબ એકતા અને વિચિત્રતા એ બે સૌંદર્યનાં આવશ્યક ઉપાદાન છે. તેણે સૌંદર્યને ભૌતિક, માનસિક અને નૈતિક–આ ત્રણ વિભાગમાં વહેંચ્યું છે. જડ પદાર્થ કોઈ પ્રકારનો ભાવ અથવા ભાવાર્થ પ્રગટ કરે છે માટે તે સુંદર છે. મનુષ્યના મુખની માફક કુદરતના મુખ પર પણ ભાવનું પ્રકટીકરણ જોઇ શકાય છે. શિલ્પકલા માનવોનો આધ્યાત્મિક ભાવ પ્રગટ કરતી હોવાથી સુંદર છે. મનુષ્યની મૂર્તિ કે બીજા કોઈ પ્રાણીની મૂર્તિ ભાવના પ્રકટીકરણને લીધે જ સુંદર દેખાય છે. "કોઈ પણ આકૃતિ એકલી રહી શકતી નથી, એ કોઈનો કોઈ પદાર્થની જ આકૃતિ હોય છે. માટે ભૌતિક સૌંદર્ય કોઇ આંતરિક સૌંદર્યનું જ નિદર્શન છે. એ જ આધ્યાત્મિક અને નૈતિક સૌંદર્ય છે; અને એ જ

૧. વિક્ટર કુઝ્યૅાં કૃત 'સત્ય, સુંદર અને કલ્યાણ' નામનું પુસ્તક આ બાબતમાં જોવું.

સૌંદર્યનો પાયો છે, સૌંદર્યનું ઐક્યસૂત્ર છે." વાસ્તવ સૌંદર્યથી જુદું એક બીજી જાતનું સૌંદર્ય છે, તે મનનું આદર્શ સૌંદર્ય છે. આદર્શ સૌંદર્ય કોઇ મુકરર વ્યક્તિ અથવા વ્યક્તિસમૂહમાં ટકી રહેતું નથી. આદર્શ સૌંદર્ય આપણા અનુભવનું ફલ નથી. તેના કરતાં સુંદરતમ આપણે કંઈ કલ્પી શકતા નથી. પ્રાકૃતિક સૌંદર્ય આ પરમ સૌંદર્યની નકલ હોય એમ જણાય છે. આ ધ્રુવ આદર્શ, પૂર્ણ આદર્શ ઈશ્વર સિવાય બીજું કંઈ જ નથી. કારણ કે ઈશ્વર સકળ પદાર્થોનું મૂળતત્ત્વ છે. માટે એ અધિકારને લીધે તે પૂર્ણ સૌંદર્યનું મૂળતત્ત્વ બને છે; આથી ઓછાવત્તા અપૂર્ણપણે જે પદાર્થમાં સૌંદર્ય પ્રગટ થાય છે, તે બધા પ્રાકૃતિક સૌંદર્યનું પણ તે મૂળતત્ત્વ છે; તે જેમ ભૌતિક જગતનો સ્રષ્ટા છે, માનસિક અને નૈતિક જગતનો પિતા છે, તેમ સકળ સૌંદર્યનો મૂળ આધાર છે. કુજ્યૅા સૌદર્યની રસબાજુ સ્પષ્ટ કરવાની ચેષ્ટા કરે છે, અને તેમાં તેને થોડી ઘણી સફળતા પણ મળી છે. તેનો અભિપ્રાય અમને બહુ ઉપયોગી જણાય છે.

લિવેક:[૧]—લિવેક તેના સૌદર્યવિજ્ઞાનને ચાર ભાગમાં વહેંચી નાખે છે. (૧) તેણે રચેલા પુસ્તકના પ્રથમ ભાગમાં તે માનવીય જ્ઞાન અને ઇંદ્રિયબોધ સાથે સૌંદર્યના કાર્યને શો સંબંધ છે તેની ચર્ચા કરે છે અને સૌંદર્યના મનોવૈજ્ઞાનિક (Psychological) ઉપાદાનોનો નિર્ણય કરે છે.

(૨) બીજા ભાગમા તે સૌંદર્યના તત્ત્વજ્ઞાનની ચર્ચા કરે છે. સૌદર્યનું વાસ્તવિક બાહ્ય અસ્તિત્વ છે કે નહિ, હોય તો એ બાહ્ય સત્તાનું કોઈ આંતરિક મૂલસૂત્ર (principle) છે કે નહિ અને એ આંતરિક મૂલસૂત્રની સાથે સુંદર, કુરૂપ, અદ્ભુત (sublime) અને હાસ્યનો (ludicrous) કેવો સંબંધ છે—એ આ વિભાગમાં ચર્ચાનો વિષય બનેલ છે.

૧ તેનું રચેલું La Science du Beau નામનું પુસ્તક જોવા જેવું છે.

(૩) તેના પુસ્તકના ત્રીજા ભાગમાં તે પૂર્વનિર્ણીત મનો-વૈજ્ઞાનિક અને દાર્શનિક મૂલસૂત્રના પ્રકાશવડે જડ, જીવ અને ભગવાનના સૌંદર્યનું મૂળતત્ત્વ નક્કી કરે છે.

(૪) તેના પુસ્તકના ચોથા ભાગમાં તે સૌંદર્યનો કલા સાથેનો સંબંધ નક્કી કરે છે. તે કહે છે કે ચેતનજગતનું સૌંદર્ય ખાસ કરીને કદ, એકત્વ અને વિભાગવૈચિત્ર્ય, રંગની અધિકતા, કોમલપણું અને આજુબાજુની અવસ્થા ઉપર આધાર રાખે છે. ચેતનજગતનું સૌંદર્ય એક અદશ્ય ચેતનશક્તિનું સતેજ અને વ્યવસ્થિત પ્રકટીકરણ છે, એ પ્રજ્ઞાદ્વારા જાણી શકાય છે. આ જ્ઞાનમય શક્તિ વાસ્તવિક રીતે આત્મા અથવા મન (Spirit or mind) છે. એથી ઉલટું જડ જગતનું સૌંદર્ય પણ એક અ-જડ અચેતન શક્તિનું વ્યવસ્થિત પ્રકટીકરણ માત્ર છે. આથી એવું ઠરે છે કે જગતનું સૌંદર્ય ચેતન અથવા અચેતન શક્તિનું પ્રકટીકરણ માત્ર છે. પ્રકૃતિનું સૌંદર્ય વ્યવસ્થિત રીતે પુનઃ ઉત્પાદન કરવું એજ કલાનો ઉદ્દેશ છે. સચેતન અથવા અચેતન શક્તિના પ્રકટીકરણના તારતમ્ય મુજબ તે કલાના વિભાગ પાડે છે. આ બાબતમાં તે પ્રસિદ્ધ જર્મન દાર્શનિક હેગલને અનુસરે છે. લિવેકે એક અચેતન શક્તિની હયાતી કબુલ કરી છે ખરી; પરંતુ તેના મત મુજબ આ અચેતન શક્તિ અ-જડ અને અવિભાજ્ય છે. વાસ્તવિક રીતે જોતાં તેનો મત આત્મવાદીઓના મતથી ઉલટો છે એમ કહી શકાય નહિ લિવેકની વિચાર પદ્ધતિ પ્રશંસનીય છે.

## સૌંદર્યતત્ત્વ વિષે ઇટાલિ અને હોલાંડના લેખકોનો અભિપ્રાય.

ફ્રાંસ આપણી સૌંદર્યતત્ત્વની પિપાસા સંપૂર્ણ રીતે મટાડી શક્યું નથી. તેથી આપણે તૃષાતુર ચિત્તે ઇટાલિ અને હોલાંડમાં પ્રવેશ

કરીએ છીએ. ઇટાલિમાં અને હોલાંડમાં કેટલાક સૌંદર્યતત્ત્વના લેખકોનાં દર્શન થાય છે ખરાં; પણ તેના મતમાં કંઈ ખાસ વિશેષતા કે મૌલિકપણું જોઈ શકાતું નથી. ઇટાલિના લેખક પેગેનો (Pagano) અને મુરેટોરિ (Muratori) ફ્રેંચ અને અંગ્રેજ લેખકોના મતને અનુસરે છે. આથી તેઓના મત પર સ્વતંત્ર ચર્ચા કરવાની જરૂર નથી. અઢારમી સદીના એક ડચ લેખકના અભિપ્રાયમાં થોડી ઘણી મૌલિકતા છે એમ જણાય છે. તેનો અભિપ્રાય નીચે દર્શાવીએ છીએ:–

હેમ્સ્ટર્હુઇસ:—હેમ્સ્ટર્હુઈસે અનુભવવાદી અને સહજજ્ઞાનવાદીઓનો વિરોધ ઓછો કરવાનો પ્રયત્ન કર્યો છે. તે કહે છે કે આપણું બધું જ્ઞાન ઇંદ્રિયો મારફતે જ મેળવાય છે. વાસ્તવિક જ્ઞાન મેળવવા માટે આપણામાં એક આંતરિક વૃત્તિ છે. આપણો આત્મા અનપેક્ષ અને ખરૂં જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળો થઈ બહુ થોડા સમયમાં વધારે પ્રમાણમાં જ્ઞાનનાં ઉપકરણો સંઘરવાનો પ્રયત્ન કરે છે; પરંતુ તે ઇંદ્રિયો સાથે જોડાએલો હોવાથી અડચણ ખમે છે. ઇંદ્રિયો આત્માના કાર્યને અડચણ કરે છે. આત્મા ઇંદ્રિયોની અડચણ છતાં જે પ્રમાણમાં સફળતા મેળવે છે, તે પ્રમાણમાં જ્ઞાન લાભ સાથે આનંદ પણ મેળવી શકે છે. સૌંદર્યનું જ્ઞાન આપણને સર્વાપેક્ષા વધારે સુખ આપે છે. આથી જે આપણને બહુ થોડા સમયમાં વધારેમાં વધારે પ્રમાણમાં જ્ઞાન આપે તેજ સૌંદર્ય છે.[૧] હેમ્સ્ટર્હુઇસે સૌંદર્યની રસબાજુ તરફ લક્ષ આપ્યું નથી.

## અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓનો અભિપ્રાય

ઇટાલિ અને હોલાંડ આપણી સૌંદર્યતત્ત્વપિપાસા મટાડી શક્યાં નહિ. તેથી આપણે સૌંદર્યતત્ત્વની શોધમાં ઇંગ્લાંડમાં પગ

૧. સરખાવો એલનનો અભિપ્રાય:–" સૌંદર્ય તેને કહેવું કે જે ઓછામાં ઓછી શક્તિના ભોગે વધારેમાં વધારે પ્રોત્સાહન આપે."

મૂકીએ છીએ. આપણે થોડો વધારે વખત ઇંગ્લાંડમાં વિશ્રાંતિ લઈશું.

અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓ સાધારણ રીતે સૌંદર્યતત્ત્વની ચર્ચા વૈજ્ઞાનિક પદ્ધતિ મુજબ કરે છે. કઈ કઈ મનોવૃત્તિની મદદથી આપણને સૌંદર્ય વિષયક જ્ઞાન થાય છે, એ જ મુખ્યત્વે કરીને તેની ચર્ચાનો વિષય છે. જે અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓએ સૌંદર્યતત્ત્વની ચર્ચા થોડે અંશે દાર્શનિક પદ્ધતિ મુજબ કરી છે, તેઓ પણ મનથી પર સ્વતંત્ર સૌંદર્યનું અસ્તિત્વ સ્વીકારે છે એટલું જ; પણ એ સૌંદર્ય ચેતનજગત અને જડજગતમાં કઈ રીતે પ્રગટ થાય છે, તે સ્થાપતા નથી. તેથી જર્મન તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓના વિચારોમાં ખરાં દાર્શનિક ઉપકરણો નથી—તેઓના વિચાર પદ્ધતિ વગરના છે, અનુભવવાદીઓના વિચારોની છાયા માત્ર છે.

અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓના સાધારણ રીતે બે વિભાગો પાડી શકાય: (ક) કોઈ કોઈ સૌંદર્યનું મૌલિક બાહ્ય અસ્તિત્વ સ્વીકારે છે. તેઓના મત પ્રમાણે મૌલિક અનુભવો અથવા લાગણીના સંયોગથી સૌંદર્યની ઉત્પત્તિ થવી એ સંભવિત નથી. તેઓ કહે છે કે સૌંદર્યનું જ્ઞાન મેળવનારી એક સ્વતંત્ર આંતરિક વૃત્તિ આપણામાં છે. એ આંતરિક વૃત્તિ વડે આપણે વસ્તુનું સૌંદર્ય તેના વાસ્તવિક રૂપમાં જાણી શકીએ છીએ. આ વર્ગના તત્ત્વજ્ઞાનીઓની સંખ્યા થોડી છે. લૉર્ડ શૅફ્ટસ્બરિ, હચિસન, રિડ, હેમિલ્ટન અને રસ્કિન આ વર્ગમાં આવે છે. (ખ) એથી ઉલટા ઘણા ખરા અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓ સૌંદર્યનું મૌલિક વસ્તુગત અસ્તિત્વ સ્વીકારતા નથી. તેઓ મૌલિક અનુભવોના સંયોગદ્વારા અથવા કોઈ પ્રાકૃતિક નિયમની મદદથી સૌંદર્યની ઉત્પત્તિ અને વૃદ્ધિની વ્યાખ્યા કરવાનો પ્રયત્ન કરે છે. ઍડિસન, લૉર્ડ કૅમ્સ, હોગાર્થ, બર્ક, એલિસન, જેફ્રે, ડ્યુગલ્ડ સ્ટુઅર્ટ, પ્રૅાફેસર બેઈન, સ્પેન્સર, ડાર્વિન, એલન અને હેનો આ વર્ગમાં સમાવેશ થાય છે. અમે એ બંને વર્ગના તત્ત્વજ્ઞાનીઓના મતોની સંક્ષેપમાં ચર્ચા કરી જઈએ છીએ.

## પહેલા વર્ગના તત્ત્વજ્ઞાનીઓનો મત

લૉર્ડ શેફ્ટસ્બરિ[1]:—લૉર્ડ શેફ્ટસ્બરિએ જ સૌ પહેલાં સૌંદર્યજ્ઞાનને સહજજ્ઞાનના પાયા પર સ્થાપ્યું છે. તે કહે છે કે જડને પોતાનું સૌંદર્ય નથી. જગતના નિયમોમાં બધું સૌદર્ય સમાએલું છે. આ નિયમો જ સાધારણ રીતે પરમાત્મા છે. સમસ્ત ગતિ અને સજીવ વસ્તુ તેની જ બનાવટ છે. સૌંદર્યજ્ઞાન માટે આપણામા એક સ્વતંત્ર આંતરિક વૃત્તિ ( Internal or moral sense ) છે. એ વૃત્તિ દ્વારા આપણા ભલાનું ( good ) જ્ઞાન પણ થાય છે. સૌંદર્ય આપણને વિમલ સુખ આપે છે. તેણે સૌંદર્યને ત્રણ ભાગમા વહેંચી નાખ્યું છેઃ-(૧) જડનું સૌંદર્ય ( કલાનું સૌંદર્ય આની અંદર સમાય છે ). (૨) ચેતનજગતનું સૌંદર્ય—આ ભગવાનની સર્જન શક્તિનું પ્રકટીકરણ છે. (૩) ભગવદ્ સૌંદર્ય—સમસ્ત આકૃતિ ( forms ) એક મહાકારણમાથી ઉત્પન્ન થયેલ છે. ભગવાન જ રૂપ માત્રનો સ્રષ્ટા છે. ચોકસ કદવાળી વસ્તુ માત્ર સુંદર છે. આમ હોવાથી ભગવાન જ જડ અને ચેતન જગતના સૌંદર્યનું ઉત્પત્તિકારણ છે.

હચિસનઃ[2]—હચિસન બહુધા શૅફ્ટસ્બરિના મતનો જ છે. પરંતુ તે તેની માફક સૌંદર્યનું મનથી પર બાહ્ય ( objective ) અસ્તિત્વ સ્વીકારતો નથી. તે કહે છે કે વૈચિત્ર્યના એકત્વ ઉપર સૌંદર્ય આધાર રાખે છે. તેના મત મુજબ વૈચિત્ર્યમા એકત્વ ( Uniformity amidst variety) એ જ સૌંદર્યની આકૃતિ છે. પ્રજ્ઞા (reason ) દ્વારા સૌંદર્ય એ શું છે છે તે સમજી શકાતું નથી. સૌદર્યબોધ

---

૧. તેણે રચેલું "લાક્ષણિક ગુણો" નામનું પુસ્તક જુઓ.

૨. તેણે રચેલું "સૌંદર્ય અને સદ્‌ગુણ વિષેના આપણા વિચારોની મૂળ સંપાસ" નામનું પુસ્તક જુઓ.

માટે આપણામા એક સ્વતંત્ર આતરિક વૃત્તિ છે. એ વૃત્તિ દ્વારા આપણે સૌંદર્યનું જ્ઞાન મેળવીએ છીએ. હચિસન સૌંદર્યના બે ભાગ પાડે છેઃ નિરપેક્ષ (absolute or original) અને સાપેક્ષ (relative or comparative) નિરપેક્ષ સૌંદર્ય કોઈ મુકરર વસ્તુનું અનુકરણ કે સાદૃશ્ય જ્ઞાપન કરતું નથી. એથી ઉલટું અનુકરણ જ સાપેક્ષ સૌંદર્યનું જીવન છે; સાપેક્ષ સૌંદર્ય અનુકરણ ઉપર જ આધાર રાખે છે. ચેતન સૌંદર્ય પ્રથમ વર્ગના સૌંદર્યનું ઉદાહરણ છે; કલાનું સૌંદર્ય બીજા વર્ગના સૌંદર્યનું ઉદાહરણ છે. તેના બીજા અભિપ્રાય મુજબ બનાવટી ચીજો મૂળ આદર્શ કરતાં સુંદર હોઈ શકે. તે સૌંદર્યની કેટલીક વિશેષતા બતાવે છેઃ (૧) સૌંદર્ય આપણને અનપેક્ષ (Immediate) સુખ આપે છે. પ્રયોજનપણા સાથે, ઉપયોગીપણા સાથે કે હિતકારીપણા સાથે સૌંદર્યને કંઈ સંબંધ નથી. (૨) સુંદર જણસને આપણે અવસ્ય સુંદર માનીએ છીએ. ઈચ્છા હોય કે ન હોય, તો પણ સુંદર ચીજ તો સર્વદા સુંદર જ છે. (૩) આપણો સૌંદર્યબોધ સાર્વભૌમિક છે. જ્ઞાનની વૃદ્ધિની સાથે સાથે મનુષ્ય વૈચિત્ર્યની એકતા ચાહે છે. એ પરથી સમજાય છે કે આપણો સૌંદર્યબોધ સાર્વભૌમિક છે. તે એમ પણ કહે છે કે મૌલિક અનુભવો (સ્વર, વર્ણ ઇત્યાદિ) આપણી સૌંદર્ય-સમજની ઉત્પત્તિનું કારણ નથી. અભ્યાસ (Custom) અને કેળવણી દ્વારા આપણી સૌંદર્ય-સમજ માર્જિત અને ઉજ્વલ બને છે ખરી; પરંતુ તેઓ કંઈ સૌંદર્ય-સમજનાં ઉત્પત્તિકારણ નથી.

હચિસન કોઈ કોઈ સ્થળે સૌંદર્યનું મૌલિક બાહ્ય અસ્તિત્વ સ્વીકારે છે; અને કોઈ કોઈ સ્થળે સૌંદર્ય મનની અવસ્થા ઉપર આધાર રાખે છે, એમ કહે છે. આથી તેનો મત ઘણે અંશે પોતાના મતનો જ વિરોધ કરે છે.

રિડઃ[૧]—રિડ બાહ્ય, મનથી પર સૌંદર્યનું અસ્તિત્વ સ્વીકારે

૧. તેણે રચેલું 'માનસિક શકિતઓ વિષેના નિબંધો' નામનું પુસ્તક જુઓ.

છે. તે કહે છે કે સહજ જ્ઞાન (Common Sense) દ્વારા મનથી પર બાહ્ય સૌંદર્યનું અસ્તિત્વ જાણી શકાય છે. જ્ઞાન અને ઇચ્છાશક્તિ જ વાસ્તવિક રીતે સુંદર છે. સૌંદર્ય વસ્તુનું પોતાનું નથી. દશ્ય જગત જ્ઞાન અને ઇચ્છા શક્તિનું પ્રકટીકરણ અને ચિહ્ન હોવાથી સુંદર છે.[૧] જે પ્રમાણમાં ભગવાનની ઇચ્છાશક્તિ બહિર્જગતને વિષે કાર્ય કરે છે, તે પ્રમાણમાં જગત સુંદર બને છે. એક દષ્ટાંત લઇએ;–ઉદ્દેશ પાર પાડવાના પૂર્ણત્વ ઉપરજ વૃક્ષનું સૌંદર્ય આધાર રાખે છે. ઉદ્દેશ પાર પાડવાની ઉપયોગિતા સૃષ્ટાનું જ્ઞાન પ્રકાશક છે. આથી વૃક્ષનું સૌંદર્ય વાસ્તવિક રીતે ભગવાનની શક્તિનું પ્રકટીકરણ માત્ર છે. વૃક્ષનું પોતાનું સૌંદર્ય કંઈ જ નથી.[૨] રિડના અભિપ્રાય મુજબ સૌંદર્ય સંપૂર્ણ રૂપે આધ્યાત્મિક ચીજ છે.

**સર વિલિયમ હેમિલ્ટનઃ**—હેમિલ્ટન કહે છે કે આપણી બુદ્ધિ-વૃત્તિ ( understanding ) વડે વસ્તુનું એકતા વિષયક જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. કલ્પના વૃત્તિ ( Imagination ) વડે બહુત્વનું જ્ઞાન મેળવાય છે. કલ્પના શક્તિ વસ્તુનો ઉપાદાનસમૂહ મન સમક્ષ ધરી રાખે છે. આપણી બુદ્ધિ એ બધા ઉપાદાનોને એક દોરામાં પરોવે છે. વિવિધતામાં એકતા એજ ખરું સૌંદર્ય છે. [૩]

---

૧. "દૈવી સત્વની ઇચ્છાને લીધે પાર્થિવ પદાર્થો સુંદરતા ધારણ કરે છે."

૨. સરખાવોઃ "પૃથ્વી અને સ્વર્ગને સાક્ષી માની કહું છું કે મન-એકલું મન જ સૌંદર્ય અને સભ્યતાનું સર્જન કરાણું છે. લાવણ્ય અહીંયાં જ સર્વોપરિ બિરાજે છે. અહીંયાં સૌંદર્યની અધિદેવતા દેવીસ્વરૂપ ધારણ કરી આત્માને અખૂટ આનંદ અર્પના સિંહાસનારૂઢ થએલ છે."

—એકન્સાઈડ

૩. "વિવિધતા પણ નહિ અને એકતા પણ નહિ પરંતુ વિવિધતાની સાથે જોડાએલી એકતા જે વસ્તુઓમાં દેખાય છે તેને જ દૃઢતાપૂર્વક સૌંદર્યનું નામ આપી શકાય."

—દર્શનગાસ, ૨, ૪

જેની આકૃતિ આપણી બુદ્ધિ અને કલ્પનાને અનાયાસે, સારી રીતે, દોરી શકે તે જ સુંદર છે. [1] બાળક અથવા અણકેળવાએલા માણસોની બુદ્ધિ અપરિપક્વ હોય છે. તેઓ કોઈ પણ મહેલનું આંશિક સૌંદર્ય અનુભવવા સમર્થ છતાં સમગ્ર મહેલનું સૌંદર્ય અનુભવવાને અસમર્થ છે. એથી ઉલટું કોઇ સુંદર પુસ્તકના વિભાગો પાડીશું તો તેનું સૌંદર્ય ગુમ થઈ જશે. આ પરથી જણાય છે કે મનુષ્યની બુદ્ધિની એક્તા સંપાદનની શક્તિ પર સૌંદર્યબોધના તારતમ્યનો આધાર છે. હેમિલ્ટનના મત મુજબ સૌંદર્યસ્પૃહા [2] ( **Aesthetic Sentiment** ) મૌલિક વૃત્તિ છે. એ અનુભવોના સંયોગથી ઉત્પન્ન થતી નથી. તે કહે છે કે સૌંદર્યથી પેદા થતા આનંદથી બીજી તરેહનાં સુખ જુદાં છે.

**રસ્કિનઃ**—રસ્કિન સમસ્ત સૌંદર્યને ભગવદ્ સ્વરૂપની ઉત્ક્રાન્તિ માની તે પ્રમાણે તેની વ્યાખ્યા કરવાનો પ્રયાસ કરે છે. રસ્કિન માનવોની બે વૃત્તિનો ઉલ્લેખ કરે છેઃ— ઔપપત્તિક ( theoretic ) અને કાલ્પનિક ( Imaginative ). ઔપપત્તિક વૃત્તિ દ્વારા નીતિ અને સૌંદર્યનું જ્ઞાન પેદા થાય છે. કાલ્પનિક વૃત્તિ પ્રકૃતિલબ્ધ સમસ્ત વિચારોને ( Ideas ) એકત્ર જોડે છે. ઔપપત્તિક વૃત્તિ ઇંદ્રિય

---

૧. ગ્વેનનો અભિપ્રાય સરખાવોઃ " સૌંદર્ય એક પ્રકારની ક્રિયા અથવા ભાન છે કે જે આપણામાં એકી સાથે ત્રણ પ્રકારનું ચૈતન્ય (લાગણી, બુદ્ધિ, અને ઇચ્છા) સ્ફુરાવે છે. અને આ ત્વરિત જાગૃતિના પરિણામે એવો આનંદ ઉપજાવે છે કે જે માત્ર લાગણી અથવા બુદ્ધિના એક જ ભાગના ઉશ્કેરાવાથી મળતા આનંદથી જુદા પ્રકારનો છે. "

૨ એસ્થેટિક સેન્ટિમેન્ટ નો અનુવાદ ' સૌંદર્યસ્પૃહા ' કરવામાં આવ્યો છે. બંકિમચંદ્રે એ વૃત્તિને ' ચિત્તરંજની વૃત્તિ ' એવું નામ આપ્યું છે. જેઓ સૌંદર્યના ભાવની બાજુ તરફ લક્ષ ન આપતાં જ્ઞાનની બાજુએ વધુ લક્ષ આપે છે, તેઓ આ વૃત્તિને ' સૌંદર્યબોધ ' અથવા " સૌંદર્યબુદ્ધિ " [illegible]

બોધથી સ્વતંત્ર ચીજ છે, ઔપપત્તિક વૃત્તિનો વિષય સૌંદર્ય છે. સૌંદર્ય બે વિભાગમાં વહેંચાએલું છેઃ—સાદરયજ્ઞાપક અથવા રૂપક (typical) અને સજીવ અથવા જીવનશક્તિજ્ઞાપક ( vital ). પહેલા વિભાગનું સૌંદર્ય બાહ્ય વસ્તુનો ગુણ કે ધર્મ છે. બાહ્ય વસ્તુનો પ્રત્યેક ગુણ ભગવાનનું કોઈને કોઈ સ્વરૂપ બતાવનારો હોય છે. રૂપક સૌંદર્યનાં નીચે લખ્યા મુજબ કેટલાંક રૂપ ( form ) છેઃ—

(૧) અનંતત્વ ( Infinity )—આ ભગવાનની અજ્ઞેયતાનું નિદર્શન છે.

(૨) એકત્વ ( Unity )—આ ભગવાનનું સર્વવ્યાપકપણું બતાવે છે.

(૩) સ્થિતિ ( Repose )–આ ભગવાનનું નિત્યત્વ દર્શાવે છે.

(૪) સમ.પરિમિતત્વ ( Symmetry )—આ ભગવાનની ન્યાયશીલતા દર્શાવે છે.

(૫) અમિશ્રત્વ (Purity)–આ ભગવાનની શક્તિ બતાવે છે.

(૬) પરિમિતત્વ ( Moderation )—આ ભગવાનના નિયમબદ્ધ શાસનનો પ્રભાવ દર્શાવે છે.

ચેતનસૌંદર્યના રસ્કિન બે ભાગ પાડે છેઃ આપેક્ષિક ( relative ) અને સાધારણ ( generic ) વૃત્તિની સતેજ ગતિના પરિમાણ પર આપેક્ષિક સૌંદર્ય આધાર રાખે છે; જાતિના સાધારણ ધર્મના પ્રતિપાલન ઉપર સાધારણ સૌંદર્ય આધાર રાખે છે. રસ્કિને કલા વિષે બહુ કિંમતી વિચારો દર્શાવ્યા છે. પરંતુ વૈજ્ઞાનિકો પાસે તેના અભિપ્રાયની કિંમત બહુ નથી.[1]

---

૧. તેણે રચેલું 'વર્તમાન ચિત્રકારો પુ. ૨ જું' જુઓ, એ પુસ્તકનો 'સૌંદર્ય વિષયક વિચારો' નામનો અધ્યાય વાંચવા જેવો છે.

## સૌંદર્યતત્ત્વ વિષે બીજા વર્ગના અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓનો મત

એડિસનઃ—આંખના મધ્યસ્થપણાથી જે સુખો ઉત્પન્ન થાય છે, તેને એડિસન કલ્પનાનાં સુખો ( Pleasures of imagination ) એવું નામ આપે છે. કલ્પનાનાં સુખો બે વિભાગમાં વહેંચાએલા છે–(૧) દશ્ય વસ્તુનું પ્રત્યક્ષ દર્શનજનિત પ્રાથમિક સુખ, અને (૨) દશ્ય વસ્તુની છબીનું માનસિક ભાવનાજનિત સુખ. દશ્ય વસ્તુઓ મોટાઇ ( greatness ), નવીનતા (novelty) અને સૌંદર્યદ્વારા આનંદ આપે છે. સૌંદર્ય દશ્ય વસ્તુનો એક ખાસ ગુણ છે એમ એડિસન સ્વીકારે છે. તે એમ પણ કહે છે કે પ્રતિકૃતિ સાહચર્યના નિયમો ( Laws of Association of Ideas ) સૌંદર્યથી પેદા થતો આનંદ આપવામાં મદદ કરે છે. એડિસન સૌંદર્યનાં બધાં ઉપકરણો નક્કી કરવા શક્તિમાન થયો નથી.[1]

લૉર્ડ કેમ્સઃ—લૉર્ડ કેમ્સ[2] સૌંદર્યથી પેદા થતા સુખને અમિશ્ર ઇંદ્રિયજનિત સુખમાં ગણવાનો પ્રયત્ન કરે છે. તેના મત મુજબ સુંદર અને સુખકર ( pleasant ), કુરૂપ અને અસુખકર ( unpleasant ) એક જ ચીજ છે. મુખ્ય બે ઇંદ્રિયો–આંખ અને કાન–ઉતરતા વર્ગની ઇંદ્રિયો અને બુદ્ધિવૃત્તિના મધ્યસ્થાને આવી રહી છે. ચક્ષુ અને કર્ણદ્વારા આપણે સૌંદર્યજનિત આનંદ મેળવીએ છીએ. બધી સુંદર ચીજોમાં સુખદાયકપણા સિવાય બીજો કોઈ સામાન્ય ગુણ નથી.[3] સૌંદર્ય બે જાતનું છેઃ–નિરવચ્છિન્ન

---

૧. એડિસનના નિબંધો નામના પુસ્તકમાં 'કલ્પનાજનિત સુખો' નામનો નિબંધ જુઓ.

૨. તેણે રચેલું 'સમાલોચનાનાં મૂળતત્ત્વો' નામનું પુસ્તક જુઓ.

૩ હ્યુમનો અભિપ્રાય સરખાવોઃ–"એમ જણાય છે કે સૌંદર્યનું તત્ત્વ આનંદ ઉત્પન્ન કરવામાં રહેલું છે, તેથી તેની સર્વ અસર આ બાબતમાંથી નીકળવી જોઇએ,"

—હ્યુમ કૃત તત્ત્વજ્ઞાનના ગ્રંથો, ગ્રંથ ૪થો, પૃ. ૨૪૮.

( intrinsic ) અને આપેક્ષિક ( relative ) વસ્તુની ઉપયોગિતા છે. વૃક્ષ અને હિતકારિતા આપેક્ષિક સૌંદર્યનાં ઉપાદાન છે. લૉર્ડ કેમ્સના અભિપ્રાયનું વિદ્વાનોમાં બહુ વજન નથી.

**સર જોશુઆ રેનોલ્ડ્સ**—તેનો મત અધિકાંશે બફ્રિયરને મળતો જ છે. તે કહે છે કે જે વ્યક્તિગત આકૃતિ અને પ્રભેદ, સ્થાનિક પ્રથા અને વિશેષતાથી પર રહેલું છે, તે સુંદર છે; જે કંઈ વ્યક્તિગત છે તે કુરૂપ છે.[1] દરેક જાતની ચીજમાં જે કંઈ સુંદર છે તે બધું વાસ્તવિક સૌંદર્યમાં હોવાનું જ. વાસ્તવિક સૌંદર્ય પ્રત્યેક વર્ગની ચીજોનો આદર્શ છે, તે કંઈ કોઈ ખાસ વ્યક્તિનું ચિત્ર નથી. માટે કોઈ ચોકસ મનુષ્ય મનુષ્યજાતિના સૌંદર્યનો નમુનો હોઈ શકે નહિ. રેનોલ્ડ્સના મતમાં કંઇ ખાસ નવીનતા નથી.

**હોગાર્થ:**[2]—તે દૃશ્ય સૌંદર્યના ગઠન અને વર્ણ વિષે ખાસ ચર્ચા કરે છે. તે કહે છે કે દૃશ્ય સૌંદર્ય નીચે લખેલાં ઉપાદાનોથી નિર્માણ થયું છેઃ-(૧) પ્રત્યેક વિભાગની ઉદ્દેશ પાર પાડવાની લાયકાત ( Fitness of the parts to some design )-મનુષ્યના હાથ અને પગ માનવ જીવનનો ઉદ્દેશ પાર પાડવાને લાયક હોવાથી સુંદર છે. તેના મત મુજબ પ્રમાણ (proportion) અને લાયકાત એક જ છે. (૨) વિવિધિતા-વસ્તુની લંબાઈ, તેનું ગઠન અને કદ વગેરે બધું વિવિધતા બતાવનારૂં છે. (૩) સમ પરિમિતત્વ ( uniformity or symmetry )-વસ્તુની ઉપયોગિતા આ દ્વારા નષ્ટ ન થાય તો આ ઉપાદાન સૌંદર્યવર્ધક ગણાય છે. (૪) સહજ-બોધગમ્યતા અથવા સ્પષ્ટતા ( Simplicity or distinctness

૧. "કુરૂપતા અસામાન્ય છે; સૌંદર્ય તેને કહી શકાય કે જે સર્વ એકાન્તિક સ્વરૂપો, સ્થાનિક રિવાજો, વિશિષ્ટ ખાસિયતો અને સર્વની વિગતોથી પર છે."

૨. તેણે રચેલું 'સૌંદર્યનું પૃથક્કરણ' નામનું પુસ્તક જુઓ.

opposed to complexity )–જે વસ્તુની વિવિધતા આંખવડે અનાયાસે ભોગવી શકાય તે સુંદર ગણાય છે. (૫) ગુંચવણુ કે અસરળતા ( Intricacy )–ગુંચ ઉકેલવાનું કામ આનંદદાયક છે; ગુંચ ઉકેલવાનો પ્રયત્ન વસ્તુનું સૌંદર્ય વધારે છે. (૬) પરિમાણ ( Quantity or Magnitude )–વસ્તુની મોટાઈ આપણા મનમાં વિસ્મય અને ભય પેદા કરે છે, ત્યારે યોગ્ય માપ સૌંદર્યનું ઉપાદાન બને છે.

વસ્તુમાં જે પ્રમાણમાં ઉપલાં લક્ષણો મળી આવે છે, તે પ્રમાણમાં તે વસ્તુ સુંદર હોય છે. હોગાર્થના મત મુજબ વક્રરેખા સર્વથી સુંદર છે. તે વક્રરેખાને 'સૌંદર્યની રેખા' ( line of grace ) કહે છે. હોગાર્થ પૃથક્કરણ પદ્ધતિથી મળેલાં મૂળસૂત્રો દ્વારા રેખા અને આકારવાળા પદાર્થોનું ( figures ) સૌંદર્ય નક્કી કરે છે. તેના મત મુજબ સુંદર ચીજનો આકાર અને વર્ણ મૌલિક પદાર્થ છે. હોગાર્થની પૃથક્કરણ પદ્ધતિ પ્રશંસનીય છે.

બર્ક:[૧]—પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ બર્ક કહે છે કે સૌંદર્યમાં નીચે લખેલાં કેટલાંક લક્ષણો વિદ્યમાન છેઃ–(૧) આકૃતિનું નાનાપણું ( Smallness of size ); (૨) સુંવાળાપણું (Smoothness); (૩) ક્રમિક પરિવર્તન ( Gradual variation ); (૪) કોમળતા ( delicacy ); (૫) રંગનું ઉજળાપણું ( Brightness of colours:); (૬) અમિશ્રતા (Purity). તે કહે છે કે સુંવાળાપણું પદાર્થના સૌંદર્ય :માટે એટલું બધું જરૂરનું છે કે કોઈ પણ પદાર્થ સુંવાળો છતાં સુંદર નથી એ હું કલ્પનામાં પણ ધારી શકતો નથી. સુંદર ચીજ સ્નાયુઓમાં શિથિલતા આણે છે અને આરામ આપે છે.[૨] તેના અભિપ્રાય મુજબ મધુરપણું સ્વાદનું સૌંદર્ય છે,

---

૧. તેણે રચેલું 'ભવ્ય અને સુંદર વિષયક વિચારોની ઉત્પત્તિ વિષે તાત્વિક તપાસ' નામનું પુસ્તક જુઓ.

૨. બર્ક કહે છે કે 'સુંદર પદાર્થોમાં હૃદયંગમ રીતે તંતુઓને વિશ્રાંતિ આપવાની ખાસિયત છે.''

કોમળ સ્વર શ્રુતિનું સૌંદર્ય છે અને કોમળ વસ્તુ સ્પર્શનું સૌંદર્ય છે. વૃક્ષ અને પુષ્પનાં કોમળ પત્ર, સમતલ ભૂમિ, કલકલ કરતી વહી જતી નદી, કોમળ વાળ વડે છવાએલાં પશુપક્ષીનો દેહ, સુંદરીનો કોમળ દેહ આ બધું કોમળતાના ગુણને લીધે જ માનવો આગળ સુંદર તરીકે માન મેળવે છે. સ્ટુઅર્ટ (Deugald Stuart) અને પ્રાઈસે ( Price ) બર્કના અભિપ્રાયની ભૂલો બતાવી છે. સ્ટુઅર્ટે ખરૂં કહ્યું છે કે બર્કનો સૌંદર્યવાદ કેવળ સ્ત્રીજાતિના સૌંદર્યને જ લાગુ પડે છે. તેનો મત એકતરફી છે.

**એલિસનઃ**[૧]—એલિસન કહે છે કે પ્રતિકૃતિ સાહચર્યનો નિયમ જ સૌંદર્ય સ્પૃહાનું ઉત્પત્તિસ્થળ છે. દશ્ય વસ્તુઓમાંથી આપણે અનુભવો મેળવીએ છીએ. કલ્પનાશક્તિ એ અનુભવોને ગોઠવે છે. પ્રતિકૃતિ સાહચર્યનો નિયમ એ ગોઠવાએલા અનુભવોને જુદી જુદી વસ્તુઓ સાથે જોડે છે. આ રીતે વસ્તુના સૌંદર્યનું સંપાદન થાય છે. મૌલિક અનુભવો આપણને સૌંદર્ય વિષે કંઈ જ્ઞાન આપતા નથી. પ્રતિકૃતિ સાહચર્યના નિયમની મદદ વડે એ અનુભવો દશ્ય વસ્તુઓ સાથે જોડાવાથી એ દશ્ય વસ્તુઓ સુંદર દેખાય છે. તે મૌલિક વર્ણ, આકૃતિ અને સ્વરનું સૌંદર્ય સ્વીકારતો નથી. ઐઇનિ વગેરે પંડિતોએ તેના અભિપ્રાયનું એકતરફીપણું બતાવી આપ્યું છે.

**જેફ્રે:**[૨]—જેફ્રેએ અધિકાશે એલિસનના મતનું અનુસરણ કર્યું છે. તે કહે છે કે ઈંદ્રિયો વડે આપણે બહુ પ્રકારના સુખદાયક અને આરામપ્રદ અનુભવો મેળવીએ છીએ. પ્રતિકૃતિ સાહચર્યના નિયમ

---

૧. એલિસન રચિત ' Taste ' નામનું પુસ્તક જુઓ.

૨. જેફ્રે રચિત 'સૌંદર્ય' પરનો નિબંધ જુઓ.

—જુની ઍન્સાઇક્લોપીડિઆ બ્રિટાનિકા.

પ્રમાણે આ અનુભવોના ઉદય ઉપર સૌંદર્યબોધ સંપૂર્ણ આધાર રાખે છે. માનસ-પ્રતિકૃતિઓ સાથે સૌંદર્યબોધને કંઈ ખાસ સંબંધ નથી. જેફ્રે બાહ્ય સૌંદર્યનું અસ્તિત્વ નાકબૂલ કરે છે. તેણે સમસ્ત સુંદર વસ્તુના સૌંદર્યનું મૂળસૂત્ર નક્કી કરવાનો પ્રયાસ કર્યો છે ખરો; પરંતુ સમસ્ત સૌંદર્યનું ખરૂં મૂળસૂત્ર નક્કી કરવાને એ સમર્થ થયો નથી. તેનો મત અધુરો છે.

ડયુગલ્ડ સ્ટુઅર્ટઃ—સ્ટુઅર્ટ કહે છે કે પ્રતિકૃતિ સાહચર્યનો નિયમ રંગ, આકૃતિ અને ગતિનું સૌંદર્ય સમજાવવામાં મદદ કરે છે ખરો, પરંતુ એનું સૌંદર્ય એ નિયમમાંથી ઉત્પન્ન થયું નથી. તે રંગ, આકૃતિ અને ગતિના સૌંદર્યનું મૌલિકપણું સ્વીકારે છે. હોગાર્થની માફક સ્ટુઅર્ટ વક્રરેખાના સૌંદર્યના બહુ વખાણ કરે છે. તેણે સુંદર વસ્તુના-વ્યવસ્થા ( order ), ઉપયોગિતા, હિતકારિતા વગેરે-ગુણો દૃષ્ટાંત દ્વારા સ્પષ્ટ કર્યા છે. જેઓ સૌંદર્યને માનસિક વિકાર માને છે તેઓને તેણે દશ્ય વસ્તુના સૌંદર્યનું મૌલિકપણું બનાવી આપ્યું છે. તે કહે છે કે દશ્ય વસ્તુ સૌંદર્યનું કારણ નથી છતાં ઉપલક્ષ તો છે જ. બધી સુંદર વસ્તુઓ વિશુદ્ધ આનંદ આપે છે. એ સિવાય સુંદર વસ્તુનો બીજો કોઈ સાધારણ ગુણ નથી. પૃથ્વીની આદિ સ્થિતિમાં સૌંદર્ય શબ્દ રંગના આનંદ માટે જ વપરાતો હતો. સ્ટુઅર્ટે બર્ક અને એલિસનના મતોની ખાસ ચર્ચા કરી છે; પરંતુ તેણે પોતાનો કોઈ નવીન મત સ્થાપવાની તસ્દી લીધી નથી.

બેઈનઃ—બેઈન કહે છે કે સુંદર પદાર્થમાં કોઈ સામાન્ય ગુણ વિદ્યમાન નથી. સૌંદર્યતત્ત્વ વિષે વિચાર કરતાં આપણે કલા તરફ દૃષ્ટિ નાંખવી પડશે. કલામાં નીચેના કેટલાંક ખાસ લક્ષણો જોવામાં આવે છેઃ-(ક) આનંદને ખાતર આનંદ મેળવવો એ કલાનો એક માત્ર ઉદ્દેશ છે; (ખ) કલાના આનંદમાં કોઇ અપ્રિય ઉપકરણ નથી; (ગ) કલાનો આનંદ ઘણા લોકો એક જ વખતે મેળવી શકે

છે. તેના મત મુજબ આંખ અને કાન સૌંદર્યની ઇંદ્રિયો ( aesthetic senses ) છે. વસ્તુના કોઈ એક ખાસ ગુણ ઉપર સૌંદર્યની ઉત્પત્તિ આધાર રાખતી નથી; વસ્તુના ગુણો એકત્રપણે સૌંદર્યબોધ પેદા કરે છે. કલાના આનંદનું પૃથક્કરણ કરતાં નીચે લખેલાં ઉપાદાનો મળે છે:-(૧) આંખ અને કાનના દ્વાર વડે મળેલા મૌલિક અનુભવો; (૨) પ્રતિકૃતિ સાહચર્યના નિયમ વડે બીજા સુખદાયક અનુભવોનું ઉદ્દીપન; (૩) પ્રતિકૃતિ સાહચર્યના નિયમ વડે કોમળતા, ભય વગેરે બીજા માનસિક રસનું ( emotion ) ઉદ્દીપન; (૪) વિવિધતા અને એકતામાંથી પેદા થએલો આનંદ. પ્રોફેસર બેઈનના મત મુજબ મૌલિક અનુભવો પ્રતિકૃતિ સાહચર્યના નિયમ દ્વારા ખાસ રીતે જોડાય અગર ફેરવાય એટલે સૌંદર્યજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. હાલમાં ઘણા ખરા માનસશાસ્ત્રીઓ આ મતના પક્ષપાતી છે. બેઇન વગેરે પંડિતો કલામાં શાં શાં ઉપકરણો છે તે નક્કી કરવા સમર્થ થયા છે ખરા; પરંતુ એ બધાં ઉપકરણો આપણને વિમલ આનંદ કેમ આપે છે, તે નક્કી કરવાને સમર્થ થયા હોય એમ લાગતું નથી.

ડાર્વિન:[1]—ડાર્વિન પોતે પ્રવર્તાવેલા પ્રાકૃતિક નિર્વાચનવાદ અને યૌનનિર્વાચનવાદની મદદ વડે સૌંદર્યની ઉત્પત્તિ બતાવવાનો પ્રયાસ કરે છે. તે કહે છે કે ફુલનું અને પતંગિઆનું રૂપ પ્રાકૃતિક નિર્વાચનને લીધે ઉત્પન્ન થયું છે. પતંગિઉં ફુલનો રંગ અને રૂપ જોઈ આકર્ષાય છે; એ આકર્ષણને લીધે જ પતંગિઉં એક ફુલમાંથી બીજા ફુલ પર પરાગ વહન કરી ફુલઝાડનો વંશ અને જાતિ ટકાવી રાખે છે. ફુલોમાં જેટલી વધારે સુંદરતા હોય તેટલી વધારે સગવડ તેને વંશ ટકાવી રાખવામાં મળે છે. તેથી કુદરતે સુંદર ફુલોનો ક્રમસર વિકાસ કર્યો છે. એથી ઉલટું પતંગિઉં શત્રુના હલ્લામાંથી

૧. તેણે રચેલું ' જાતિની ઉત્પત્તિ ' તથા વૉલેસ કૃત 'Darwinism' નામનું પુસ્તક જુઓ.

બચવા માટે ફુલ સાથે પોતાના શરીરને મેળવી દઈ, ફુલના રૂપમાં પોતાને છુપાવી, શત્રુને છેતરી કંઈક અંશે આત્મરક્ષણ કરે છે. પતંગિઆનો દેહ કોમળ અને સુંદર નહોત તો તે ફુલની અંદર ભરાઈ આત્મરક્ષણ કરી શકત નહિ. તેથી કુદરતે પતંગિઆના શરીરને ફુલને ઉપયોગી થઈ પડે તેવું સુંદર બનાવ્યું છે. માટે એક રીતે જોતાં પતંગિઆનું સરજનહાર છે ફુલ, અને ફુલનું સરજનહાર છે પતંગિઉં. ડાર્વિન બધી સુંદર ચીજોની ઉત્પત્તિ પ્રાકૃતિક નિર્વાચન દ્વારા સમજાવી શકતો ન હોવાથી છેવટે તેને યૌન નિર્વાચનનો આશ્રય લેવો પડયો છે. તે કહે છે કે સૌંદર્યપ્રિયતા એ સામાન્ય જીવ-ધર્મ છે. પક્ષીને સૌંદર્ય તરફ અનુરાગ હોવાથી જ કુદરતે તેની નારીજાતિને સુંદર બનાવી છે. મોરને સૌંદર્ય તરફ અનુરાગ છે માટે પ્રકૃતિદેવીએ ઢેલને સુંદર બનાવી છે. ચંપા જેવી આંગળી અને ખંજન જેવાં નયનો તરફ પુરુષને આકસ્મિક અનુરાગ હોવાથી નારીજાતિ ચંપકઅંગુલિ અને ખંજન-નયનની અધિકારી થઈ છે. ડાર્વિન સ્વીકાર કરે છે કે સૌંદર્યસ્પૃહા જીવનસંગ્રામમાં કશી અનુકૂળતા આપતી નથી. જ્યારે સૌંદર્યસ્પૃહા જાતિના જીવનને અગર વ્યક્તિગત જીવનને બચાવવામાં કંઈ સહાયતા કરતી નથી, ત્યારે પ્રાકૃતિક નિર્વાચન કે યૌનનિર્વાચનથી તેની ઉત્પત્તિ થઇ છે એ કોઈ પણ રીતે કહી શકાય નહિ. તેથીજ કદાપિ પ્રાકૃતિક નિર્વાચનવાદના એક બીજા પ્રવર્તક આલ્ફ્રેડ રસલ વૉલસે નિરાશ થઈ કહ્યું છે કે "સૌંદર્યબોધની ઉત્પત્તિની વ્યાખ્યા પ્રાકૃતિક નિર્વાચન કે કે યૌનનિર્વાચન નથી.' સૌંદર્યબોધ મનુષ્યત્વનું મુખ્ય લક્ષણ છે. માટે પૂર્ણ મનુષ્યત્વ પ્રાકૃતિક ઉત્ક્રાંતિનું ફળ છે, એમ કહેતાં તે સંકોચ પામે છે. કોઇ અગમ્ય શક્તિ મનુષ્યત્વની ઉત્ક્રાન્તિના મૂળમાં વિદ્યમાન છે એવો વોલેસનો મત છે.

**હર્બર્ટ સ્પેન્સર:**[1]—સ્પેન્સરે સૌંદર્યજનિત આનંદ અને કલાની

---

૧. તેણે રચેલા 'સંગીતની ઉત્પત્તિ અને ઉપયોગ, તથા 'માનસશાસ્ત્રનાં મૂળતત્વો' નામના બે ગ્રંથો જોવા જેવા છે.

. ઉત્પત્તિ વિષે એક નવીન મત પ્રચારમાં મૂક્યો છે. તેના મતનો પાયો તેણે પ્રચારમાં મૂકેલા વિવર્તનવાદ ઉપર છે. તે જર્મન વિદ્વાન શિલરની માફક સૌંદર્યજનિત આનંદ અને ક્રીડાનો સંબંધ બતાવે છે. મનુષ્ય મૂળ અવસ્થામાં પોતાની વૃત્તિનો વ્યવહાર જાણતો નથી. તેથી તેની શક્તિનો સંગ્રહ થઈ રહે છે. એ સંચિત શક્તિનો પ્રકાશ તો થવાનો જ. મનોવૃત્તિના વ્યવહારમાંથી આનંદ પેદા થાય છે. એ આનંદ પ્રતિકૃતિ સાહચર્યના નિયમ વડે નાના પ્રકારની રીતે સંયુક્ત અને પરિવર્તિત થઈ સૌંદર્યજનિત આનંદના રૂપમાં પરિણામ પામે છે. સૌંદર્યજનિત આનંદ અને ક્રીડાનો આનંદ–બંને નિર્દોષ આનંદ છે. કેવળ આનંદને ખાતર આનંદ છે. સ્પેન્સર સૌંદર્યને લીધે પેદા થતા આનંદના ત્રણ ક્રમ સ્વીકારે છેઃ—(ક) સ્વર, વર્ણ વગેરે અનુભવોથી પેદા થતો આનંદ; (ખ) વર્ણસંયોગ, સ્વરસંયોગ ઇત્યાદિ અનુભવોથી પેદા થતો આનંદ; (ગ) સુંદર ચીજ દ્વારા વિવિધ રસના માનસિક ઉપભોગોથી પેદા થતો આનંદ. સ્પેન્સર કહે છે કે વાસ્તવિક સૌંદર્યસ્પૃહા (Aesthetic Sentiment proper) વ્યક્તિગત અને જાતીય જીવનના સેંકડો વર્ષના ક્રમવિકાસનું ફળ માત્ર છે. મનુષ્યની વૃત્તિઓ જેમ જેમ વિકાસ પામતી જાય છે, તેમ તેમ તેઓની આનંદનો ઉપભોગ કરવાની શક્તિ વધતી જાય છે. જેમ જેમ આપણો અનુભવ ( Sensation ), બોધ (perception), અને રસ (emotion) પૂર્ણતમ અને અત્યંત આનંદદાયક કાર્યમાં લીન થાય છે, તેમ તેમ આપણે સૌ કરતાં વધારે પ્રમાણમાં સૌંદર્યજનિત આનંદનો ઉપભોગ કરવા સમર્થ થઇએ છીએ. સ્પેન્સરના મતમાં મૌલિકતા જણાય છે. પણ ક્રમવિકાસવાદની મદદથી વર્ણ અને સ્વરની ઉત્પત્તિ સમજાવી શકાય એમ અમને લાગતું નથી.

સલિઃ—ડૉક્ટર સલિ બહુધા બેઇનના મતને અનુસરે છે. તેના અભિપ્રાય મુજબ સૌંદર્ય નીચે લખેલાં કેટલાંક ઉપાદાનોથી ઘડાયું છે;—(ક) ઇંદ્રિયગ્રાહ્ય ઉપકરણ ( Sensuous or material

element ). ઇંદ્રિયના દ્વારો વડે મેળવેલા અનુભવોનો આનંદ સૌંદર્યનું ઇંદ્રિયગ્રાહ્ય ઉપકરણ છે. સ્વર, વર્ણ, કોમળતા વગેરે અનુભવોનો આનંદ સૌંદર્યનું ઉપકરણ છે, એ કોઇ પણ રીતે અસ્વીકાર કરી શકાય તેમ નથી. આ ઉપકરણો જ બધી જાતનાં સૌંદર્યનો પાયો છે. [૧] (ખ) ગઠનના ઉપકરણો (Relation or formal element). ઇંદ્રિયગ્રાહ્ય ઉપકરણોની યથાયોગ્ય ગોઠવણી એજ સૌંદર્યની આકૃતિ ને ગઠન છે. ગઠન કે આકૃતિનું સૌંદર્ય વિવિધતામાં એકતા ઉપર આધાર રાખે છે. તાજમહાલનું સૌંદર્ય, સ્વરસંયોગ અને વર્ણસંયોગનું સૌદર્ય–ગઠનના સૌંદર્યનું ઉદાહરણ છે. (ગ) ઉપર કહેલાં બે ઉપાદાનો મુખ્ય (direct) છે. તે સિવાય સૌંદર્યનું એક ગૌણ (indirect) ઉપાદાન છે. તેને ઉદ્દીપનનું (Associative Element) ઉપાદાન કહી શકાય. નાર્મન કિલ્લાના ખંડેરો આપણા મનમાં નાના પ્રકારની લાગણીઓ પેદા કરે છે. [૨] એનું સૌંદર્ય બહુધા આ ભાવના ઉદ્દીપનની શક્તિ ઉપર આધાર રાખે છે. જેમ્સ સલિ કહે છે કે બધી જાતનું સૌંદર્ય આ ત્રણ ઉપાદાનોથી નિર્માણ થયું છે.

**એલન[૩]**:—એલન શારીરતત્ત્વવિજ્ઞાનની મદદથી સૌંદર્યનું મૂળતત્ત્વ નક્કી કરવાનો પ્રયાસ કરે છે. તે કહે છે કે જે અતિ અલ્પ શારીરિક ક્લાન્તિ કે ઘસારો પેદા કરી આપણને અતિશય ઉત્તેજના કે સુખ આપે તે સુંદર છે. આપણા મૂળ પૂર્વજો રંગીન ફળોનો

---

૧. ' સર્વ પ્રકારના સૌંદર્યના ઉપભોગોનું મૂળ ઇંદ્રિય દ્વારા થતી લાગણીઓ છે. "

—જુઓ સલિ કૃત ' માનસ શાસ્ત્રની રૂપરેખા '

૨. " કોઇ નોર્મન કિલ્લાના ખંડેરના સૌંદર્યનું નિરીક્ષણ કરતાં આપણું ધ્યાન તે ખંડેરના રહસ્ય તરફ-તેના ભૂતકાળના ગૌરવ અને નિર્દય અપાયથી કરાળ કાળે તેના કરેલા નાશ તરફ ખેંચાય છે."

૩. ' શારીરવિજ્ઞાનની દૃષ્ટિએ સૌંદર્યવિજ્ઞાનનો નિર્ણય અને રંગ પારખવાની શક્તિ ' નામનું તેનું પુસ્તક જુઓ.

આહાર કરી જીવન ગુજારતા હતા. તેથી આપણે સ્વાભાવિક રીતે રંગ ઉપર આકર્ષાઈએ છીએ. આ મત દ્વારા વર્ણ, સ્વર વગેરે મૌલિક અનુભવોના સૌંદર્યનું સ્વાભાવિકપણું યથાર્થ રીતે સમજાવી શકાય એમ લાગતું નથી.

હે:—હે કહે છે કે પ્રાકૃતિક જગત જે મહાન વ્યવસ્થિત નિયમને આધીન છે, સૌંદર્યવિજ્ઞાન પણ તે જ નિયમને વશ છે. સૌંદર્યવિજ્ઞાનની સાથે પ્રકૃતિવિજ્ઞાન કે દર્શનશાસ્ત્રનું સ્વરૂપગત સાદૃશ્ય કંઈજ નથી. આંખ અને કાન વડે જે અનુભવો મેળવી શકાય છે તેના મૂળ સૂત્રોની સૌંદર્યવિજ્ઞાને ચર્ચા કરવી જોઈએ. મધુર સંગીત સાંભળવાથી અને સુંદર કોતરણીવાળી વસ્તુ જોવાથી આપણા મનમા જે આનંદ પેદા થાય છે, તે સૌંદર્યવિજ્ઞાન જે મહાન વ્યવસ્થિત નિયમ ઉપર ઉભું છે તેનો જ માનસિક પ્રતિધ્વનિ છે.[1] સૌંદર્યમાં સપ્રમાણતા ને વ્યવસ્તિપણું દેખાય છે. સપ્રમાણતા અને સુવ્યવસ્થા એ જ નિયમનું જીવન છે. માટે એક મહાન નિયમ જ સમસ્ત શ્રેણીના સૌંદર્યનું ઉત્પત્તિકારણ છે. તેનો મત એકતરફી છે.

## સૌંદર્યતત્ત્વ વિષે હિંદના પંડિતોનો મત

જુનો ભરતખંડ અતિ વિસ્તીર્ણ પ્રદેશ હતો. આપણી આ પુણ્યભૂમિ પ્રજ્ઞાની ખાણ[2], સમસ્ત સંસ્કૃતિનું આદિ

૧. ડી આર હે નું 'સૌંદર્યવિજ્ઞાન' પૃ. ૧૫.

૨. "મેકડોનલ સાહેબ પોતે રચેલા સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં કહે છે કે આરબ જાતિએ હિંદુસ્તાનના વિજ્ઞાનનો પશ્ચિમમાં પ્રચાર કર્યો હતો. ઘણા લોકોની એવી માન્યતા છે કે ગ્રીસદેશ વિજ્ઞાનની જન્મભૂમિ છે પરંતુ બાબુ રમેશચંદ્રે પોતાના 'પ્રાચીન હિંદની જુની સંસ્કૃતિ' નામના પુસ્તકમાં જુદા જુદા ગ્રંથો પર ચર્ચા કરી બતાવી આપ્યું છે કે સિકંદરે હિંદ પર હલ્લો કર્યો ત્યાર પછી ગ્રીસમાં વિજ્ઞાનની ચર્ચા શરૂ થઈ હતી. પરંતુ હિંદુસ્તાનમાં તો ત્યાર પહેલાં સેંકડો વર્ષો અગાઉ આ વિજ્ઞાની ચર્ચા થતી હતી. કોઈ કોઈ અરબસ્તાનને વિજ્ઞાનની જન્મભૂમિ

માને છે. પરંતુ પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી પ્રફુલ્લચંદ્રે પોતાના 'હિંદુ-રસાયનશાસ્ત્ર'માં આરબ લેખકો પૈકી હાજી ખલિફાની ગ્રંથાવલીમાંથી કેટલાક ઉતારા આપી બતાવ્યું છે કે આરબો હિંદુ વૈજ્ઞાનિકો પાસે વૈદક-શાસ્ત્ર વગેરે બહુ જ આગ્રહપૂર્વક ભણતા હતા. મુસલમાન વિદ્યાર્થીઓ જ્ઞાન મેળવવા માટે હિંદનાં મુખ્ય મુખ્ય સ્થળોમાં આવી જ્ઞાનપિપાસા શાંત કરતા હતા. આ પરથી સિદ્ધ થાય છે કે હિંદુસ્તાન જ વિજ્ઞાન-વિદ્યાની જન્મભૂમિ છે, એમાં શક લાવવાનું કંઈ કારણ નથી."

કેઈ કોઈ મિસરને સંસ્કૃતિની જન્મભૂમિ માને છે, પરંતુ પોકોક (Pococke) સાહેબે પોતાના 'ગ્રીસમાં હિંદ' નામના પુસ્તકમાં હિંદને જ સંસ્કૃતિની જન્મભૂમિ તરીકે માન આપ્યું છે. અમે તેના એ ઉપયોગી ગ્રંથમાથી થોડો ઉતારો કરીએ છીએઃ—

"એક ઇજિપ્શિઅનની પાસે કહેવડાવવામાં આવ્યું છે કે તેણે તેના બાપ પાસે સાંભળ્યું હતું કે હિંદીઓ સૌથી ડાહ્યા માણસો હતા અને ઇથિઓપિઅનો કે જે સંસ્થાન કરીને રહેલા હિંદીઓ હતા, તેમણે તેમના બાપદાદાઓનું જ્ઞાન ને રીતરિવાજો જાળવી રાખ્યા હતા. તેઓ તેમના મૂળ વિષે ખાત્રીથી માનતા હતા આવી જ ખાત્રી ત્યાર પછી જુલિઅસ આફ્રિકેન્સે ત્રીજી સદીમાં આપી હતી. અને એ ઉપરથી યુસબસ અને સિન્સેલે તે અભિપ્રાય આગળ ઉપર દર્શાવ્યો હતો. આ પ્રમાણે યુસબસ જણાવે છે કે ઇથિઓપિઅનો સિંધુ નદી પાસેથી આવીને ઇજિપ્સની પાડોશમાં વસ્યા હતા." પૃ. ૨૦૫.

"મિસરનું પુરાતત્ત્વ, ધર્મશાસ્ત્ર અને દેવતત્ત્વ તથા રીતરિવાજોની તપાસ કરતાં જણાય છે કે ત્યાંના રહેવાશીઓ આર્યજાતિની એક શાખા હતી. પશ્ચિમના વિદ્વાનો એકવાક્યે આ વાતને અનુમોદન આપે છે. જે અંગ્રેજ પ્રત્નતત્ત્વશાસ્ત્રીઓ હિંદના વૈદિક યુગને ઈ. સ. પૂ. ૨૦૦૦ની પહેલાંનો કહેતાં અચકાય છે, અને તેઓનું અનુકરણ કરનારા દેશી પંડિતો કે જેઓ હિંદના જુના ઇતિહાસને ખ્રિસ્તના પછીનો કહી પોતાની કપોલ-કલ્પનાથી કલ્પિત સ્વપ્ન રચી રહ્યા છે, તેઓ આજથી ૭૦૦૦ વર્ષ પહેલાં મિસરમાં વૈદિકયુગનો પ્રભાવ જોશે તો જરૂર નવાઇ પામશે. પ્રાચીન મિસર

પૃથ્વીનો આદિ ગ્રંથ વેદ છે.[1] ચાર વેદોમાં ઋક્, સામ અને યજુર્વેદ બહુ પ્રસિદ્ધ છે. પદ્ય, ગદ્ય અને ગાયન એમ ત્રણ પ્રકારે

સાથે પ્રાચીન ભરતખંડનું અનેક બાબતમાં મળતાપણું છે; અને સૂક્ષ્મદૃષ્ટિથી તપાસ કરતાં વારંવાર એમ કહેવાની ઇચ્છા થાય છે કે મિસર ભરતખંડનું સંસ્થાન હતું. મિસરીઓએ વૈદિક ધર્મનાં બીજ લઈ જઈ મિસરમાં રોપ્યાં હતાં ખરાં; પરંતુ તે સંસ્કૃતિવૃક્ષ વિજાતીય ભૂમિમાં ઊંડાં મૂળ ઘાલી શક્યું નહિ." વિશ્વકોષ (બંગાળી)માં 'મિસર' શબ્દ જુઓ.

વૈદિક સંસ્કૃતિની પ્રાચીનતા ઘણા પંડિતોએ સ્વીકારી છે અને તેમાંના બે પંડિતોનો અભિપ્રાય નીચે આપીએ છીએ;—

"અમે અગાઉ દર્શાવ્યું છે તે પ્રમાણે આર્યસંસ્કૃતિની શરુઆત જુનામાં જુના વૈદિક સમયની પૂર્વે હજારો વર્ષની ધારવી જોઇએ અને જ્યારે હિમયુગ પછીના સમયની શરુઆત ઇ. સ પૂ ૮૦૦૦ જેટલી ધારવામાં આવે છે તો આર્યજીવનની ઉષાનો સમય ઇ. સ પૂ ૪૫૦૦ જેટલો ગણવામાં આવે તો નવાઈ નથી. પરંતુ તે તો જુનામાં જુનો વૈદિક સમય છે."

—જુઓ બાલગંગાધર તિલક કૃત 'વેદોમાં આર્યોનો ઉત્તર ધ્રુવનિવાસ'ની પ્રસ્તાવના

"આર્યજીવનની ઉષાનો સમય હજારો વર્ષ દૂરના ભૂતકાળમાં ગમે તેટલી કાળજીપૂર્વક ગણતરી કરીએ તો પણ ખસેડવો પડશે અને કહેવાની જરૂર નથી કે ઇ. સ. પૂ. ૪૫૦૦ વર્ષ આગળ હોઇ આપણી દૃષ્ટિ અટકી જાય છે તે પડદો કદાચ ઝીણા તારની જાળી બની જાય!"

—જોન હોપ્કિન્સ યુનિવર્સિટિના પ્રોફેસર બ્લૂમફિલ્ડ.

૧. ઋગ્વેદ પૃથ્વીનો આદિ ગ્રંથ છે એમ કબુલ કરી પ્રો. મેકસ મુલર લખે છે કે—"જુના કરારના પુસ્તકોના ઇતિહાસ અને સાલવારી વિષેની છેલ્લામાં છેલ્લી શોધ જાણ્યા પછી પણ આપણે કહી શકીએ કે ઋગ્વેદ આર્યજાતિનું જ સૌથી જુનું પુસ્તક નથી પરંતુ આખી દુનિયાનો પ્રાચીનતમ ગ્રંથ છે, અને આપણે આશા રાખીએ કે

"यावत् स्थास्यन्तिगिरयः सरितश्च महीतले ।
तावदृग्वेदमहिमा लोकेषु प्रचरिष्यति ॥"

રચેલા હોવાથી વેદ 'ત્રયી'ના નામે ઓળખાય છે.[1] રચનાપ્રણાલી

(જ્યાં સુધી પૃથ્વી ઉપર પર્વતો અને નદીઓ રહેશે ત્યાં સુધી લોકોમાં ઋગ્વેદનો મહિમા પ્રચલિત રહેશે.)

'ગમે તે હો, પણ વેદ ઋષિપ્રણીત ગ્રંથ હોવા છતાં આપણે તેનો સમય નક્કી કરવા સમર્થ છીએ કે નહિ તે હવે વિચારવાનું છે. હાલના વિદ્વાનોએ મહા મહેનતે પાણિનિના સમયનો નિર્ણય કર્યો છે. યાસ્ક પાણિનિ કરતા પણ જુનો છે. આશ્વલ્ય વગેરે કમકારો, યાસ્કથી પણ જુના છે. પદકાર શાકલ્ય વગેરે તેનાથી પણ પ્રાચીન છે. ઋક્‌તંત્રપ્રણેતા શાકટાયન વગેરે તો એ બધાથી જુના છે. કલ્પસૂત્ર રચનાર લાટયાયન વગેરે શાકટાયનની પહેલાં જન્મેલા તેમાં કશો શક નથી. તેની પહેલાં કુસુરવિન્ધ વગેરે ઋષિઓએ અનુબ્રાહ્મણ નામના ગ્રંથો પ્રગટ કર્યા હતા. તે પહેલાં મહીદાસ વગેરેએ શ્લોકાનુશ્લોક શાખા વગેરે એકત્ર કરી તે મુજબ ઐતરેય બ્રાહ્મણ વગેરે ગ્રંથો પ્રગટ કર્યા હતા. તે પૂર્વે દંતકથા વગેરે પર આધાર રાખી શ્લોકાનુશ્લોક શાખા પ્રકાશિત કરવામાં આવી હતી. તે કલ્પમાં પણ બધી દંતકથાઓ છુટી છવાઈ વિદ્યમાન હતી. એ બધી છુટી છવાઈ દંતકથાઓ હજુ પણ શ્રુતિના નામે પ્રસિદ્ધ છે. આથી પણ પહેલાના કલ્પમાં યજ્ઞનો પ્રયોગ શરૂ થયો તેનાથી ઘણાં વર્ષો પહેલાં અથર્વ અથવા વ્યાસ દ્વારા ચાર સંહિતા સંઘરવામાં આવી. તેની પહેલાના કલ્પમાં સૂક્તમંડલાદિ સંઘરવામાં આવ્યાં ત્યારથી પણ બહુ જુના કાળમાં ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન ઋષિઓએ વૈદિક મંત્રો ક્રમે ક્રમે પ્રગટ કર્યાં. આ પરથી સ્પષ્ટ જણાશે કે વેદનો સમય નક્કી કરવો એ એક અસંભવિત વ્યાપાર છે." બંગાળી વિશ્વકોષમાં 'વેદ' શબ્દ જુઓ.

"સિદ્ધાંતથી સ્પષ્ટ રીતે બતાવવામાં આવે છે કે જો કે વેદો આર્યજાતિના જુનામાં જુના ગ્રંથો છે તોપણ તેમાં દર્શાવેલી સંસ્કૃતિ અથવા તેમાં આવતા દેવોનાં લક્ષણો અને પૂજા એ સર્વની શરુઆત વેદના કાળના ઋષિઓએ કરી નહોતી પરંતુ આંતર હિમયુગકાળના પૂર્વજો પાસેથી મેળવી ભવિષ્યની પ્રજા માટે ઋચાઓના સ્વરૂપમાં તેનું રક્ષણ કરવામાં આવ્યું હતું."

—જુઓ તિલકકૃત 'આર્યોનો ઉત્તર ધ્રુવનિવાસ'.

૧. सर्वानुक्रमणी वृत्ति નો ભૂમિકામાં ષડ્ગુરુશિષ્ય લખે છે કેઃ—"ऋक्यजुस्सामरूपेण मंत्रो वेदचतष्टये।"

મુજબ પદ્યના પ્રાધાન્યને લીધે ઋગ્વેદ, ગીતના પ્રાધાન્યને લીધે સામવેદ અને ગદ્યના પ્રાધાન્યને લીધે યજુર્વેદ નામ પડયું છે.[1] આ પરથી જણાશે કે ઋગ્વેદ પૃથ્વીનું આદિ કાવ્ય છે, સામવેદ પૃથ્વીનું આદિ ગીત છે. વૈદિક ઋષિઓના મંત્રધ્વનિ કાવ્ય અને સંગીતના આકારમાં સૌ પહેલાં પ્રગટ થયા હતા. ઋગ્વેદના પવિત્ર મંત્રો આર્યોના હૃદયમાંથી નીકળેલી ભગવાન વિષેની કોમળ કવિતા છે, સામવેદના મંત્રો આર્યોની પવિત્ર ગીતલહરી છે. વૈદિક યુગની પહેલાં કાવ્ય અને સંગીત હિંદમાં પ્રચલિત હતાં, એ વાત ઋગ્વેદ વગેરેની માત્રા અને છંદ પરથી અનાયાસે સમજી શકાય છે.[2] ઋગ્વેદ સંહિતા તપાસતાં જણાય છે કે આર્યો ક્ષોણી, કર્કરી વગેરે વાદ્યો પણ બનાવી શકતા હતા. ઋક્ સંહિતામાં હજાર થાંભલાવાળો રાજમહેલ, પત્થરનિર્મિત નગરી, લોખંડની બનાવેલી પુરી, ત્રણ ધાતુનું બનાવેલું ઘર વગેરેનો ઉલ્લેખ જણાય છે. નાનાં પ્રકારનાં અસ્ત્રો, વસ્ત્રો, શસ્ત્રો, અલંકારો, યાનો વગેરેની નિર્માણપ્રણાલી વૈદિક આર્યો જાણતા

---

માધવાચાર્ય કહે છે કેઃ—" (૧) "पादबन्धेनार्थेन चोपेता वृत्तबद्धा मंत्रा ऋचः" (२) "गीतिरूपा मंत्राः सामानि." (३) "वृत्तगीत विवर्जितत्वेन प्रश्लिष्टपठिता मन्त्राः यजूंसि" અધિકરણ માલા. "ऋक् पादबन्धो गीतस्तु साम गद्यं यजुर्मंत्रः ।" સર્વાનુક્રમણી વૃત્તિની ટીકા.

૧. ષડ્ગુરુશિષ્ય કહે છે કેઃ—"ऋग्रूपे मंत्रबाहुल्याद् ऋग्वेदः स्यात् तथेतरौ ।" સર્વાનુક્રમણી વૃત્તિની ભૂમિકા.

૨. "વાસ્તવિક રીતે હિંદમાં બહુ જુના સમયથી સંગીતશાસ્ત્રની ચર્ચા થતી હતી. પ્રાચીન ગ્રીસ યુરોપી સંસ્કૃતિની માતૃભૂમિ છે. એ ગ્રીસ દેશમાં પણ જ્યારે સંસ્કૃતિના પ્રકાશનું કિરણ પડયું નહોતું, ત્યારે હિંદમાં સંગીતશાસ્ત્રનો પુરતો ઉત્કર્ષ થયો હતો. પ્રાચીન ગ્રીકોએ હિંદુઓનું સંગીતશાસ્ત્ર જોઈ સંગીતવિદ્યાની ઉન્નતિ કરી. ઇરાન ને અરબસ્તાનમાં પણ હિંદુઓના સંગીતગ્રંથો પરથી સંગીતશાસ્ત્રનો ઉત્કર્ષ થયો હતો." વિશ્વકોષ (બંગાળી) 'સંગીત' શબ્દ જુઓ.

હતા.[1] એટલું જ નહિ પણ ગગનમાં ગતિ કરતા રથની વાત પણ વેદમા મળી આવે છે. વૈદિક આર્યોને એક મહાન અદ્વિતીય પરમ પુરુષનો પત્તો મળ્યો હતો. પ્રાણી માત્ર તેઓની આગળ એક જ પરમેશ્વરની કથા પ્રગટ કરી રહ્યા હતા. મૃદુ હાસ્ય કરતી ઉષાનાં ઉજ્વલ, પ્રફુલ્લ કિરણો, આથમતા સૂર્યનો લાલ પ્રકાશ, પૂર્ણિમાથી હસી રહેલી રાત્રીની શોભા, ગાઢા વાદળામા વીજળીના ચમકારા વગેરેમાં સરળતામય જીવન ગાળતા ઋષિઓ એક અદ્વિતીય પુરુષનો આવિર્ભાવ જોતા. વેદમા એ પુરુષ કોઈ વેળા 'વિશ્વકર્મા'ના નામથી, કોઈવાર 'હિરણ્યગર્ભ'ના નામથી, તો કોઈ વાર ઇંદ્ર, અગ્નિ, વરુણ વગેરે નામથી ઓળખાતો. વેદ ઊંચા સૂરે એક અદ્વય વિરાટ પુરુષના મહિમાની ઘોષણા કરે છે.[2] આ પરથી સમજાય છે કે હિંદ જ દર્શનની જન્મભૂમિ છે.

---

૧. "આ પ્રાચીન વૈદિક યુગમાં આર્યો ગૃહનિર્માણ સિવાય બીજી શિલ્પકળામાં પણ ઉન્નતિને શિખરે પહોંચ્યા હતા" વિશ્વકોશ (બંગાળી) 'શિલ્પ' શબ્દ જુઓ.

૨. ઋગ્વેદના ૧૦ મા મંડલના ૮૧ મા સૂક્તમાં છે કેઃ—

विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोबाहुरुत विश्वतस्पात्।
सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन्देव एकः॥३॥
किं स्विद्वनं क उ स वृक्ष आस यतो द्यावापृथिवी निष्टतक्षुः।
मनीषिणो मनसा पृच्छतेदु तद्यदध्यतिष्ठद्भुवनानि धारयन्
॥ ४ ॥

(૩). તે એક પ્રભુ છે. તેની બધી બાજુએ આંખો છે, બધી બાજુએ મુખ છે, બધી બાજુએ હાથ છે, બધી બાજુએ પગ છે, એ બે હાથો અને વિવિધ પડખાં ફરકાવતો ફરકાવતો નિર્માણ કરે છે, તેથી બૃહદ દ્યુલોક અને ભૂલોક રચાય છે.

(૪) એ વન કયું? એ કયા ઝાડનું લાકડું? જેમાંથી આ દ્યુલોક ને ભૂલોક રચવામાં આવ્યાં છે તે? હે પંડિતો! તમે એક વાર પોતપોતાના કાનમાં પ્રશ્ન પૂછી જુઓ કે તે શાના પર ઊભો રહી આ બ્રહ્માંડને ધારણ કરી રહ્યો છે?

ઘણાખરા કેળવાએલા લોકોની એવી ધારણા છે કે હિંદમાં 'સૌંદર્યતત્ત્વ' સંબંધમાં કંઈ ચર્ચા થઈ નથી. પણ અમને એ અભિપ્રાય પાયા વિનાનો લાગ્યો છે. લલિતકલાની જન્મભૂમિમાં લાલિત્ય અથવા સુંદરતા વિષે કશી ચર્ચા થઈ ન હોય, એ કોઈ દિવસ સંભવિત ન જ હોય. તોપણ એટલું તો ખરૂ છે કે હિંદી વિદ્વાનોએ

---

ઋગ્વેદના ૧૦ મા મંડલનું ૯૦ મું સૂક્ત પુરુષસૂક્તના નામથી પ્રખ્યાત છે. એ સૂક્તનું પહેલું ઋક્ આ છેઃ—

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
सभूमिं विश्वतो वृत्वात्यतिष्ठद् दशांगुलम् ॥१॥

(૧) પુરુષને હજાર માથાં છે, હજાર આંખો છે અને હજાર પગો છે. તે પૃથ્વીને સર્વત્ર આવરી દશ આંગળ જેટલો બહાર અવસ્થિતિ કરી રહેલો છે.

૧૦ મા મંડલના ૮૨મા સૂક્તનું ત્રીજું ઋક્ આ છેઃ—

यो नः पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामधा एक एव तं संप्रश्नं भुवनायन्त्यन्या॥३॥

જે આપણો જન્મદાતા પિતા છે, જે વિધાતા છે, જે વિશ્વભુવનમાં સકલ ધામ જાણે છે, જે એક છતાં સકલ દેવોનું નામ ધારણ કરે છે, તેના વિષે બીજાં બધાં ભુવનોના લોકો જાણવાની ઇચ્છાવાળા થાય છે.

૧૦ મા મંડલના ૮૨ મા સૂક્તના ૬ઠા ઋક્માં લખ્યું છે કેઃ—

अजस्य नाभावध्येकमर्पितं यस्मिन् विश्वानि भुवनानि तस्थुः ॥ ६ ॥

તે 'અજ' પુરુષના નાભિદેશને વિષે સમગ્ર વિશ્વભુવન અવસ્થાન કરી રહ્યું હતું.

૧૦મા મંડલના ૧૧૪મા સૂક્તના ૫ મા ઋક્માં છે કેઃ—

सुपर्णं विप्राः कवयो वचोभिरेकं सन्तं बहुधा कल्पयन्ति।

એ પક્ષી એક સિવાય બીજું નથી. પરંતુ પંડિતો વાક્યદ્વારા તેના બહુત્વની કલ્પના કરે છે.

સૌંદર્યતત્ત્વને પોતાના દર્શનશાસ્ત્રમાં સ્થાન આપ્યું નથી; તેમ કરવાનું તેમને પ્રયોજન પણ નહોતું. તેઓએ 'રસતત્ત્વ' વિષે ચર્ચા કરી છે. તેઓ કહે છે કે રસ એ જ સૌંદર્યનું જીવન છે. વસ્તુનું સૌંદર્ય રસાત્મકતા ઉપર આધાર રાખે છે. વસ્તુમાંથી રસ લઈ લો, એટલે તેનું સૌંદર્ય અદૃશ્ય થઈ જશે. જે વસ્તુ જે પ્રમાણમાં રસનું ઉદ્દીપન કરી શકે, તે વસ્તુ તે પ્રમાણમાં સુંદર ગણાય છે. સુંદર વસ્તુમાં કેવળ રસ જ વિદ્યમાન હોય છે એવું કંઈ નથી; પણ તેમાં રસની યોગ્ય ગોઠવણી જણાઈ આવે છે. બીજી રીતે કહીએ તો વસ્તુનું સૌંદર્ય રસના અંગોના યથોચિત સન્નિવેશ ઉપર આધાર રાખે છે. પરંતુ વસ્તુ એ રસ ક્યાંથી મેળવે છે—એ રસનું ઝરણ કયું ? આ પ્રશ્નના જવાબમાં ઋષિઓ કહે છે કે ભગવાન રસસ્વરૂપ છે—બધા રસનો આધાર છે. સુંદર વસ્તુની રસસંપત્તિ રસસ્વરૂપ ભગવાનનો જ રસ છે. ભગવાનનું સૌંદર્ય આ નિખિલ વિશ્વભુવનને વીંટી રહ્યું છે, પ્રકાશિત કરી રહ્યું છે.[1] ભગવાન સુંદર છે, માટે બ્રહ્માંડ પણ સુંદર છે, મનને મુગ્ધ કરી નાખનારું છે.[2] કઠોપનિષદ કહે છે કે,—

૧. હિંદહિતેચ્છુ હેવેલ સાહેબ હિંદી શિલ્પના દર્શન વિષે કહે છે કેઃ—" તેથી જો આપણે કુદરતમાં વ્યાપી રહેલ દૈવીતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકીએ તો બધી કુદરત આપણા માટે સૌંદર્ય રૂપ જ છે."—હેવેલકૃત 'હિંદી કલાના આદર્શો.'

૨. કવિ રવીન્દ્રનાથ પોતાના એક ગીતમાં આ ભાવ અતિ સુંદર રૂપમાં પ્રગટ કરે છે. અમે તેનું ભાષાન્તર નીચે આપીએ છીએ,—

"પ્રભુ ! તમારા મધુર રૂપથી ભુવન ભરપૂર છે. મારું નયન એ બધું નિહાળી મુગ્ધ બની રહ્યું છે; મારું મન પુલકિત થઈ રહ્યું છે; મોદીત બની ગયું છે. તરુણ અરુણની નવીન શોભા, પૂર્ણિમાથી હસી રહેલી રાત્રિ અને રૂપ રૂપના અંબાર સ્વરૂપ વિકસિત પાંખડીઓવાળાં કુસુમોનાં વનો જોઈ હું મુગ્ધ બની રહેલો છું. તમારા તરફ જોઈ બધું સુંદર બની જાય છે; તમારું રૂપ જોઈ આકુલવ્યાકુલ ચિત્તે તમારી ચોતરફ બધું નિરંતર ફરે છે; તમારો

तमेव भान्तमनुभाति सर्वं,
तस्य भासा सर्वमिदं विभाती ॥ १६ ॥
द्वितीय अध्याय, २ य वल्ली ।

તે સ્વપ્રકાશ ભગવાનના પ્રકાશથી જ વિશ્વબ્રહ્માંડ પ્રકાશ મેળવી રહ્યું છે. સૂર્ય વગેરે તેજ ઉત્પન્ન કરનારા પદાર્થોની પ્રભા પણ એ ભગવાનની જ પ્રભા છે.

હવે મૂળ વિષય પર આવીએ. ભારતનાં અલંકારશાસ્ત્રો અને ભક્તિશાસ્ત્રોમાં 'રસતત્ત્વ'ની ચર્ચા થઈ છે. કાવ્યપ્રકાશ, કાવ્યાદર્શ, કાવ્યપ્રદીપ, સાહિત્યદર્પણ વગેરે અલંકારગ્રંથોમાં કાવ્યનું સૌંદર્ય વિસ્તારપૂર્વક સમજાવવામાં આવ્યું છે. "ભક્તિરસામૃત સિંધુ" ઉજ્વલ નીલમણિ" વગેરે વૈષ્ણવ ગ્રંથોમાં ભગવદ્સૌંદર્ય વિષે ચર્ચા થઈ હોય એમ ગણાય છે. આપણે પ્રથમ અલંકારશાસ્ત્રીઓના મતની ચર્ચા કરી જઈએ ત્યાર પછી ગોસ્વામિઓના મતોનો સારાંશ તપાસી જઈશું.

આપણા દેશી અલંકારશાસ્ત્રીઓ કહે છે કે રસ એ જ કાવ્યનું જીવન છે. રસ સિવાય કાવ્ય અસંભવિત છે.

અગ્નિ પુરાણમાં કહ્યું છે કે—

" वाग्वैदग्ध्य प्रधानेऽपि रस एवात्र जीवितम् । "

—સાહિત્યદર્પણમાં ઉતારેલું અગ્નિ પુરાણનું વચન.

કાવ્યમાં વાક્યની વિચિત્રતા મુખ્ય હોય છે છતાં રસ એ જ તેનું જીવન છે.

સાહિત્યદર્પણમાં કહ્યું છે કે—

" काव्यस्य शब्दार्थौ शरीरं रसादिश्चात्मा गुणाः शौर्यादयइव अलंकाराश्च कटककुण्डलादिवत् रीतयोऽवयवसंस्थान विशेषवत् दोषाः काणत्वादिवदिति । "

---

પ્રેમ માગે છે; સંગીત તમારા તરફ ગમન કરે છે; પ્રેમનાં ગીતોથી ગગન [illegible] કરે છે"

—સાહિત્યદર્પણમાં ઉતારેલું જુના અલંકારશાસ્ત્રીનું વચન.

શબ્દ અને અર્થ કાવ્યનું શરીર છે, રસ વગેરે તેનો આત્મા છે. ગુણ શૌર્ય વગેરેની માફક, અલંકાર કડાં અને કુંડલની પેઠે, રીતિ અવયવોની ગોઠવણીની પેઠે અને દોષો કાણાપણાની પેઠે હોય છે.

તેથી જ અમે કહ્યું છે કે રસ એ જ કાવ્યનો આત્મા છે. રસશૂન્ય કાવ્ય એ કાવ્યના નામને લાયક નથી. કાવ્યનું જીવન તે રસ છે. એ રસના સ્વરૂપ અને આસ્વાદ વિષે સાહિત્યદર્પણમાં કહ્યું છે, કે-

सत्वोद्रेकादखण्ड स्वप्रकाशानन्द चिन्मयः
वेद्यान्तर स्पर्शशून्यो ब्रह्मास्वादसहोदरः ॥
लोकोत्तर चमत्कार—प्राणः कैश्चित् प्रमातृभिः ।
स्वाकारवदभिन्नत्वे नायमास्वाद्यते रसः॥

तृतीय परिच्छेद

સત્વગુણની વૃદ્ધિ ખાતર અખંડ, સ્વપ્રકાશાનંદ, ચિન્મય, વિદ્યાન્તર વિનાનો, બ્રહ્મના આસ્વાદ જેવો, અલૌકિક, વિસ્મય સ્વરૂપ રસ કોઈ કોઈ રસ અનુભવનારાઓ વડે પોતાના આકાર જેવા અભિન્ન રૂપમાં ચખાય છે.

અલંકારશાસ્ત્રીઓ કહે છે કે રસ સ્વપ્રકાશ છે, અખંડ છે અને ચિન્મય છે. સમસ્ત રસનું ઝરણ એક જ છે. પરંતુ રસ તે સ્વપ્રકાશ છે, અખંડ છે તે કેવી રીતે જાણી શકાય, તે કેવી રીતે સાબીત થાય ? તેના જવાબમાં સાહિત્યદર્પણ કહે છે કે—

" रत्यादि ज्ञानतादात्म्यादेव यस्माद्रसो भवेत् ।
अतोऽस्य स्वप्रकाशत्वमखण्डत्वंच सिध्यति॥ "

૧૦૦, तृतीय परिच्छेद

રતિ વગેરે જ્ઞાનની સાથે તાદાત્મ્ય થઈ રસ રૂપે પરિણામ પામે છે. એ કારણથી રસનું સ્વપ્રકાશપણું અને અખંડપણું સિદ્ધ થાય છે.

અલંકારશાસ્ત્રિઓના મત મુજબ રતિ વગેરે સ્થાયીભાવ રસ રૂપે પરિણમે છે. રતિ વગેરે કેવી રીતે રસના રૂપમાં પરિણમે છે ?

તેના જવાબમાં સાહિત્યદર્પણકાર પંડિત વિશ્વનાથ કવિરાજ કહે કે—

" विभावेनानुभावेन, व्यक्तः सञ्चारिणा तथा ।
रसतामेति रत्यादिः स्थायीभावः सचेतसाम् ॥ "

साहित्यदर्पण, प्रथम परिच्छेद ।

અર્થ—વિભાવ, અનુભાવ અને સંચારી દ્વારા વ્યક્ત થઈ સચેત મનુષ્યોના રતિ વગેરે સ્થાયીભાવ રસત્વ પ્રાપ્ત કરે છે.

અલંકારશાસ્ત્રીઓના મત મુજબ રતિ વગેરે સ્થાયીભાવ રસ રૂપે વ્યક્ત થાય છે. રતિ વગેરે સ્થાયીભાવ રસના રૂપમાં શી રીતે વ્યક્ત થાય છે ? એ પ્રશ્નના જવાબમા સાહિત્યદર્પણ કહે છે કે—

" व्यक्तो दध्यादि न्यायेन रुपान्तर परिणतो व्यक्तीकृत एव रसो न तु दीपेन घट इव पूर्वसिद्धो व्यज्यते ।"

साहित्यदर्पण ( ३-३३ )

જે પ્રમાણે દૂધ બીજા દ્રવ્યના સંયોગથી દહીંના રૂપમાં વ્યક્ત થાય છે, તે પ્રમાણે વિભાવ વગેરે દ્વારા રતિ વગેરે સ્થાયીભાવ રસના રૂપમાં પરિણમે છે, પૂર્વસિદ્ધ ઘટ દીપક દ્વારા જે પ્રમાણે વ્યક્ત થાય છે તે પ્રમાણે નહિ.

અલંકારશાસ્ત્રીઓના મત મુજબ વિભાવ વગેરેના યોગથી રતિ વગેરે સ્થાયીભાવ જ રસના રૂપમા પરિણમે છે. તેથી એ જાણવાની જરૂર છે કે સ્થાયીભાવ કેટલા છે. સ્થાયીભાવની સંખ્યા વિષે સાહિત્યદર્પણ કહે છે કે—

" रति र्हासश्च शोकश्च, क्रोधोत्साहौ भयं तथा
जुगुप्सा विस्मयश्चेत्थमष्टौ प्रोक्ताः शमोऽपि च ।"

રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય અને શમ, આ નવ સ્થાયીભાવ છે. આ નવ ભાવમાંથી વિભાવ, અનુભાવ અને સંચારી દ્વારા પરિણામ પામી નવ રસ ઉત્પન્ન થાય છે. રતિમાંથી શૃંગાર રસ, હાસમાંથી હાસ્ય રસ, શોકમાંથી કરુ

ક્રોધમાથી રૌદ્ર રસ, ઉત્સાહમાથી વીર રસ, ભયમાથી ભયાનક રસ, જુગુપ્સામાથી બીભત્સ રસ, વિસ્મયમાથી અદ્‌ભુત રસ, અને શમમાથી શાત રસ ઉત્પન્ન થાય છે. રસની સંખ્યા વિષે સાહિત્યદર્પણકાર કહે છે કે—

" शृंगारहास्यकरुणरौद्रवीरभयानकाः
बीभत्सोऽद्भुत इत्यष्टौ रसाः शान्तस्तथा मताः । "
—સાહિત્યદર્પણ, તૃતીય પરિચ્છેદ.

આ શ્લોકમા સાહિત્યદર્પણકાર શાત રસ સહિત નવ રસનું અસ્તિત્વ સ્વીકારે છે. આ નવ રસ સિવાય શાસ્ત્રકારોએ સ્વીકારેલા વત્સલ રસની વાતનો ઉલ્લેખ કરી તે કહે છે કે—

" स्फुटं चमत्कारितया वत्सलंच रसं विदुः ।
स्थायी वत्सलता स्नेह. पुत्रोद्यालम्बनं मतम् ॥ "
—સાહિત્યદર્પણ, તૃતીય પરિચ્છેદ.

આ પ્રમાણે વત્સલ રસ સહિત સાહિત્યદર્પણકારના મત મુજબ ૧૦ રસ છે, ઘણા ખરા અલંકારશાસ્ત્રીઓએ દશ રસનુ અસ્તિત્વ સ્વીકાર્યુ છે. પ્રાચીન કોશકાર અમરસિંહ કહે છે—

" शृंगारघोरकरुणाद्भुतहास्यभयानकाः ।
बीभत्सरौद्रे च रसा. शृंगारः शुचिरुज्वलः ॥ "
અમરકોષ, સ્વર્ગવર્ગ.

આ શ્લોકની વ્યાખ્યા કરતી વેળા ટીકાકાર ભરત કહે છે,—
"च शब्दात् शान्तवत्सलावपि सगृहीताविति केचित् ।"
અમરકોશનો ટીકાકાર મુકુટ કહે છે કે,—

" वत्सलः पुत्रादिस्नेहात् स रतिभेद एव ।
शान्तस्तु लौकिकत्वान्नोक्तः ॥ "

ટીકાકાર મુકુટ નામ–નિધાન નામના ગ્રંથમાથી આ શ્લોક ઉતારે છે,—

" शृंगारवीरकरुणाद्भुतहास्य भयानकाः।
वीभत्स रौद्रौ वात्सल्यं शान्तश्चेति रसा दश॥ "

अमरटीकाया मुकुटधृत नाम-निधानम्।

ટીકાકારનો મત એ અમરસિંહનો મત છે એમ ધારી લઈએ તો અમરસિંહે પણ દશ રસોનું અસ્તિત્વ સ્વીકાર્યું છે.[૧]

અગાઉ કહ્યું છે કે રસ એ જ કાવ્યનું જીવન છે, રસ વિનાનું કાવ્ય એ કાવ્ય જ નથી. રસાત્મકતા એ જ કાવ્યનું કાવ્યત્વ છે. તેથી સાહિત્ય દર્પણકાર કાવ્યની એવી સંજ્ઞા આપે છે કે,—

"वाक्यं रसात्मकं काव्यम॥"

રસાત્મક વાક્ય એ જ કાવ્ય છે. જે વાક્યમા અગાઉ કહેલા દશ રસ અથવા તેમાનો કોઈ પણ એક રસ હોય તે કાવ્ય છે.

રસગંગાધરમા કહ્યું છે કે,—

"आनंद विशेषजनकवाक्यं काव्यम्॥"

જે વાક્ય દ્વારા મનમાં અમુક પ્રકારના આનંદની ઉત્પત્તિ થાય, તેને કાવ્ય કહે છે.

કૌસ્તુભ કહે છે કે,—

" कविवाङ्निर्मित्तिः काव्यम्।
सा च मनोहर चमत्कारिणी रचना॥"

મનોહર અને ચમત્કારિક રચનાવાળા કવિવાક્યો વડે જે રચાયુ હોય તે કાવ્ય કહેવાય.[૨]

---

૧ પરંતુ રત્નકોશકારે નવ રસનાં જ નામ આપ્યાં છેઃ—

शृंगार वीर वीभत्स रौद्र हास्य भयानकाः।
करुणाद्भुत शान्ताश्च नव नाट्ये रसाः स्मृताः॥" રત્નકોશ.

૨. કાવ્યાદર્શનો લેખક શ્રીદણ્ડાચાર્ય કહે છે કે;—

तैः शरीरंच काव्यानामलंकाराश्च दर्शिताः।
शरीरं तावदिष्टार्थ व्यवच्छिन्ना पदावली॥ १०, १ म परिच्छेद

જુના કવિઓએ કાવ્યના શરીર અને અલંકારનું નિરૂપણ કર્યું છે. મનગમતા અર્થવિશિષ્ટ પદાવલી કાવ્યનું શરીર છે.

રસાત્મકતા ઉપર જ કાવ્યનું કાવ્યત્વ આધાર રાખે છે. સાહિત્યદર્પણકાર કાવ્યની જે સંજ્ઞા આપે છે તે પરથી તેના અભિપ્રાય પ્રમાણે સૌંદર્યનું મૂળતત્ત્વ શું છે, તે સમજાય છે. રસ હોય તો કાવ્ય સુંદર લાગે છે. વસ્તુ સુંદર હોય તો તેમાં રસ હોવો જ જોઇએ.[1] રસ જ સૌંદર્યનું જીવન છે. જે પ્રમાણમાં વસ્તુ આપણા મનમાં રસ ઉત્પન્ન કરે, તે પ્રમાણમાં તે વસ્તુ સુંદર ગણાય છે.

વસ્તુમાંથી રસ લઈ લો તો તેનું સૌંદર્ય પણ અદશ્ય થઈ જશે. આ પરથી હિંદના અલંકારશાસ્ત્રીઓના અભિપ્રાય મુજબ વસ્તુની રસાત્મકતા એ જ સૌંદર્ય છે. આ પહેલાં આપણે સાબીત કર્યું છે કે રસ સ્વપ્રકાશાનંદ છે, અખંડ છે, ચિન્મય છે. રતિ વગેરે સ્થાયીભાવ જ્ઞાનની સાથે એકરસપણું મેળવી રસ સ્વરૂપે પરિણામ પામે છે. માટે બધા રસનું મૂળ એક જ છે–બધા રસ વાસ્તવિક રીતે એક જ છે. બીજી રીતે કહીએ તો અલંકારશાસ્ત્રીઓના અભિપ્રાય મુજબ બધા રસ રસસ્વરૂપ ભગવાનના જ રસ છે. તેઓના મત પ્રમાણે વિભાવ અર્થાત્ રસના આસ્વાદનના હેતુ બે છે–આલમ્બન અને ઉદ્દીપન. જે વિષયને અવલંબી આપણા મનમાં રસ ઉદ્દીપ્ત થાય તેનું નામ આલમ્બન વિભાવ. પુત્ર જોતાં આપણા મનમાં વત્સલ રસ જાગ્રત થાય છે. માટે પુત્ર વત્સલ રસના ઉદ્બોધનું કારણ કે આલમ્બન થયું. જે જે ચેષ્ટા, વિચાર અને ભાવ રસની વૃદ્ધિ કરવામાં મદદ કરે તેનું નામ ઉદ્દીપન વિભાવ. પુત્રના વિદ્યા, શૌર્ય, દયા, આલિંગન વગેરે ગુણો અને

---

૧. मधुरं रसवत् वाचि वस्तुन्यपि रसस्थितिः ।
येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः ॥

પુત્રા

પર, કાવ્યદર્શ, પ્રકરણ ૧

લૌકિ

રસવાળા માધુર્યવાળું વાક્ય કહે છે. વાક્ય અને બંનેમાં રસ રહે છે જેમ ભમરાઓ જેમ મધુપાન કરી મસ્ત બને છે પંડિતો કાવ્યના રસનું પાન કરી ઉન્મત્ત બની રહે છે.

ચેષ્ટા આપણા મનમા વત્સલ રસની વૃદ્ધિ કરે છે, માટે એ બધુ વત્સલ રસના ઉદ્દીપન વિભાવમા આવે. અલંકારશાસ્ત્રીઓએ કહેલો આ ઉદ્દીપન વિભાવ એજ પાશ્ચાત્ય મનોવિજ્ઞાનનો પ્રતિકૃતિ સાહચર્યનો નિયમ ( Laws of Association of Ideas ) છે. માનવના મનમા રસનો સંચાર થતા શરીરમા કેટલાક બાહ્ય વિકાર પ્રકટ થાય છે. એ બધા બાહ્ય વિકાર પરથી અંતરનો રસ અનુભવાતો હોવાથી તેને અનુભાવ કહેવામા આવે છે. અનુભાવમાના જે સત્વગુણમાથી ઉત્પન્ન થયા છે તેને સાત્વિક અનુભાવ કહેવામા આવે છે. અલંકારશાસ્ત્રીઓના મત મુજબ સ્તભ, સ્વેદ, રોમાચ, સ્વરભંગ, વેપથુ, વૈવર્ણ્ય, અશ્રુ અને પ્રલય–આ આઠ સાત્વિક અનુભાવ છે આ આઠ અનુભાવની સાથે સાથે વખતોવખત નિર્વેદ, આવેગ, દૈન્ય વગેરે કેટલાક સામયિક માનસિક અને શારીરિક વિકારો પ્રગટ થાય છે.[1] આ બધા અસ્થાયી માનસિક અને શારીરિક વિકારો વ્યભિચારી કે સંચારીને નામે ઓળખાય છે. પાશ્ચાત્ય પંડિતો અદ્ભુત ( Sublime ) અને હાસ્ય (ludicrous) આ બે રસનો પોતાના સૌંદર્યવિજ્ઞાનમા સમાવેશ કરે છે. તે સિવાય બીજા ગોનો સમાવેશ સૌંદર્યવિજ્ઞાનમા કરવાની તેઓ જરૂર જોતા નથી. જે બે રસોનો પાશ્ચાત્ય તત્વજ્ઞાનીઓ સૌંદર્યવિજ્ઞાનમા સમાવેશ કરે છે, તે વિષે થોડુ વધારે વર્ણન કરવું એ આ સ્થળે અનુચિત નહિ ગણાય.

## વિસ્મય અને અદ્ભુત રસ.

સાહિત્યદર્પણકારે વિસ્મયની સંજ્ઞા આ પ્રમાણે આપી છે –

---

૧ નિર્વેદ, આવેગ, દૈન્ય, શ્રમ, મદ, જડતા, ઉગ્રતા, મોહ, વિરોધ, સ્વપ્ન, મૂર્છા, ગર્વ, મરણ, આળસ, ક્રોધ, નિદ્રા, અવહિથા ( મનનો ભાવ છુપાવવો ), ઉત્સુકતા, ઉન્માદ, આશંકા, સ્મૃતિ, મતિ, વ્યાધિ, સત્રાસ, લજ્જા, હર્ષ, અસૂયા, વિષાદ, ધૃતિ, ચપલતા, ગ્લાનિ, ચિંતા, વિતર્ક–આ તેત્રિશ સંચારીના નામે ઓળખાય છે.

" विविधेषु पदार्थेषु लोकसीमातिवर्त्तिषु ।
विस्फारश्चेतसा यस्तु स विस्मय उदाहृतः ॥ "

અલૌકિક વિવિધ પદાર્થોને વિષે ચિત્તનો વિસ્તાર થવો તે વિસ્મયના નામથી ઓળખાય છે. અગાઉ કહ્યું છે કે વિભવાદિની મદદથી વિસ્મય અદ્દ્ભુત રસમાં ફેરવાય છે. અદ્દ્ભુત રસ વિષે સાહિત્યદર્પણ કહે છે કે—

अद्भुतः विस्मय स्थायिभावो गन्धर्व-दैवतः ।
पीतवर्णो वस्तु लोकातिगमालम्बनं मतम् ॥

વિસ્મયનું સ્થાયીપણું તે અદ્દ્ભુત રસ છે. એનો રંગ પીળો છે, તેનો દેવતા ગંધર્વ છે, જગતને ઓળંગીને ગમન કરનારી વસ્તુ તેનું આલમ્બન છે.

ભક્તિરસામૃતસિંધુ વિસ્મયની સંજ્ઞા આ પ્રમાણે આપે છે.

लोकोत्तरार्थं वीक्षादेर्विस्मयचित्तविस्तृतिः ।
अत्रस्युर्नेत्रविस्तार साधुक्ति पुलकादयः ॥

અલૌકિક વિષયના દર્શનથી ચિત્તનો જે વિસ્તાર થાય, તેનું નામ વિસ્મય. એથી આંખો ફાટી રહે, અચરજનો અવાજ નીકળે ને રોમાંચ ખડાં થાય છે.

વિસ્મય ઉપસ્થિત થતા જે બાહ્ય લક્ષણો પ્રગટ થાય છે, તે પણ ભક્તિરસામૃતસિંધુમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યાં છે. તે પુસ્તકના મત પ્રમાણે આ વિસ્મય નીચે લખ્યા પ્રમાણે અદ્દ્ભુત ભક્તિ રસમાં પરિણમે છે.

आत्मोचित-विभावाद्यैः स्वाद्यत्वं भक्तचेतसि ।
सा विस्मयरतिर्नीताद्भुत-भक्ति रसो भवेत् ॥ १ ॥
भक्तः सर्वविधोऽप्यत्र घटते विस्मयाश्रयः ।
लोकोत्तर-क्रियाहेतुविषयस्तत्र केशवः ॥
तस्य चेष्टा विशेषाद्या स्तस्मिन्नुद्दीपना मताः ।
क्रियास्तु नेत्रविस्तारस्तम्भाश्रु पुलकादयः ॥ २ ॥

ભક્તિરસામૃતસિંધુ, ઉત્તર વિભાગ, ૨૭ લહરી.

આત્મોચિત વિભાવ વગેરે દ્વારા વિસ્મયરતિ ભક્તોના મનમાં આસ્વાદનને યોગ્ય રૂપમા ઉતરી અદ્‌ભુત રસના રૂપમાં પરિણામ પામે છે. બધી જાતના ભક્તો વિસ્મયરતિનું આશ્રયસ્થળ છે, લોકાતીત ક્રિયાપ્રયુક્ત કેશવ વિષય છે, અને શ્રીકૃષ્ણની ખાસ તરેહની ચેષ્ટાઓ તેનું ઉદ્દીપન છે. આંખો ફાટી જવી, સ્તંભિત બની જવું, આંસુ પડવા અને રૂવાટા ઉભાં થવાં એ એની ક્રિયા છે.

અદ્‌ભુત રસ વિષે કાન્ટ કહે છે કે,—

"Sublime" is what is absolutely or beyond all comparison great, that compared with which all else is small."

—Schwegler's History of Philosophy. P. 242.

જે અતુલનીય રૂપે બૃહત્ છે, જેની સાથે તુલના કરતા બીજું બધું ક્ષુદ્ર જેવું જણાય–તે અદ્‌ભુત છે.

ડૉક્ટર બેઇન અદ્‌ભુત રસની એવી સંજ્ઞા આપે છે કે,—

"પરાશક્તિનો સમવેદના બતાવનારો રસ તે અદ્‌ભુત રસ છે. પ્રકૃતિમા જે કંઈ બલ, શક્તિ અથવા મોટાઈ બતાવનારૂ છે તે અદ્‌ભુત રસનો વિષય છે. શક્તિશાલી અથવા બૃહત્ પદાર્થ પરાશક્તિનો ઉલ્લાસ સમવેદનાના રૂપમા માનવોના પ્રાણને વિષે સંચાર કરતો રહે છે."

—બેઇન કૃત 'માનસિક અને નૈતિક વિજ્ઞાન'

અમને હિંદી વિદ્વાનોએ આપેલી સંજ્ઞા વધારે સારી લાગે છે.[૧]

---

૧ સરખાવો: "આશ્ચર્ય અને ભયનું સંમિશ્રણ બનતા સુધી હંમેશાં અદ્‌ભુત રસ ઘરકે છે. અસામાન્ય શક્તિ સાધારણ રીતે ભય અને અજાયબીના સંમિશ્રણથી અદ્‌ભુત રસ પ્રદિપ્ત કરે છે.

—"સ્મિથકૃત 'નૈતિક તત્વજ્ઞાન' પૃ. ૨૯૭

"કુદરતની મહાન અને અદ્‌ભુત શક્તિઓ જ્યારે ઘણા જોસથી મન પર અસર કરે છે ત્યારે આશ્ચર્યની લાગણી પેદા થાય છે. આશ્ચર્ય આત્માની

## હાસ અને હાસ્યરસ

સાહિત્યદર્પણકાર હાસની સંજ્ઞા નીચે પ્રમાણે આપે છે,—

"रागादिवैकृताचेता विकासो हास इष्यते ।"

ગુસ્સો વગેરે વિકૃતતાવાળા હેતુને લીધે ચિત્તનો જે વિકાસ થાય તેનું નામ હાસ છે. અગાઉ કહ્યું છે કે વિભાવ વગેરેની સહાયતાથી હાસ હાસ્ય રસના રૂપમાં પરિણમે છે. હાસ્ય રસ સંબંધમાં સાહિત્યદર્પણકાર કહે છે કે,—

विकृताकार वाग्वेश चेष्टादेः कुहकाद्भवेत ।
हास्यो हासस्थायिभावः श्वेतः प्रमथदैवतः॥

એવી સ્થિતિ છે કે જેમાં થોડા ઘણા ભયને લીધે સર્વ લાગણીઓ શાંત પડી જાય છે. આવી સ્થિતિમાં ચિત્ત તેના વિષયથી એવું સંપૂર્ણ રીતે વ્યાપૃત થએલું હોય છે, કે તે બીજો કોઈ પણ વિચાર કરી શકતું નથી. અથવા આના પરિણામને લીધે જેમા ચિત્ત વ્યાપૃત થએલું હોય છે તેને વિષે તે તર્ક પણ કરી શકતું નથી "

—બર્કનો 'અદ્‌ભુત અને સુંદર' પરનો નિબંધ, ભા. ર જો, પરિચ્છેદ ૧-૨.

"મને લાગે છે કે જે જે બાબતો ચિત્તને અનંતતા તરફ ખેંચી જાય છે તે તે બાબતો એવી લાગણી ને તર્ક ઉત્પન્ન કરે છે કે જેને અદ્‌ભુત કહી શકાય."

—એમ, કેર—'લાગણીઓ' પૃ ૧૮૯.

"મનને ઉન્નત કરે તે સર્વ બાબતો અદ્‌ભુત છે, અને કોઈ જાતની મહત્તાનો, મુખ્યત્વે શ્રેષ્ઠ વસ્તુઓની મહત્તાનો વિચાર કરવાથી જ મન ઉન્નત થાય છે. તેથી અદ્‌ભુતતા એ લાગણીઓ પર મહત્તાથી થતી અસરનું બીજું નામ છે.

—રસિકનકૃત 'અર્વાચીન ચિત્રકારો' ભા. ૧ લો, પરિચ્છેદ ૧, ૨; પ્રકરણ ૧, ૨.

"આપણા મનમાં થતી અદ્‌ભુતતાની લાગણી આનંદ અને શોકનું મિશ્રણ છે. જોરાવર શક્તિનું ભાન આનંદ આપે છે; અને આ શક્તિ મિથ્યા છે એ વિચારતાં શોક થાય છે.

—હેમિલ્ટન કૃત 'દર્શન-શાસ્ત્ર' પુ. ૨ જું, પૃ. ૫૧૨

આકાર, વાક્ય, વેશ અને ચેષ્ટા વગેરેની વિકૃતતાને લીધે જે ચિત્તનો વિકાસ થાય તે જ હાસના સ્થાયીપણા રૂપ હાસ્ય રસ છે. તેનો રંગ ધોળો છે અને તેની દેવતા પ્રમથ છે.

ભક્તિરસામૃતસિંધુકાર હાસની સંજ્ઞા નીચે પ્રમાણે આપે છે,—

चेतो विकासो हासः स्वाद्वाग्वेशेहादि वैकृतात् ।
सद्दृक् विकासनासौष्ठ कपोलस्पन्दनादिकृत ॥

૩૦, દક્ષિણ વિભાગ, ૫ મી લહરી

વાક્ય, વેશ અને ચેષ્ટાદિની વિકૃતતાને લીધે જે ચિત્તનો વિકાસ થાય, તે જ હાસ છે. તેથી આંખોની નજર તીક્ષ્ણ થાય છે અને નાક, હોઠ અને કપાળ ફરકે છે. હાસરતિ વિભાવાદિની સહાયતાથી હાસ્ય રસના રૂપમા પરિણામ પામે છે.

આના સંબંધમા ભક્તિરસામૃતસિંધુ કહે છે કે,—

वक्ष्यमाणैर्विभावाद्यैः पुष्टिं हासरतिर्गता ।
हास्यभक्तिरसो नाम बुधैरेष निगद्यते ॥

ઉપર કહેલા વિભાવ, વગેરે દ્વારા હાસરતિ પુષ્ટ થઈ હાસ્ય ભક્તિ રસના નામે ઓળખાય છે.

હાસ્ય રસ સંબંધમા કાન્ટ કહે છે કે,—' અસીમ આશાના આકસ્મિક પતનમાથી હાસ્ય રસની ઉત્પત્તિ થાય છે. '

આ સંબંધમા ડૉક્ટર બેઇન કહે છે કે,—' મર્યાદાસંપન્ન કોઈ વ્યક્તિ અથવા વિષયની હાનિ થવાનો સંભવ ઉપસ્થિત થતાં અને તેને લીધે બીજો કોઈ રસ ન ઉશ્કેરાય તો હાસ્ય રસના ઉશ્કેરાવાનું કારણ મળી આવે છે. '[1]

---

[1] સરખાવો—" હાસ્યનો વિષય કુરૂપતા અથવા અધમતા હોય છે. આ કુરૂપતા અથવા અધમતા એવી દુઃખદાયક અથવા નાશકારક ન હોવી જોઇએ કે જેથી દયા, ભય, ક્રોધ કે એના જેવી તીવ્ર લાગણીઓ ઉત્પન્ન થાય. "

—એરિસ્ટોટલ

હવે આપણે અલંકારશાસ્ત્રીઓની પાસેથી રજા લઈ બીતા બીતા ભક્તિ રસસિંધુને કિનારે આવી પહોંચ્યા છીએ. આપણને તો એ રસસિંધુનું જ્ઞાન નથી, તેથી શાસ્ત્ર અને મહાજનોની કૃપા પર આધાર રાખી એ રસસિંધુની કંઇક ઝાંખી કરવાનું સાહસ કરીએ. તેઓ આપણા ભોમિયા છે.

## સૌંદર્યતત્ત્વ વિષે ભારતીય વૈષ્ણવશાસ્ત્રનો અભિપ્રાય

વૈષ્ણવશાસ્ત્ર કહે છે કે ભક્તિરસ અથવા પ્રેમ જ જીવ માત્રનું લક્ષ્ય છે, પ્રયોજન છે. ભક્ત ભક્તિ સિવાય બીજું કંઈ માગતો નથી. ભક્તિ સિવાય બીજું કંઈ તેના પ્રાણની આશા, આકાંક્ષા મટાડી શકતું નથી. ભક્તિરૂપી રત્ન મેળવવા માટે તે સર્વસ્વનો ભોગ આપે છે. ભક્ત પોતે પોતાનું બલિદાન આપી ભક્તિની શોધમાં ભટકે છે. આ પરથી સ્વાભાવિક રીતે જ પૂછવાનું મન થઈ આવે કે ભક્તિમાં એવું શું છે કે જેને ખાતર મનુષ્ય આટલો બધો

"હાસ્યજનક વાક્યનો આધાર મોટે ભાગે મિથ્યા તર્ક પર હોય છે. જેમકે દ્વીઅર્થી શબ્દ. તેવા વાક્યમાં ઘણી વાર હીનતા જોવામાં આવે છે. ઘણી વાર તેમાં ટીખળ હોય છે. જેના વિષે આવું વાક્ય યોજવામાં આવ્યું હોય છે, તેના માનમાં તેથી કદી વધારો થતો નથી."

—ક્વિન્ટીલિઅન

"કેમ્પબેલ કહે છે કે 'હાસ્ય વિચિત્રતાની સાથે જોડાએલું હોય છે અને તેને અધમતા અથવા તિરસ્કાર સાથે ખાસ સંબંધ નથી.'

—કેમ્પબેલનું 'વક્તૃત્વકલા પર ચિંતન'

"બીજાની સાથે અગર આપણી અગાઉની સ્થિતિ સાથે સરખાવતાં આપણી ચઢિઆતી સ્થિતિનું એકદમ ભાન થાય છે ત્યારે હાસ્ય ઉત્પન્ન થાય છે.

—હોબ્સ

"હાસ્યનું સામાન્ય કારણ અસંબદ્ધતા માનવામાં આવે છે, પરંતુ અસંબદ્ધતા હંમેશાં હસનીય હોતી નથી.

—બેઇન કૃત 'માનસિક અને નૈતિક વિજ્ઞાન.'

વ્યાકુલ થઈ જાય છે, સર્વસ્વનું બલિદાન આપે છે ? ભક્તિમાં એવું શું છે તે અમે જાણતા નથી, પરંતુ એટલું તો સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે એવું શ્રેષ્ઠત્વ તો હંમેશાં શાસ્ત્ર અને મહાજનો પ્રતિપાદન કરતા આવ્યા છે.

શ્રીમદ્ ભાગવત કહે છે કે,—

**न साधयति मां योगो ना सांख्यंधर्म उद्धव ।**
**न स्वाध्यायस्तपस्त्याग यथा भक्तिर्ममार्जिता ॥**

શ્રી કૃષ્ણ કહે છે કે હે ઉદ્ધવ ! મારા પ્રત્યેની વિશુદ્ધ ભક્તિ મને જે રીતે વશ કરી શકે છે, તે રીતે યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ કે ત્યાગ કરી શકતાં નથી.

તંત્રશાસ્ત્ર કહે છે કે,—

**सिद्धयः परमाश्चर्या भुक्ति मुक्तिश्च शाश्वती ।**
**नित्यंच परमानंदं भवेद्गोविंद भक्तितः ॥**

ભક્તિરસામૃતસિંધુમાંનું તંત્રવચન.

ગોવિંદ ભક્તિદ્વારા પરમ આશ્ચર્યકારક સિદ્ધિ, ભોગ, મુક્તિ અને નિત્ય પરમાનંદ મેળવતા રહે છે.

શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુએ કહ્યું છે કે,—

**न धनं न जनं न सुंदरीं कवितावा जगदीश कामये ।**
**मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥**

હે જગદીશ ! હું ધન, જન, સુંદરી કે કવિત્વશક્તિ માગતો નથી; પણ જન્મોજન્મ તારી પ્રતિ મારી અહૈતુકી ભક્તિ રહો એટલું જ માગું છું.

શ્રીચૈતન્યચરિતામૃતમાં કહ્યું છે કે,—

" વેદશાસ્ત્ર કહે છે કે પ્રભુની સાથે અભિધેય સંબંધ રાખવો જોઇએ. કૃષ્ણપ્રાપ્તિનું સાધન ભક્તિ છે. અભિધેય નામક ભક્તિને માટે પ્રેમની જ જરૂર છે. માટે પુરુષાર્થશિરોમણિ પ્રેમ એ મહાન

ધન છે, કૃષ્ણની માધુર્ય-સેવા એ પ્રાપ્તિનું કારણ છે અને કૃષ્ણસેવાથી કૃષ્ણરસનું આસ્વાદન થાય છે."

ભક્ત રામપ્રસાદે કહ્યું છે કે,—

"બધાનો સાર ભક્તિ છે મુક્તિ તો તેની દાસી છે."

મહાત્મા રામકૃષ્ણ કહે છે કે,—

"જ્ઞાન પુરૂષ છે, ભક્તિ સ્ત્રી છે. જ્ઞાન દરવાજા સુધી જઈ શકે, પણ ભક્તિ તો જનાનખાનામા પ્રવેશ કરી શકે છે"

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કે,—

"ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય એ ત્રણ બ્હેનો વૃદ્ધ હતી. ભક્તિ વૃંદાવનમા જઇ યુવતી બની ગઈ, પણ જ્ઞાનવૈરાગ્ય તો વૃદ્ધા જ રહી.

આટલા પરથી જ અમે કહીએ છીએ કે ભક્તિ એ જ જીવ માત્રનુ લક્ષ્ય છે. ભક્તિની પ્રાપ્તિ આગળ બધા લાભ અતિ તુચ્છ છે. મુક્ત પુરુષો પણ જે ભક્તિને માટે ભિખારી થઈ ભટકે છે, તે ભક્તિનુ લક્ષણ શુ છે ? એ ભક્તિની પ્રકૃતિ કેવી છે ? ભક્તિશાસ્ત્ર એ પ્રશ્નનો શો જવાબ આપે છે તે જોઇએ —

શ્રીમદ્ ભાગવતમા લખ્યુ છે કે,—

मद्गुणश्रुति मात्रेण मयि सर्व गुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगाम्भसोऽम्बुधौ ॥
लक्षण भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।
अहैतुक्यव्यवहिता या भक्ति पुरुषोत्तमे ॥३।२९।१०।११।

મારા ગુણ શ્રવણ કરતા જ સર્વાન્તર્યામી અને પુરુષોત્તમ એવા મારા પ્રતિ સમુદ્રગામી જાહ્નવીના જળની માફક અવિચ્છિન્ન, અહૈતુકી, અવ્યવહિત મનની ગતિરૂપ જે ભક્તિનો સંચાર થાય તે જ નિર્ગુણ ભક્તિયોગનુ લક્ષણ છે.

નારદ પંચરાત્રમા કહ્યું છે કે,—

अनन्य ममता विष्णो ममता प्रेमसंगता।

**भक्तिरित्युच्यते भीष्मप्रह्लादोद्धव नारदैः ॥**[1]

અન્યની પ્રતિ મમતા છોડી ભગવાનને વિષે મમતા રાખવી તેનું નામ પ્રેમ. આ પ્રેમને જ ભીષ્મ, પ્રહ્લાદ, ઉદ્ધવ, અને નારદે ભક્તિના નામથી ગાયો છે.

નારદ ભક્તિસૂત્રમાં છે કે—

**सा कस्मैचित् परमा प्रेमरूपा।**

કોઈના પ્રત્યે પરમ પ્રેમરૂપ પદાર્થ તે જ ભક્તિ છે.[2]

શાંડિલ્યસૂત્રમાં લખ્યું છે કે,—

**सा परानुरक्तिरीश्वरे ।**

ભગવાન પ્રત્યે શ્રેષ્ઠ આસક્તિ તેનું નામ ભક્તિ.

શ્રી ચૈતન્ય ચરિતામૃતમા કહ્યું છે કે,—

" કૃષ્ણ પ્રત્યેની આસક્તિ ગાઢ બને એટલે તે પ્રેમના નામથી

---

૧ નારદ પંચરાત્રમાં અન્ય સ્થાને લખ્યું છે કે,—

**मनोगतिरविच्छिन्ना हरौ प्रेमपरिप्लुता ।**
**अभिसन्धिविनिर्मुक्ता भक्तिर्विष्णुवशंकरी ॥**

પ્રભુમાં હેતુશૂન્ય અને પ્રેમથી લદબદતી નિરવચ્છિન્ન મનની ગતિ એ જ ભક્તિ છે. આ ભક્તિ વિષ્ણુવશંકરી કહેવાય.

૨. ભક્તિરસામૃતસિંધુ પ્રેમની સંજ્ઞા નીચે પ્રમાણે આપે છે,—

**सम्यङ्मसृणितस्वान्तो ममत्वातिशयांकितः ।**
**भाव स एव सान्द्रात्मा बुधैः प्रेमा निगद्यते ॥**

—પૂર્વ વિભાગ, ૪ થી લહરી

જે વડે ચિત્ત ચોતરફથી ભીનું થાય, જે ભાવ અતિશય મમતા સંપન્ન હોય, તે ભાવ જ્યારે ગાઢ બને ત્યારે પંડિતો તેનાં પ્રેમના નામથી કીર્તન ગાય છે.

રામાનુજ સ્વામી કહે છે કે,—

'**स्नेह पूर्वमनुध्यानं भक्तिरित्युच्यते बुधैः।**'

( સ્નેહ પૂર્વકનું સ્મરણ તેને વિદ્વાનો ભક્તિ કહે છે. )

—રામાનુજ ભાષ્ય, ગીતાનો ૭ મો અધ્યાય, ૭ મો શ્લોક

ઓળખાય છે. કૃષ્ણભક્તિરસનો એ જ સ્થાયીભાવ છે.

[1]" વક્તૃતા અને ઉપદેશ"માં લખ્યું છે કે,—

' ભક્તિ શું છે ? અનન્ય ભાવે તેને ચાહવો તે. સમસ્ત શરીર અને મન તેને અર્પણ કરીએ ત્યારે જ તેના પર પ્રીતિ રાખી ગણાય."

ઉપરના ઉતારા પરથી સાબીત થશે કે પ્રેમ અથવા ભક્તિ એક જ છે. રતિ અથવા ભાવનું ગાઢપણું એ જ પ્રેમ કે ભક્તિ છે.

રતિ અને ભાવ એકાર્થબોધક છે. પુરાણ અને નાટયશાસ્ત્રમાં રતિ અને ભાવ એક જ અર્થમાં વપરાયાં હોવાથી ભક્તિશાસ્ત્રમાં પણ તે બંને એક જ અર્થમાં વપરાએલ છે.[2] હવે આપણે જોઈએ કે રતિ કે ભાવ એ શું છે ?

ભાવ વિષે ભક્તિરસામૃતસિંધુમાં કહ્યું છે કે,—

शुद्धसत्त्वविशेषात्मा प्रेमसूर्यांशुसाम्यभाक्।
रुचिभिश्चित्तमासृण्यकृदसौ भाव उच्यते ॥१॥

પૂર્વ વિભાગ, ૩ જી લહરી

શુદ્ધ સત્વના વિશેષ સ્વરૂપ જેવા, પ્રેમરૂપ સૂર્યનાં કિરણોના જેવા અને રૂચિ દ્વારા ચિત્તને સ્નિગ્ધ બનાવનાર પદાર્થને ભાવ કહે છે.

તંત્રમાં કહ્યું છે કે,—

प्रेम्नस्तु प्रथमावस्था भाव इत्यभिधीयते ।
सात्विकाः स्वल्पमात्राः स्युरत्राश्रुपुलकादयः ॥

ભક્તિરસામૃતસિંધુમાંનું તંત્રવચન.

પ્રેમની પ્રથમ અવસ્થાને ભાવ કહે છે. એથી અશ્રુ, પુલક વગેરે સાત્વિક ભાવો થોડા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે.

---

૧. વિજયકૃષ્ણ ગોસ્વામી કૃત 'વક્તૃત અને ઉપદેશ' નામનો ગ્રંથ જુઓ.

૨. पुराणे नाटयशास्त्रे च द्वयोस्तु रतिभावयोः।
समानार्थतयात्रात्र द्वयमैक्येन लक्षितम् ॥७॥

ભક્તિરસામૃતસિંધુ, પૂર્વ વિભાગ, ૩ જી લહરી

શ્રીચૈતન્યચરિતામૃતમાં કહ્યું છે કે—'પ્રેમાંકુરને રતિ કે ભાવ એમ બે નામે ઓળખવામાં આવે છે. એ રતિ કે ભાવથી ભગવાન વશ થાય છે.

આટલા વિવેચન પરથી સમજાય છે કે પ્રેમની પહેલી અવસ્થાને રતિ કે ભાવ કહેવામાં આવે છે. અંતઃકરણની સ્નિગ્ધતામાંથી રતિનો આવિર્ભાવ થાય છે. હવે પ્રશ્ન એ ઉઠે છે કે ભક્તિના પ્રથમાંકુર સમાન રતિને પેદા કરનાર કોણ હશે? ભગવાન પ્રત્યે રતિ પ્રાપ્ત કરવાનો શો ઉપાય? શાસ્ત્રમાંથી વાક્યો ઉતારી એ પ્રશ્નનો જવાબ આપીએ.

ભાગવતમાં કહ્યું છે કે,—

भवापवर्गो भ्रमतो यदा भवेत्,
जनस्य तर्ह्यच्युत सत्समागमः।
सत्संगमो यर्हि तदैव सद्गतौ,
परावरेशे त्वयि जायते रतिः ॥१०,५१,३५

શ્રીકૃષ્ણને મુચુકુંદ કહે છે કે હે અચ્યુત! તમારી કૃપાથી જ્યારે સંસારી માણસનાં સંસારનાં બંધનો તૂટવાનો સમય આવે ત્યારે સત્સંગ પ્રાપ્ત થાય છે. સત્સંગ થતાં જ સદ્દગતિ મળે છે અને હે ઉચ્ચનીચના અધીશ, તમારી પ્રત્યે પ્રેમ પેદા થાય છે.

શ્રીચૈતન્યચરિતામૃત કહે છે કે,—"દૈવયોગે કોઇનાં સંસારનાં બંધનો નષ્ટ થવાની અણી પર આવે ત્યારે તેને સાધુની સોબત થાય છે, અને કૃષ્ણ પ્રત્યે રતિ ઉપજે છે."—મધ્યલીલા, ૨૨ મો પરિચ્છેદ

સાધુસંગ એ જ ભગવાનને વિષે વિશુદ્ધ અનુરાગ અથવા રતિ મેળવવાનો એક માત્ર ઉપાય છે. સાધુસંગ સિવાય સંસારના તાપ નિવારવાનું બીજું એકેય ઔષધ નથી. પ્રભુપ્રેમ સંપાદન કરવાનો બીજો કોઇ ઉપાય નથી.*

---

* (૧) 'સાધુસંગ, સાધુસંગ એમ બધાં શાસ્ત્રો કહે છે. લેશ માત્ર સાધુસંગથી કૃષ્ણભક્તિ થાય છે.' —શ્રીચૈતન્યચરિતામૃત.

કેટલીક મોઢાની વાતો કહીએ, તાળ-કરતાળ બજાવીએ, સંગીત-સંકીર્તન કરી નાચ નાચીએ, તેથી કદાચ આપણામાં સામયિક આવેશ આવે, અશ્રુપાત થાય, અંતરમાં એક પ્રકારના સુખનો પણ અનુભવ થાય; આપણે આ આવેશને ઘણી વેળા રતિ કે ભાવ માની છેતરાઈએ છીએ. રતિ કે ભાવ તાળ-કરતાળ બજાવવાથી કે ભજનો કરવાથી પેદા થાય નહિ, તે તો સંપૂર્ણ રીતે અંતરની ચીજ છે. ભાવ કે રતિ માનવાત્માની પ્રકૃતિ છે. શ્રીમદ્ રૂપ ગોસ્વામિએ કહ્યું છે કે ભાવને રતિના અંકુરો ફુટતા નીચે લખ્યા મુજબ અનુભાવો પ્રગટ થાય છે,—

" क्षान्तिरव्यर्थकालत्वं विरक्तिर्मानशून्यता।
आशाबन्धः समुत्कण्ठा नामगाने सदा रुचिः ॥

(૨) " એક ઘડી આધી ઘડી આધીમેં પુનિ આધ
તુલસી સંગત સાધુકી હરે કોટિ અપરાધ—તુલસીદાસ

(૩) क्षणमिह सज्जनसंगतिरेका
भवति भवार्णव तरणे नौका ॥ मोहमुद्गर।

( સજ્જનોની એકાદ ક્ષણની સોબત પણ આ જગતમાં ભવસાગર તરવાની નૌકા બને છે.)

(૪) सतां प्रसंगान्मम वीर्यसंविदो,
भवन्ति हृत्कर्णरसायनाः कथाः ॥
तज्जोषणादाश्वपवर्ग वर्त्मनि,
श्रद्धारतिर्भक्तिरनुक्रमिष्यति ॥

श्रीमद्‌भागवत (૩-૨૫-૨૨)

( સજ્જનોની સોબતથી મારી ઐશ્વર્યયુક્ત કથાઓ હૃદય અને કર્ણના રસાયનરૂપ બને છે અને તે તરફના પ્રેમને લીધે સ્વર્ગના માર્ગ વિષે શ્રદ્ધા, રતિ અને ભક્તિ અનુક્રમે સહજ પ્રાપ્ત થાય છે. )

—(૫) મલયાનિલ અડકતાં જેમ વનમાં માલતી પુષ્પ વિકસે છે, તેમ સાધુના દેહનો પવન અડકતાં મનમાં ભગવાનનું નામ સ્ફુરે છે.

—શ્રીહરીસંકીર્તન

आसक्तिस्तद्गुणाख्याने प्रीतिस्तद्वसतिस्थले।
इत्यादयोऽनुभावास्युर्जातभावांकुरे जने ॥

ભક્તિરસામૃતસિંધુ, પૂર્વ વિભાગ.

ભાવ કે રતિનો અંકુર ફુટતાં ક્ષમા, અવ્યર્થકાલત્વ, વિરક્તિ, માનશૂન્યતા, આશાબંધ, સમુત્કંઠા, ભગવાનના નામકીર્તનમાં સર્વદા રૂચિ, તેના ગુણનું વર્ણન કરવામા આસક્તિ અને તેના વાસ સ્થળને વિષે પ્રીતિ ઇત્યાદિ અનુભાવ મનુષ્યોમા પ્રગટ થાય છે.

ભક્તિશાસ્ત્રમાં સામયિક આવેશને રતિ કે ભાવનું નામ આપવામાં આવ્યું નથી. ગાયન, નૃત્ય વગેરે સાભળી ઘણી વેળા સામયિક આવેગ પેદા થાય છે. રતિ પેદા થતા ઉપર કહેલાં લક્ષણો પ્રગટે થાય છે જ. ભાવ કે રતિ એ કંઈ રમતની વાત નથી. ભાવ રાજ્ય બહુ દુર્ગમ છે. બહુ ભાગ્યશાળી જીવો જ ભાવ કે રતિ પ્રાપ્ત કરી શકે છે. ભાવની ગાઢતા તે ભક્તિ. આ પરથી જણાશે કે ભક્તિ કેવી દુર્લભ છે !

ભક્તિશાસ્ત્રના અભિપ્રાય મુજબ મુખ્ય અને ગૌણ એમ રતિના બે પ્રકાર છે. શુદ્ધ સત્વગુણવાળી રતિ મુખ્ય ગણાય છે, અને સાતત્ય વિનાની, અસ્થાયી રતિ ગૌણ ગણાય છે. ગૌણ રતિ કોઈ કોઈ વેળા મુખ્ય રતિના આશ્રયને લીધે સ્થાયીત્વ મેળવે છે. શાત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર આ પાંચ મુખ્ય અને હાસ્ય, વિસ્મય, ઉત્સાહ, શોક, ક્રોધ, ભય અને જુગુપ્સા કે નિંદા આ સાત ગૌણ રતિ છે.[1] જે રતિની પાછળ હાસ્ય વિદ્યમાન હોય તેને હાસરતિ કહે છે. જે રતિની પાછળ વિસ્મય ઉપસ્થિત થાય છે તેને વિસ્મયરતિ કહે છે. બીજી ગૌણ રતિ વિષે એ જ નિયમ છે.

---

रौद्रोऽद्भुतश्च शृंगारो हास्यवीरौ दया तथा।
भयानकश्च बीभत्सः शान्तः स प्रेमभक्तिकः॥

ભાગવતના ૧૦ મા સ્કંધના ૪૩ મા અધ્યાયમાંના ૧૫ મા શ્લોક પરની શ્રીધરસ્વામીની ટીકા જુઓ.

અગાઉ કહ્યું છે કે મુખ્ય અને ગૌણ એમ રતિ બે પ્રકારની છે. રતિનું ઘાડાપણું એ જ ભક્તિરસ કે પ્રેમ કહેવાય છે. માટે ભક્તિરસ પણ મુખ્ય અને ગૌણ એમ બે પ્રકારના છે. શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર આ પાચ મુખ્ય ભક્તિરસ છે; હાસ્ય, અદ્ભુત, વીર, કરુણ, રૌદ્ર, ભયાનક અને બીભત્સ—આ સાત ગૌણ ભક્તિરસ છે.

ભક્તિશાસ્ત્રના મત પ્રમાણે રતિ વિભાવ વગેરેની મદદથી ભક્તિરસના રૂપમા પરિણામ પામે છે. ભક્તિરસામૃતસિંધુ કહે છે કે,–

**विभावैरनुभावैश्च सात्विकैर्व्यभिचारिभिः**
**स्वाद्यत्वं हृदि भक्तानामानीता श्रवणादिभिः ।**
**एषा कृष्ण–रतिः स्थायी भावो भक्तिरसो भवेत् ॥२॥**

દક્ષિણ વિભાગ, પ્રથમ લહરી.

આ સ્થાયી ભાવ સ્વરૂપ કૃષ્ણરતિ વિભાવ, અનુભાવ, સાત્વિક અને વ્યભિચારી દ્વારા શ્રવણાદિ વડે ભક્ત જનોના હૃદયમાં આસ્વાદનીય રૂપે પ્રગટ થાય એટલે ભક્તિરસના નામથી ગવાય છે.

આ પરથી જણાશે કે કૃષ્ણરતિ વિભવાદિ દ્વારા પુષ્ટ થઇ ભક્તિરસ બને છે. માટે વિભાવાદિ શું છે તે જાણવાની જરૂર છે.

રતિના આસ્વાદનના હેતુને વિભાવ કહે છે. વિભાવ બે છે, આલંબન અને ઉદ્દીપન. જેને અવલબી કૃષ્ણ પ્રત્યેની રતિ હૃદયમાં જાગૃત થાય તેનું નામ આલંબન વિભાવ. જે ભાવને ઉદ્દીપિત કરવામાં મદદ કરે તેને ઉદ્દીપન વિભાવ કહે છે. કૃષ્ણ અને કૃષ્ણભક્ત આલંબન વિભાવ છે. શ્રીકૃષ્ણના ગુણ, ચેષ્ટા, પ્રસાધન, અંગગંધ, વેણુનાદ, વગેરે ઉદ્દીપન વિભાવ છે. આલંબન વિભાવની બે વિધિ છે. વિષય અને આશ્રય. અખિલ રસામૃત મૂર્તિ ભગવાન પોતે વિષય આલંબન છે. મહાભાવ સ્વરૂપ રાધા અને બધા ભક્તો આશ્રય આલંબન છે. ભક્તમાળમાં લખ્યું છે કે 'વિષયઆલંબન કૃષ્ણ રસમય સ્વરૂપ છે, એ રસિક–શેખર સર્વ નાયકના રાજા છે.'

નૃત્ય, આળોટવું, ગાયન, બરાડા પાડવા, શરીર ધ્રુજાવવું, હોંકારા કરવા, બગાસાં ખાવાં. લોકોનો સંબંધ તજવો, લાળ પાડવી, ખડ ખડ હસવું, ફુદડી ફરવી, અને હિબકાં ખાવાં વગેરે બહારના વિકાર-દ્વારા ચિત્તના ભાવોનો અનુભવ થાય છે; એ ખાતર એ બધા અનુભાવ કહેવાય છે.[1]

---

૧. ઘણા ખરા કેળવાએલા લોકો એમ ધારે છે કે વૈષ્ણવશાસ્ત્રોમાં લખેલા અનુભાવ વગેરે કાલ્પનિક છે. લોકોને છેતરવા ખાતર વૈષ્ણવો એવા ચાળા કરે છે અમે એમ નથી કહેતા કે એવા ચાળા સર્વત્ર ખરા જ હોય છે. પરંતુ સર્વત્ર ખરાં ન હોય એથી કંઈ ભાવના પ્રકટીકરણને છેતરપિંડી માની શકાય નહિ જુઓ ભાવના પ્રકટીકરણ અથવા અનુભાવ વિશે સ્પેન્સર શું કહે છે,—

"દરેક લાગણીની સાથે જ્ઞાનતંતુનો આવેગ જોડાએલો હોય છે. આ આવેગ બીજા સ્નાયુઓની સાથે વાણીના સ્નાયુને પણ લાગણીના બળના પ્રમાણમાં હલાવે છે. + + + આ પ્રમાણે જ્યારે સ્નાયુઓ લાગણીને લીધે સંકોચાય છે, ત્યારે તેને લાગણીની સ્વાભાવિક ભાષા કહેવામાં આવે છે."

—સ્પેન્સર કૃત "માનસશાસ્ત્રના સિદ્ધાંતો."

અનુભાવ વિશે ડૉકટર સલિ કહે છે કે,—

"જેને આપણે લાગણીનો અનુભાવ કહીએ છીએ તે બીજા દેખી શકે એટલું જ પરિવર્ત્તન છે આથી આપણે એક બીજાની લાગણીઓ પારખી શકીએ છીએ. આ રીતે તેમાં ખાસ કરીને અવયવો, ચહેરા અને ગળાના સ્નાયુઓની ક્રિયાનો સમાવેશ થાય છે. આંખ અને મોની હિલચાલથી આપણે મુખની લાગણી પારખી શકીએ છીએ. આ હિલચાલનો સમાવેશ ચહેરાના ફેરફારમાં થાય છે. લાગણીનો આવિર્ભાવ શ્વસનક્રિયા, રક્ત-પરિભ્રમણ, અને પાચનના અવયવોની ક્રિયામાં પણ પરિવર્ત્તન કરે છે. જેમકે શ્વસનક્રિયામાં હિબકાં ભરવાથી વિઘ્ન નડે છે, બીકને લીધે રક્ત-પરિભ્રમણમાં ફેરફાર થવાથી ફિકાશ આવે છે, અને રડવાથી પાચનક્રિયાની ગ્રંથિઓ પર અસર થાય છે. લાગણીઓના આવિર્ભાવનાં એ સ્વરૂપો લગભગ સર્વમાન્ય છે.

—સલિ કૃત 'માનસશાસ્ત્રની રૂપરેખા' પૃ. ૩૪૨-૪૩.'

જે ભાવો સત્વગુણમાથી પેદા થઈ દેહમાં અતિશય ક્ષોભ પેદા કરે, તેને સાત્વિકભાવ કહે છે. સ્તંભ, સ્વેદ, રોમાચ, સ્વરભંગ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ અને પ્રલય આ આઠ સાત્વિક ભાવ છે.

વાક્ય, ભમર ને આખો વગેરે અગ અને સત્વગુણથી પેદા થએલો ભાવ વગેરે દ્વારા જે ભાવ પ્રગટ થાય છે તેને વ્યભિચારી કહે છે. એ ભાવને ગતિમાન કરે છે માટે સંચારી પણ કહેવાય છે. આવા વ્યભિચારી ભાવ[૧] બધા મળીને તેત્રીશ છે.

ભક્તિરસામૃતસિંધુ કહે છે કે કૃષ્ણભક્ત અને મોરલીનો નાદ વગેરે વિભાવો રતિની ઉત્પત્તિનું કારણ છે, અને નૃત્ય, અટ્ટહાસ વગેરે અનુભાવ, સ્તબ્ધતા વગેરે સાત્વિક અને નિર્વેદાદિ વ્યભિચારી ભાવો કાર્ય છે[૨] વળી વિભાવોમા રસશેખર ભગવાન જ વિષયનું આલંબન છે; ભક્તો આશ્રયનુ અવલંબન છે. અને મોરલીનો નાદ ઉદ્દીપન વિભાવ છે. માટે ભક્તિશાસ્ત્રના મત મુજબ અખિલ રસામૃત-

---

૧. તેત્રીશ વ્યભિચારી ભાવના નામ અગાઉ જણાવેલા છે, એટલે અત્રે જણાવવાની જરૂર નથી —અનુવાદક.

૨ ये कृष्णभक्तमुरलीनादाद्या हेतवो रतेः
कार्यभूता स्मिताद्याश्च तथाष्टौ स्तब्धताद्यः ॥
निर्वेदाद्या. सहायाश्च ते ज्ञेया रसभावने ।
विभावा अनुभावाश्च सात्विका व्यभिचारिणः ॥
ભક્તિરસામૃતસિંધુ, દક્ષિણ વિભાગ, પ્રથમ લહરી.

ભગવાનના દર્શન પ્રાપ્ત થતાં જે જે લક્ષણો પ્રગટ થાય તે પણ ઋષિઓએ નક્કી કર્યા છે. મુણ્ડકોપનિષદમાં કહ્યુ છે કે,—

भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥८॥
દ્વિતીય મુણ્ડક, દ્વિતીય ખંડ

(એ પરમાત્માના દર્શનથી હૃદયની ગાંઠ ભેદાઈ જાય છે, બધા સંશય દૂર થાય છે અને કર્મ ક્ષીણ થઈ જાય છે.)

મૂર્તિ શ્રીકૃષ્ણ ભક્તિરસનું મૂળ કારણ છે. ભક્તિરસનો વિષય ભગવાન છે. માટે તેના દર્શન સિવાય ભક્તિ પ્રાપ્ત થાય જ નહિ. વિષયને છોડી ભક્તિ કદી અંકુરિત થઈ શકે નહિ. વિજયકૃષ્ણ ગોસ્વામી કહે છે કે,—

"ભક્તિનો જે આધાર છે, તેની સાથે જ ભક્તિનો યોગ હોઈ શકે. તેને ન મેળવાય તો આપણા હૃદયમાં ભક્તિ પેદા થઈ શકે નહિ. જેમ મનુષ્યના હૃદયમાં અપત્યસ્નેહ છે, તે જ્યાં સુધી મનુષ્ય સંતાનનું મુખ ન જુએ ત્યા સુધી બરાબર અનુભવી શકાતો નથી. બીજાનું સંતાન જોતાં તેના હૃદયમાં એક પ્રકારનો સ્નેહ સ્ફુરે ખરો, એક પ્રકારનો ભાવ પેદા થાય ખરો, પણ તે સ્નેહ કંઈ અપત્યસ્નેહ નથી. આ રીતે સંતાનનું મુખ જોયા સિવાય જેમ અપત્યસ્નેહ પ્રાપ્ત થતો નથી તેમ ભક્તવત્સલ પ્રભુ ન મળે, તેનું પ્રસન્ન વદન ન નિહાળીએ ત્યા સુધી ભક્તિ પ્રાપ્ત થતી નથી. જે વૃત્તિનો જે વિષય છે, તે વૃત્તિને તે વિષય ન મળે તો તેનો વિકાસ થઈ શકે નહિ. ભક્તિનો વિષય પરમેશ્વર છે, માટે પ્રભુની પ્રાપ્તિ સિવાય અંતરમા ભક્તિનો ઉદય થતો નથી."

શ્રીચૈતન્યચરિતામૃતમાં અતિ સંક્ષેપમા ભક્તિરસતત્વની વ્યાખ્યા કરવામાં આવી છે. અમે એ ગ્રંથમાથી કેટલોક ઉતારો કરીએ છીએઃ—

"ભક્તિની સાધના કરવાથી રતિ પેદા થાય છે. રતિ ગાઢ બને એટલે તે પ્રેમના નામથી ઓળખાય છે. પ્રેમ વૃદ્ધિ પામતાં ક્રમે ક્રમે તે સ્નેહ, માન, પ્રણય, રાગ, અનુરાગ, ભાવ અને મહાભાવના રૂપમાં ફેરવાતો જાય છે. જેમ શેરડીનો રસ તે બીજ છે અને તેમાંથી ગોળ, ખાંડ, સાકર, ખડી સાકર ઇત્યાદિ બને છે તેમ.

"આ બધા કૃષ્ણભક્તિ રૂપી રસ સ્થાયી ભાવ છે, અને એ સ્થાયી ભાવમાં જો વિભાવ અને અનુભાવ મળે તો એ સાત્વિક તથા વ્યભિચારી ભાવના મિલનથી કૃષ્ણભક્તિરસ સ્વાદમાં અમૃત સમાન

મિષ્ટ બને છે. જેમ દહીં, સાકર, ઘી, મરી અને કપુરના મિલનથી રસાળ અમૃત બને છે તેમ.

"ભક્તિના ભેદ મુજબ રતિના પણ પાંચ પ્રકાર છેઃ—શાંત-રતિ, દાસ્યરતિ, સખ્યરતિ, વાત્સલ્યરતિ અને મધુરરતિ, રતિના ભેદ મુજબ કૃષ્ણભક્તિરસના પણ પાંચ પ્રકાર પડે છેઃ શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, અને મધુર. કૃષ્ણભક્તિરસમાં આ પાંચ મુખ્ય છે. હાસ્ય, અદ્દ્ભુત, વીર, કરુણ, રૌદ્ર, બીભત્સ, ભય આ સાત ગૌણ રસ ઉપલા પાંચ પ્રકારના ભક્તોમાં હોય છે. એ સાત ગૌણ, આગંતુક રસના કારણથી પાંચે રસ ભક્તમાં સ્થાયી પણે વ્યાપી રહે છે."

—મધ્યલીલા, પ્રકરણ ઓગણીસમું

આ પરથી જણાય છે કે ભક્તિશાસ્ત્રના મત મુજબ રસ એ જ સૌંદર્યનું જીવન છે. રસ વિનાની વસ્તુ કદી પણ સુંદર હોઈ શકે નહિ. રસ ઉપજાવવાની શક્તિ ઉપર વસ્તુનું સૌંદર્ય આધાર રાખે છે. સુંદર વસ્તુમાં કેવળ રસ જ હોય છે એવું કંઈ નથી; તેમાં રસનાં અંગો યોગ્ય પ્રમાણમાં ગોઠવાએલાં હોય છે. સુંદર વસ્તુ રસના અંગોના ઉચિત સન્નિવેશ દ્વારા આપણા મનમાં રસ પેદા કરે છે. રૂપ ગોસ્વામી કહે છે કે,—

'भवेत् सौंदर्यमंगानां सन्निवेशो यथोचितम्।'[1]

—ભક્તિરસામૃતસિંધુ, દક્ષિણ વિભાગ, ૧ લી લહરી

અંગોની ઉચિત ગોઠવણી તે સૌંદર્ય.

શ્રીચૈતન્યચરિતામૃતમાં જુદી ભાષામાં પણ એ જ ભાવાર્થ જણાવ્યો છે,—

"પ્રેમ વગેરે સ્થાયીભાવરૂપી સામગ્રીના મિલનથી પરિણામે કૃષ્ણભક્તિ રસરૂપે મેળવાય છે. જેમ દહીં થોડાં મરી તથા કપુરના

---

૧. श्लाघ्यांग सन्निवेशो यः सुरम्यांगः स कथ्यते।

—ભક્તિ રસામૃતસિંધુ, દક્ષિણવિભાગ, ૧ લી લહરી.

પ્રશંસિત અંગોની ગોઠવણીને સુરમ્યાંગ કહે છે.

મિલનથી આસ્વાદન કરવામાં રસશ્રેષ્ઠની સંજ્ઞાવાળો રસ બને છે, તેમ વિભાવ, અનુભાવ, સાત્વિક અને વ્યભિચારી, આ ચાર ભાવોના મિલનથી સ્થાયીભાવ રસ રૂપે પરિણમે છે. "

—મધ્યખંડ, પ્રકરણ ત્રેવીસમું.

જડ એ જ આ જગતના સૌંદર્યનું અંગ છે. વર્ણ, શબ્દ, પત્થર વગેરે જડ વિભાગોની યોગ્ય ગોઠવણી ઉપર જગતના સૌંદર્યનો આધાર છે. એ વિભાગોનું સ્થૂલપણું રસમીમાંસામાં ઘણી અડચણ પેદા કરે છે. સ્થૂલ કરતાં સૂક્ષ્મ વિભાગો વધારે રસ પેદા કરી શકે છે. એ ખાતર કલાવિદો સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રવિદ્યા કરતાં સંગીત અને કાવ્યના માધુર્યનું શ્રેષ્ઠત્વ સ્વીકારે છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ જગતની સીમા ઓળંગી ચિન્મય ધામમાં પહોંચી શકાય છે. લઘુ ભાગવતામૃતમાં લખ્યું છે કે—

तस्याः पारे परव्योम त्रिपाद्भूतं सनातनम् ।
अमृतं शाश्वतं नित्यमनन्तं परमं पदम् ॥

વિરજા નદીને પેલે પાર બ્રહ્મમય, ત્રિપાદૈશ્વર્ય સમન્વિત, અમૃત, નિત્ય, અનંત એવું પરમ ઉત્કૃષ્ટ ધામ શોભી રહ્યું છે.

આ નિત્ય જગત રસમય છે, આનંદમય છે. આ રાજ્યના પદાર્થો રસમય છે. પદાર્થોનું ગઠન પણ રસમય છે. રસ, આનંદ સિવાય આ ધામમાં બીજું કંઈ જ નથી. ઋષિઓ આ રાજ્યની વાતો કહેવા જતાં ફક્ત 'आनंदरुपममृतम्' 'ॐ सत्यं शिव सुंदरम्' એટલું જ બોલી શકયા છે. આ જગતનું વર્ણન કરવા પુરતી ભાષા નથી. ભક્તજનોની ભાષામાં કહીએ તો 'એ આનંદમય બજારમાં સદા પ્રેમના ધ્વનિ થયા કરે છે.'

આ ધામની માધુરીની હદ નથી. બધું મધુર, મધુર, મધુર. આ અલૌકિક ધામના સૌંદર્યમાં પણ રસની ઉચિત ગોઠવણી જણાય છે. લૌકિક જગતમાં કે અલૌકિક જગતમાં સૌંદર્ય વિભાગોની ઉચિત ગોઠવણી સિવાય બીજું કંઈ જ નથી.

અગાઉ કહ્યું છે કે સુંદર વસ્તુ પોતાના વિભાગોની યોગ્ય ગોઠવણી દ્વારા આપણા ચિત્તમાં રસ પેદા કરે છે. સુંદર વસ્તુમાં રસ છે, તેથી જ તે આપણા ચિત્તમાં રસ પેદા કરી શકે છે. તેમાં રસ ન હોત તો તે કદી રસ ઉત્પન્ન કરી શકત નહિ. કારણ કે જે કારણમા ન હોય તે કાર્યમાં આવી શકે નહિ. 'પિંડમાં ન હોય તે બ્રહ્માંડમાં પણ ન હોય.' પંડિતો કહે છે કે વાસ્તવિક રીતે જોતાં કારણ જ કાર્યરૂપે પરિણામ પામે છે, કાર્યરૂપે પ્રગટ થાય છે.[1] માટે સૌંદર્ય રસાત્મકતા સિવાય બીજું કંઈ જ નથી.

હવે પ્રશ્ન એ રહ્યો કે સુંદર વસ્તુ રસ ક્યાંથી મેળવે છે? સુંદરવસ્તુની રસાત્મકતાનું મૂળ કયું? આ પ્રશ્નનો જવાબ આપનાં તૈત્તિરીય ઉપનિષદ્ કહે છે કે,—

**रसो वै सः । रसः ह्येवायं लब्ध्वानन्दी भवति ॥**

द्वितीय वल्ली.

ભગવાન રસ સ્વરૂપ છે. પ્રાણી માત્ર તેનો રસ પ્રાપ્ત કરી આનંદ પામે છે. ભક્તિરસામૃતસિંધુમાં કહ્યું છે કે:—

**परमानन्द तादात्म्यादृत्यादेरस्य वस्तुतः ।**
**रसस्य स्वप्रकाशत्वमखण्डत्वञ्च सिध्यति ॥**

દક્ષિણ વિભાગ, ૫મી લહરી.

આનંદમય શક્તિની સાથે એકરૂપતા થતી હોવાથી વાસ્તવિક રીતે રતિ વગેરેનું—અર્થાત્ રતિ, પ્રેમ, સ્નેહ વગેરે રસનું–સ્વપ્રકાશત્વ અને અખંડત્વ સિદ્ધ થાય છે.

બધા રસ, બધું સૌંદર્ય ભગવાનની આનંદમય શક્તિનું પ્રકટીકરણ છે. રસરાજના સૌંદર્યથી જગત સૌંદર્યશાલી બન્યું છે. રસરાજ પોતે જ સમસ્ત સૌંદર્યની ખાણ છે.

---

૧. 'कारणस्य आत्मभूता शक्तिः शक्तेश्चात्मभूतं कार्यम्
શારીરક ભાષ્ય, વેદાન્ત દર્શન.

પશ્ચિમના પંડિતો સૌંદર્યજ્ઞાનના ઇદ્રિયો સાથેના સંબંધની ચર્ચા કરે છે. તેઓમાંના ઘણાખરાનો મત એ છે કે આંખ અને કાન એ મુખ્ય બે ઇંદ્રિયો જ સૌંદર્યજ્ઞાનની ઇંદ્રિયો છે. બીજી ઇંદ્રિયો સાથે સૌંદર્યબોધને કોઈ ખાસ પ્રકારનો સંબંધ હોય એવું સ્વીકારવાને ઘણાખરા પાશ્ચાત્ય પંડિતો નારાજ છે. તેથી ઉલટું હિંદના પંડિતોનો એવો મત છે કે બધી ઇંદ્રિયો વડે સૌંદર્ય ભોગવી શકાય છે. જે વસ્તુનું સૌંદર્ય વધારે ઇંદ્રિયદ્વારા અનુભવી શકાય તે વધારે સુંદર ગણાય છે. આધુનિક સમયના કોઈ કોઈ પાશ્ચાત્ય પંડિતો આ મતનું ખરાપણું અનુભવવા લાગ્યા છે ખરા.[૧] પાશ્ચાત્ય પંડિતોના સૌંદર્ય વિષયક અભિપ્રાયોની ચર્ચા કરતાં જણાય છે કે ઇંદ્રિયગ્રાહ્ય જગતથી અતીત કોઈ બીજું જગત સુંદર હોઈ શકે તેવો ખ્યાલ પણ તેમના મગજમાં આવતો નથી. એ માટે જ કદાચ જર્મન તત્ત્વજ્ઞાની શેલિંગ, હેગલ વગેરે લલિત કલામાં જ સૌંદર્યનો છેવટનો ઉત્કર્ષ થયો છે, એમ કહેતાં અચકાતા નથી. એથી ઉલટું હિંદના પંડિતો લૌકિક જગતથી પર ચિન્મય જગતનું અસ્તિત્વ સ્વીકારે છે. લૌકિક જગતનું સૌંદર્યજ્ઞાન જેમ આપણી ઇંદ્રિયો વડે મેળવી શકાય છે, તેમ અલૌકિક જગતનું સૌંદર્યજ્ઞાન પણ આપણી ખાસ વૃત્તિઓ વડે મેળવી શકાય છે. આ આતરિક વૃત્તિનું નામ ભક્તિ છે. આ વૃત્તિનો વિકાસ થતાં ભક્તિ શું છે એ જાણી શકાય છે. ભક્તિ વડે અલૌકિક ચિન્મય જગતનું સૌંદર્ય ભોગવી શકાય છે. એક બીજી વાત જાણવા જેવી છે. શાસ્ત્રના મત મુજબ શ્રીકૃષ્ણ અખિલ રસામૃતમૂર્તિ છે.[૨] રાધા

---

૧. જુઓ ડૉ. સલિનો એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકાની ૧૧ મી આવૃત્તિમાં સૌંદર્યવિજ્ઞાન પરનો લેખ.

૨. શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન કરતાં ભક્તિરસામૃતસિંધુ કહે છે કેઃ—

सर्वाद्भुतचमत्कारलीलाकल्लोलवारिधिः
अतुल्यमधुरप्रेममंडितप्रियमंडलः

મહાભાવમય છે. શ્રીકૃષ્ણ અને રાધાના રૂપનું વર્ણન કરવા જતાં વૈષ્ણવ કવિઓ હારી ગયા છે. તેમના રૂપની તુલના થાય તેમ નથી. ભક્તરાજ કૃષ્ણકમલની ભાષામાં કહીએ તો,—'એ અતુલિત રૂપની તુલના શી રીતે કરૂં? જગતમાં તેનો જોટો તો મળતો જ નથી. મેં ત્રણે ભુવનોમાં જોયું, ખૂબ વિચારી જોયું, પણ તેના રૂપની સરખામણી કેવળ તેનું જ રૂપ છે!'

વૈષ્ણવ કવિઓએ શ્રીકૃષ્ણ અને રાધાનું રૂપ ભાષા અને ભાવમાં કેવી રીતે ચિતર્યું છે તેના નમુના દાખલ નીચે બે પદોનો અનુવાદ આપવામાં આવે છેઃ—

શ્રીકૃષ્ણનું રૂપ કેવું છે? "વિશુદ્ધ સુધાને જાણે જમાવી દીધી હોય તેવું એ શ્યામસુંદરનું શરીર છે. કાજળને શરમાવી ખંજન આણ્યાં હોય એમ જણાય છે. ચંદ્રને નિચોવી તેમાંથી નીતરેલું અમૃત એકત્ર કરી એ અમૃતમાંથી મુખ બનાવ્યું હોય એવું એમનું સુંદર મુખડું છે.[1] એ સ્થિતિશીલ અમૃતમાંથી જમ્બુલને નીચોવી ગાલ બનાવ્યા છે. બિંબફલને શરમાવે એવા ઓઠ બનાવ્યા છે.

---

त्रिजगन्मानसाकर्षी मुरलीकलकूजितः
असमानोर्द्ध्व रूपश्री विस्मापित चराचरः ॥१९॥

ભક્તિરસામૃતસિંધુ, દક્ષિણ વિભાગ, ૧ લી લહરી.

એ પ્રિય મુખ કેવું છે? અસાધારણ મધુર પ્રીતિથી ભૂષિત છે; સર્વ અદ્‌ભુત ચમત્કારો અને લીલાઓનો એ સાગર છે; લોકત્રયના મનને આકર્ષણ કરનારા મુરલીના મધુર સ્વરથી કૂજિત છે; તેની અસાધારણ રૂપશ્રીથી સકલવિશ્વ વિસ્મિત થએલ છે.

૧. मुखं चन्द्राकारं करभनिभमूरुद्वयमिदं
भुजौ स्तंभारंभौ सरसिजवरेण्यं करयुगं ।
कवाटाभं वक्षः स्थलमविरलं श्रोणिफलकं
परिक्षामो मध्यः स्फुरतिमुरहन्तुर्मधुरिमा ॥

भक्तिरसामृतसिंधु.

હાથીની સૂંઢને લજાવે તેવા ભુજ બનાવ્યા છે. શંખને લજાવે તેવો કંઠ અને કોયલને હરાવે તેવો સુંદર સ્વર રચ્યો છે. હળદર ચોપડી પીળું બનાવ્યું હોય તેવું પીતાંબર જણાય છે. પથ્થરને વિસ્તારી તેમાં રત્ન જડયાં હોય તેવી છાતીની શોભા લાગે છે. કુસુમની માળા જાણે ચોતરફ સુષમા ફેલાવી રહી ન હોય તેવી અંગની આભા જણાય છે. ઘીકુંવાર ઉપર જાણે કેળ રોપી ન હોય તેવા તેમના સાથળ શોભે છે. આંગળી ઉપર દર્પણ જડયાં છે અને એ દર્પણમાં ચંડિદાસ યુગે યુગે એ રૂપમાધુર્ય નિહાળી રહ્યો છે." [૧]

રાધાના રૂપનું વર્ણન[૧] કરતાં કવિ કહે છે કે, "એ કાંચન-વરણી, ધીરે ધીરે ચાલી જતી સુંદરી કોણ છે? તેના હાસ્યના ઠમે-કામાં વિજળી ચમકી રહી છે. શરીર પર નીલ સાડી શોભી રહી છે. તેનું વદનમંડલ નિહાળવાને કામદેવ મોહવશ થઇ રહ્યો છે. તેના નાકમાં નથ ડોલી રહી છે. તેની સુવિશાળ આંખને માનસસરોવર ધારીને હંસનાં ટોળાં દોડ્યાં આવે છે. આંખની બે કીકીઓ પ્રભુએ

---

અહો! મુરારિનું કેવું આશ્ચર્યકારક માધુર્ય સ્ફુરે છે! તેનું વદન ચંદ્રતુલ્ય છે, સાથળ હાથીની સૂંઢ સમાન છે, ભુજયુગલ સ્તંભ સમાન છે, બંને હાથ વિશાળ પદ્મસમાન છે, વક્ષઃસ્થલ કમાડ સમાન વિસ્તૃત છે, નિતંબો સ્થૂલ છે અને કેડ પાતળી છે.

૧. मद चकुर चकोरी चारुता चोरदृष्टि
वदनदमितराकारोहिणीकान्त कीर्त्तिः,
अविकल कलधौतोद्धूति धौरेयकश्री
मधुरिम मधुपात्री राजते पश्य राधाः ॥

ભક્તિરસામૃતસિંધુ

જેની આંખો મદમત્ત ચકોરીનું સૌંદર્ય હરણ કરે છે, જેનું વદન નિહાળી પૂર્ણ ચંદ્રને પણ તિરસ્કારવાનું મન થાય, અને જે સુવર્ણ કરતાં પણ વધારે સૌંદર્યવતી છે, તે માધુર્યની મધુપાત્રી રાધા વિરાજે છે, તેને નિહાળો.

એકાંતમાં બેસીને સરજી લાગે છે. તેને નીલપદ્મ ધારીને લુબ્ધ ભમરાઓ સતત આવ્યા જ કરે છે; કુંદની કળીને શરમાવે એવી દંતપંક્તિ મોતીની સેરની પેઠે શોભી રહી છે. સેંથીમાંનો સિંદુર અરણુને લજાવે છે. કાનમા કુંડળ ઝુલી રહ્યાં છે. શ્રીફળને શરમાવે એવા એના કુચયુગ્મ પર પાતળી કાચળી શોભી રહી છે. તેના પર જે મણિમય હાર શોભે છે, તેનો મુકાબલો કોની સાથે કરૂં? કેસરી-સિંહની કેડને લજાવે તેવી તેની પાતળી કમર મુઠીમાં પકડી શકાય તેવી છે. હાથીના કુંભસ્થલને લજાવે તેવા ગોળાકાર નિતંબ અને હાથીની સૂંઢ સમાન સાથળો અતિશય શોભે છે. બંને ચરણો કમળને પણ લજાવે છે અને તે ઉપર વળી અળતાનો રંગ ચઢેલો છે. મદન પણ મૂર્છા ખાઈ પડે એવું આ રૂપ નિહાળી મારૂં મન શા માટે ન ભૂલે? એ કોની પુત્રી છે, કોની સ્ત્રી છે, ગોકુળમાં એવું કોણ છે? કયા પુણ્યના ફળ વડે હે સખા! તેને આવી સ્ત્રી મળી? ચંડિદાસ કહે છે કે હે ગુણનિધિ સ્યામ ચિંતા ન કરતા, એ તો તમારી જ છે, તેનું સર્વસ્વ ધન તે તમારૂં જ છે. "[1]

અહિંથી હવે આપણે હિંદી પંડિતો પાસેથી રજા લઈશું.

---

## સૌંદર્યતત્ત્વની સામાન્ય ચર્ચા

### (૧) સૌંદર્યસ્પૃહાનું સ્વાભાવિકપણું

જડ અને ચેતન જગતના ઘણા પદાર્થોને આપણે સુંદર ગણીએ છીએ. ફુલ સુંદર છે, ચંદ્ર સુંદર છે, પક્ષી સુંદર છે, મનુષ્ય સુંદર

---

૧. ઉપલાં બંને પદો મૂળમાં પ્રસિદ્ધ બંગકવિ ચંડિદાસનાં રચેલાં છે મેં તેનો તરજુમો જ આપેલ છે. બંગાળામાં વૈષ્ણવ સંપ્રદાયે જેવું સૂક્ષ્મ સ્વરૂપ લીધું છે, તેવું ગુજરાતમાં ન હોવાથી ગુજરાતીમાં કેવળ શ્રીરાધા-કૃષ્ણનાં સ્વરૂપવર્ણનવાળાં ચમત્કૃતિમય પદોનો અભાવ છે—અનુવાદક.

છે. પાંચ ચીજો એક સ્થળે મૂકી રાખો. તેમાંની જે સુંદર હશે તે તમને મુગ્ધ કરવાની જ. સુંદર ચીજ જોતાં જ મનુષ્ય મુગ્ધ બની જાય છે. તેનું મન તેમાં ડુબી જાય છે. બગિચામાં ગુલાબનું ફુલ વિકસી રહ્યું છે. તે જોતાં જ તમે મનમાં કે મુખ વડે નક્કી બોલી ઉઠશો કે 'અહા, કેવું સુંદર!' સરોવરમાં પદ્મ વિકસી રહેલું જોઈ તમારા મુખમાંથી અચાનક શબ્દ બહાર પડશે કે 'અહા કેવું સુંદર!' આવા શબ્દો મનમાં કે પ્રત્યક્ષ રીતે ન બોલે એવું અરસિક મનુષ્ય વિરલ છે. પૂર્ણ ચંદ્રની શોભા જોઈ મુગ્ધ ન બને એવું હૃદયહીન આ જગતમાં છે કે નહિ એ બાબતનો અમને તો શક છે. મોર અને ઢેલની અપૂર્વ નૃત્યલીલા માણસ માત્રનું મન હરણ કરે છે. સરકેશિયન અને જ્યોર્જિઅન સ્ત્રી પુરુષોના રૂપના વખાણ નાનાથી માંડીને મોટાં સુધીનાં તમામ માણસોને મોઢે સંભળાય છે. વાસ્તવિક રીતે પ્રકૃતિના માધુર્યમાં ડુબી જઈ એક કવિની સાથે અમને પણ કહેવાની ઇચ્છા થાય છે કે,—"વિશ્વની જે બાજુએ નજર કરૂં છું, તે બાજુએ અપાર કલા જોઈ શકું છું. પ્રકૃતિના મનમોહન કાર્યમાં જે શિલ્પચાતુર્ય પ્રગટ થાય છે, તેનો મુકાબલો કરી શકાય તેવું આ દુનિયામાં કંઈ નથી. તારા સમાન શિલ્પી બીજો કોણ છે પ્રભુ?"

—સદ્‌ભાવ શતક

પંડિતો લલિતકલાના સૌંદર્યની બહુ જ પ્રશંસા કરે છે. કોઈ કોઈ તત્વજ્ઞાની તો લલિતકલામાં જ સૌંદર્યનો છેવટનો ઉત્કર્ષ થયો છે, એમ કહેતાં પણ અચકાતા નથી. સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, સંગીત અને કવિતા આ બધાં મધુવર્ષી છે, મનોમુગ્ધકર છે. જેને વેલવેડિયરનો એપોલો કહેવામાં આવે છે, એ એપોલો મૂર્તિ સમક્ષ એક વાર ઉભા તો રહો. એ ઉત્કૃષ્ટ કલાની રચનાના જે વિભાગમાં નજર પડશે, તે વિભાગ તમને અતિ મનોહર જણાશે. એ સુંદર મૂર્તિમાં અમર યૌવનશ્રી ખિલી રહી છે. સર્વત્ર માનવશરીર કરતાં જરા વધારે ઉચ્ચ ભાવ પ્રસરી રહ્યો છે. તેના સમસ્ત અંગમરોડમાં.

રાજમહિમા વ્યક્ત થાય છે. આ બધું મળી એ મૂર્તિમાંથી દેવતાઈ લક્ષણો પરિસ્ફુટ થઈ રહ્યાં છે. એનું કપાળ દેવતાને જ લાયક છે. તે પર અચલ શાંતિ વિરાજી રહી છે. વળી જરા નીચલા ભાગ પર માનવતાના લક્ષણો જણાઈ આવે છે; અને આ પ્રમાણે માનવતાનાં લક્ષણ હોવાથી જ એ બધી કલા–રચના પ્રતિ મનુષ્યોનું ચિત્ત આકર્ષાય છે. દૃષ્ટિમાં તૃપ્તિનો ભાવ, નાકનાં નસકોરાં જરા ફુલેલાં, નીચલો હોઠ જરા ઉઘડેલો, આ બધા લક્ષણો પરથી વિજયનો ગર્વ અને વિજય પ્રાપ્ત કરવામાં પડેલી મહેનત પ્રગટ થાય છે.[૧] આ મૂર્તિના પ્રત્યેક અંગનું સારી રીતે પૃથક્કરણ કરી જોઇશું તો અવાક્ બની જવું પડશે.

એક વાર માનસનેત્રે કવિકુલચૂડામણિ કાલિદાસની એ વલ્કલ પહેરેલી, આભૂષણ વિનાની, અંગરાગશૂન્ય, સ્વભાવથી જ સુંદર શકુંતલાના રૂપ તરફ દૃષ્ટિપાત કરો. ત્યાં તમે જોઈ શકશો કે,—

सरसिजमनुविद्धं शैवलेनापि रम्यं
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति ।
इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी
किमिव हि मधुराणां मंडनं नाकृतीनाम् ॥

પદ્મ શેવાળથી વિંટળાએલું હોય તો પણ સુંદર જણાય છે. ચંદ્ર કલંકથી મલિન છતાં શોભા વિસ્તારે છે. આ કૃશાંગી વલ્કલ પહેર્યાં હોવા છતાં અતિશય સુંદર જણાય છે. અથવા સ્વભાવથી જ સુંદર દેહને વિષે કઈ ચીજો આભૂષણ રૂપ થતી નથી?

કેવો સુંદર ભાવ! કેવું મનને ગમી જાય તેવું ચિત્ર! સ્વભાવથી જ સુંદર પદાર્થ પોતે જ સુંદર છે. પોશાકની ટાપટીપ તેની શોભા વધારવાને માટે અશક્ત છે. કાલિદાસની કવિતાના બધા ભાગો મધુર અને પ્રાણને સ્પર્શ કરે તેવા છે. 'મહાકવિ કાલિદાસે

૧. 'સત્ય, સુંદર, મંગલ' નામક ડાક્ટર કુઝીં નામના ફ્રેંચ વિદ્વા-

પોતાના વિશાળ ચિત્રપટ ઉપર પ્રકૃતિ અને પુરુષની આખરની સ્થિતિ ચિતરી બતાવી છે. એ ચિત્રપટનો વિસ્તાર પૃથ્વીથી તે સ્વર્ગ સુધીનો છે. એ ચિત્રમાં ગ્રીક નાટકનું આકારનું સૌંદર્ય, જર્મન નાટકની પ્રણાલીની આધ્યાત્મિકતા અને અંગ્રેજી નાટકનો કાર્યનો જીવંત ભાવ પૂરેપૂરા પ્રમાણમાં ઝળહળી રહ્યો જણાય છે. એ સૌંદર્યથી પરિપૂર્ણ, ભાવગંભીર, ગૂઢ રહસ્યવાળા મહાપટનું નામ અભિજ્ઞાન શાકુંતલ.'[1] અભિજ્ઞાન શાકુંતલના સૌંદર્યથી મુગ્ધ બની સ્વર્ગસ્થ પંડિત ચંદ્રનાથની ભાષામાં બોલવાનું મન થાય છે કે,—"કાલિદાસ! તારા કાવ્યના આધ્યાત્મિક ઊંડાણનું માપ કોણ કાઢી શકે તેમ છે? દેવ! તું કેવળ હિંદનો જ કાલિદાસ નથી, તું જગતનો કાલિદાસ છે. લોકો અણસમજ્યે શેક્સપીઅરને સંબોધી કહે છે કે ભારતનો કાલિદાસ અને જગતનો તું."[2]

બાહ્ય પ્રકૃતિ છોડી હવે અંતર્જગતમાં પ્રવેશ કરીએ. વિદ્વાનો મનુષ્યોની મનોવૃત્તિ અને આત્માના સૌંદર્ય વિષે ઘણું કહી ગયા છે. વીર પુરુષો ન ઓળંગી શકાય એવી પર્વતસમાન હરકતો ઓળંગી પોતાનો ઉદ્દેશ પાર પાડવા અગ્રેસર થાય છે એ જોઈ તમારું હૃદય એની મેળે તેમના સૌંદર્યથી મુગ્ધ થતું નથી? સ્વર્ગથી પણ મહાન જન્મભૂમિને ખાતર સ્વદેશવત્સલ નર પોતાનું ધન, જન, માન વગેરે વિસર્જન કરે છે એ જોઈ તમે મોહ પામતા નથી? પરોપકા-

---

૧. આ વચનો પ્રખ્યાત બંગાળી લેખક ચંદ્રનાથ બસુના 'શકુંતલાતત્ત્વ' માંથી ઉતારેલાં છે.

૨. કવિવર ગેટે કાલિદાસ સંબંધમાં શું કહે છે તે જુઓઃ—

"વર્ષની શરૂઆતનો મ્હોર, અંતિમ સમયનાં ફળો અને આત્મા જેનાથી પરમાનંદ, સંતોષ અને પોષણ પામે તે જોવું છે? પૃથ્વી અને આકાશ બંનેનો સમાવેશ એક જ શબ્દમાં કરવો છે? તો ઓ શકુંતલા હું તારું જ નામ આપું છું અને તેમાં એ બધું જ આવી જાય છે."

રીના મુક્ત હસ્તો અનાથ બાળકોના માથા પર છવાએલા જોઈ તમારું હૃદય દ્રવતું નથી? મિત્રને ખાતર મિત્રને પાયમાલ થતો જોઈ તમે તેની સ્વર્ગીય મિત્રતાનાં વખાણ કરતા નથી? પતિવ્રતા, પતિને ખાતર મરણને પણ ભેટવા તૈયાર થઈ હોય ત્યારે તમારું ચિત્ત તેના માધુર્યથી મોહિત થતું નથી? સ્નેહાળ માતા નબાપા બાળકના લાલનપાલન ખાતર પોતાનું બધું સુખ તજી દે છે તે જોઈ તમે શું નથી બોલી ઉઠતા કે 'અહા! કેવી અનુપમ શોભા!' વીરત્વનું સૌંદર્ય, સ્વદેશપ્રીતિનું સૌંદર્ય, પારકાની સેવા કરવાનું સૌંદર્ય, અકૃત્રિમ મિત્રતાનું સૌંદર્ય, નિષ્કપટ દામ્પત્યના પ્રેમનું સૌંદર્ય, માતાના નિઃસ્વાર્થ સ્નેહનું સૌંદર્ય, ચિત્ર અથવા ભાષા દ્વારા બરાબર રીતે પ્રગટ કરવું એ અસંભવિત છે. વીરકુલચૂડામણિ અર્જુન અને નેપોલિઅનનું અતુલનીય વીરત્વ, ગૅરિબાલ્ડિની નિઃસ્વાર્થ સ્વદેશપ્રીતિ, પતિ ખાતર મરી ફિટનારી સાવિત્રીની પતિભક્તિ, સ્વર્ગસ્થ વિદ્યાસાગરની પારકાનું દુઃખ ન સહન કરી શકવાની વૃત્તિનું ઊંડાણ બરાબર રીતે ચિતરી બતાવવાની શક્તિ માણસમાં તો નથી જ. મરણ પથારી પર સૂતેલો સોક્રેટિસ નિર્ભય ચિત્તે પોતાના શિષ્યોને આત્માની અમરતા વિષે ઉપદેશ દેતો હતો તે વખતે તેનું જે તેજ પ્રગટ થયું હતું તે અનુભવી શકાય પણ ભાષા દ્વારા વ્યક્ત કરી શકાય નહિ. માનવનાં કાર્યો અને ભાવવૈચિત્ર્યની ઊંડાઈનું માપ કાઢતાં કલ્પના હારી જાય છે. હવે આપણે ચિન્મય જગતમાં એક વધુ ઊંચું પગથિયું ચઢીએ. બ્રહ્મજ્ઞાની, યોગી અને ભક્તની અલૌકિક જ્યોતિમાં ઝળહળતી પ્રેમમધુર આનંદઘનમૂર્તિની શોભા અવર્ણનીય છે. એ આનંદઘનમૂર્તિ ત્રિતાપદગ્ધ માણસોને સંકેતદ્વારા એક અલૌકિક આનંદ ધામના સમાચાર જણાવી રહી છે. તે રસામૃત મૂર્તિ જગતમાં માનવોને એવું જાહેર કરે છે કે બધો રસ રસસ્વરૂપ ભગવાનનો જ રસ છે, અખિલ રસામૃત મૂર્તિ ભગવાન જ સમસ્ત સૌંદર્યની ખાણ છે. તેને જોવાથી, તેને જાણવાથી સૌંદર્યનું મૂલતત્ત્વ જણાય છે, સમજાય છે.

સૌંદર્ય વિષે વિચાર કરતાં કરતાં આપણે બહુ દૂર આવી પહોંચ્યા. હવે આપણે મૂળ વિષય પર આવીએ. આપણે જોયું કે માનવ માત્રને સૌંદર્ય તરફ સ્વાભાવિક અનુરાગ હોય છે. સુંદર ચીજ જોતાં જ મનુષ્ય તેના તરફ આકર્ષાય છે. મનુષ્યનું ચિત્ત સ્વાભાવિક રીતે જ સૌંદર્ય તરફ દોડે છે. કેવળ એટલુંજ નહિ, પણ સૌંદર્યસ્પૃહાની પ્રેરણાથી મનુષ્ય સૌંદર્ય સરજે છે.

કોઈ કોઈ પંડિતો સૌંદર્યબોધનું મૌલિકપણું સ્વીકારવા તૈયાર નથી. ડાર્વિન, સ્પેન્સર વગેરે વિવર્તનવાદી પંડિતો આ મતના છે. જીવનસંગ્રામમાં સૌંદર્ય અને સૌંદર્યાનુભૂતિની કંઈ જરૂર ન હોવા છતાં પંક્ષીઓનો મધુર રવ અને સંગીતધારા, વિવિધ મનોહર નૃત્યભંગી, શારીરિક લાવણ્ય, પીછા અને પૂછડાંની વિવિધતા, યૌનનિર્વાચનનું પરિણામ છે એમ ડાર્વિને જાહેર કર્યું છે. આપણે આ પહેલાં જોઈ ગયા કે સૌંદર્યની ઉત્પત્તિ યૌનનિર્વાચનવાદની મદદથી સમજાવી શકાય તેમ નથી. હર્બર્ટ સ્પેન્સરનો એવો મત છે કે બાળકની ક્રીડાસ્પૃહા વિકાસ પામી સૌંદર્યસ્પૃહા રૂપે પરિણમી છે. જીવનરક્ષા માટે જેટલી શક્તિની જરૂર પડે છે, તેના કરતાં બહુ વધારે શક્તિ માણસોમાં છે. એ વધારાની શકિત ક્રિડાસ્પૃહા રૂપે પરિણામ પામે છે. એ ક્રિડાસ્પૃહા વિકાસ પામી સૌંદર્યસ્પૃહા રૂપે પરિણમે છે. આ મત દ્વારા સૌંદર્યસ્પૃહાની ઉત્પત્તિ બરાબર રીતે સમજાવી શકાય એમ લાગતું નથી. ડોકટર સલિ વગેરે પ્રવીણ પંડિતોનો પણ એવો જ અભિપ્રાય છે. આથી સૌંદર્યસ્પૃહા સ્વાભાવિક છે એમ માન્યા સિવાય છૂટકો નથી.

આ સ્થળે એવો પ્રશ્ન ઉભો થઈ શકે કે મનુષ્યમા સૌંદર્યજ્ઞાન સ્વાભાવિક હોય તો તે બાબતમાં આટલો બધો મતભેદ કેમ જણાય છે? કોઈ પણ સ્ત્રીના પગની પાટલી નાની ન હોય તો ચીના લોકો તેને સુંદરી ગણવાની ના પાડશે. પગ મોટા ન થાય તે ખાતર ચીનની સ્ત્રીઓ બાળપણથી જ એક પ્રકારની લોખંડી પાદુકા વાપરે છે.

અંગ્રેજો લાબી ડોક અને પીંગળી આખો સુંદર સ્ત્રીનું આવશ્યક લક્ષણ ગણે છે પરંતુ હિંદીઓની સૌદર્ય વિષયક ધારણા જુદી જાતની છે તેઓ મૃગ જેવી આંખો, હાથીની ચાલ વગેરેને સૌદર્યના લક્ષણો માને છે આ પ્રશ્નના જવાબમા અમારૂ એમ માનવુ છે કે સામગ્રીની યથોચિત ગોઠવણી ઉપર જ સૌદર્યનો આધાર છે, આ બાબતમા ચીના લોકો, અગ્રેજો કે હિંદીઓમા કોઈ પણ જાતનો મતભેદ નથી તો પણ કોઈ સ્થળે કોઈ સુવ્યવસ્થા અને સુંદર બંધારણ જોઈ શકે ને કોઈ ન જોઈ શકે એ સ્વાભાવિક છે. એ બહુધા કેળવણી, જન્મના સંસ્કાર અને શારીરિક તથા માનસિક બંધારણ પર આધાર રાખે છે કોઈ બાબતમા મતભેદ જણાય એટલે તેનુ સ્વાભાવિકપણું નષ્ટ થતું નથી મનુષ્યોમા ખાવાપીવાની અને સુખ મેળવવાની ઇચ્છા સ્વાભાવિક છે એમ દરેક પંડિતો સ્વીકારે છે, પરંતુ ખાવાપીવાની અને સુખ મેળવવાની બાબતમા મનુષ્યોમા ભેદ પણ પુષ્કળ છે એ પરથી શુ એમ કહી શકાય કે આપણી ખાવાપીવાની અને સુખ મેળવવાની ઇચ્છા સ્વાભાવિક નથી !

## ૨. કુદરત અને લલિત કલા

સૌદર્યમા કુદરત શ્રેષ્ઠ કે લલિતકલા શ્રેષ્ઠ એ પ્રશ્નનો જવાબ આપતા પશ્ચિમના પંડિતોમા ઘણો વાદવિવાદ મચી રહ્યો છે. કેન્ટ, શોપનહોર વગેરે પાશ્ચાત્ય પંડિતો કુદરતના સૌદર્યનું શ્રેષ્ઠત્વ સ્વીકારે છે. તેથી ઉલટુ શેલિંગ, હેગલ વગેરે પાશ્ચાત્ય પંડિતો લલિતકલાનું શ્રેષ્ઠત્વ જાહેર કરે છે જેઓ કુદરતના સૌદર્યનુ શ્રેષ્ઠત્વ પ્રતિપાદન કરેછે, તેઓની મુખ્ય દલીલ એ છે કે શિલ્પકલામા ગતિ, જીવન કે વ્યક્તિત્વ નથી શિલ્પકલા મનુષ્યરચિત છે. જડ કુદરતમા જીવન હો કે ન હો, પરંતુ તે પરિવર્તનશીલ છે, તેમા ગતિ જણાય છે. ચેતન કુદરતમા ગતિ, જીવન અને વ્યક્તિત્વ જણાય છે. તેઓ એમ પણ કહે છે કે શિલ્પ-

કલા કેવળ કુદરતનું અનુકરણ કરે છે. મૂળ આદર્શ કરતાં એ આદર્શ મુજબ રચેલો પદાર્થ કદી વધારે સુંદર થઈ શકે નહિ. માટે કુદરત લલિતકલા કરતાં શ્રેષ્ઠ છે. જેઓ શિલ્પકલાના શ્રેષ્ઠત્વ તરફ પક્ષપાત રાખે છે, તેઓની દલીલ એવી છે કે કોઈ વસ્તુનું શ્રેષ્ઠત્વ બાહ્ય આકૃતિ પરથી નક્કી થઈ શકે નહિ. કોઈ પણ વસ્તુનું વિશેષત્વ નક્કી કરવું હોય તો તેના મર્મસ્થાનમાં પ્રવેશ કરવો પડે છે. શિલ્પકલામાં ગતિ કે જીવન નથી એ ખરૂં, પરંતુ તે મનનું સંતાન છે, મનોજગત સાથે તેનો સંબંધ છે. શિલ્પકલામાં માનસ આદર્શ જ શિલ્પકલા રૂપે પ્રગટ થાય છે. શિલ્પકલા વડે માનસ આદર્શનો પુનર્જન્મ થાય છે; એ આદર્શને ફરીથી જીવતો કરવામા આવે છે. મન અને મન વડે સરજાએલા પદાર્થો કુદરત કરતાં ઉત્તમ છે. માટે શિલ્પકલા કુદરત કરતાં શ્રેષ્ઠ છે.[૧] જેઓ આ જાતની દલીલો વડે લલિતકલાની ઉત્તમતા સિદ્ધ કરવા મથે છે તેઓની દલીલોનું ખરાપણું અમે અનુભવમાં ઉતારી શકતા નથી. જેઓ ગતિહીન, નિર્જીવ અને વ્યક્તિત્વવિહીન શિલ્પકલામાથી જ્ઞાન મેળવે છે છતા નિગૂઢ રહસ્યથી પરિપૂર્ણ આ વિશ્વબ્રહ્માંડમાથી જ્ઞાન મેળવી શકતા નથી, તેઓની સમજશક્તિનાં વખાણ કરી શકાય નહિ. શિલ્પકલા આપણને કેટલું જ્ઞાન આપે છે, કેટલો આનંદ આપે છે? તે વડે જે જ્ઞાન અને આનંદ મળે છે તેની સાથે કુદરત વડે મળતા જ્ઞાન અને આનંદનો મુકાબલો પણ થઈ શકે નહિ. શિલ્પકલાનો રસ ઘણે અંશે એક જ જાતનો છે. તેમા ભાવવૈચિત્ર્ય બહુ જ કમતી છે. શિલ્પ, સ્થાપત્ય અને ચિત્રમાં ભાવનું વૈચિત્ર્ય નથી એમ કહીએ તો પણ ચાલે. સંગીત અને કાવ્યમાં એ વિવિધતા જણાય છે ખરી, પરંતુ એ વિવિધતાની કુદરતની વિવિધતા સાથે સરખામણી થઈ શકે નહિ. કુદરતમાં પરિવર્તન, વ્યક્તિત્વ અને જીવન વિદ્યમાન છે. એને લીધે તેમાં દરરોજ નવીનતાની રમતો રમાતી જણાય છે. તે

૧ ખોંસાકે કૃત ' હેગલની લલિતકલાતત્ત્વજ્ઞાનપ્રવેશિકા'

નિત્ય નવીન રસ વડે માણસોનું મનરંજન કરવા સમર્થ છે. શિલ્પકલા વડે સાન્ત મનની ઓળખાણ થાય છે, પરંતુ વિશાળ કુદરતનાં રાજ્યમા અનંત જ્ઞાન, અનંત આનંદની સાથે આપણે મેળાપ કરી શકીએ છીએ.

શિલ્પકલા સાન્ત મનનું સંતાન છે, પરંતુ કુદરતનું જગત અનંત સચ્ચિદાનંદમય પુરૂષનું સંતાન છે. કુદરતનું જગત અનંત બ્રહ્મમાંથી પેદા થયું છે, અનંત બ્રહ્મને વિષે સ્થિતિ કરી રહ્યું છે અને પ્રલય વખતે અનંત બ્રહ્મમાં પ્રવેશ કરવાનું છે. તે જગતના નાના મોટા બધા પદાર્થો એક મહાન પુરુષનો મહિમા અને સૌંદર્યની ઘોષણા કરી રહ્યા છે. એક તરફ જેમ નક્ષત્રજડિત નીલ આકાશ, ગ્રહ ઉપગ્રહથી શોભી રહેલું સૌરજગત એક જ્ઞાનમય પુરુષનો મહિમા ગાયાં કરે છે, તેમ બીજી તરફ નજરે ન-દેખી શકાય એવી સૂક્ષ્મ રેતી, સામાન્ય તણખલાં અને નાનામાં નાના કીટાણુ એ પરમ પુરુષની વંદના કરી રહ્યાં છે. નગાધિરાજ હિમાલય, સુવિશાલ સમુદ્ર અને ધનધાન્યથી પરિપૂર્ણ પૃથ્વી એ એક અદ્વિતીય પુરુષની વાર્તા જાહેર કરી રહ્યાં છે. બધાંને મોઢે એક જ વાત છે કે 'આ અસીમ રહસ્યની મધ્યમાં હે મહિમામય, તું કોણ છે ?' પંડિતો કુદરતમાં અસીમ જ્ઞાનનો ભંડાર જોઈ, તેના સૌંદર્યથી મોહિત થઈ શું કહે છે તે તો સાંભળો!

આલ્બર્ટસ્ મેગ્નસ ( Albertus Magnus ) કહે છે, કે— 'બધું ચેતન જગત પરમેશ્વરની વાતો જાહેર કરી રહ્યું છે. જગતનું સૌંદર્ય પરમ સૌંદર્યની, જગતનું મિષ્ટત્વ પરમ મિષ્ટત્વની, જગતમાં જે કંઈ ઉચ્ચ છે તે ઉચ્ચતમની અને જે કંઈ પવિત્ર છે તે પવિત્રતમની સાક્ષી આપી રહ્યું છે.'

સેન્ટ બોનાવેન્ચુરા ( Saint Bonaventura ) કહે છે, કે 'સૃષ્ટ પદાર્થનું સૌંદર્ય જોઈ જે મુગ્ધ થતો નથી તે અંધ છે, પ્રકૃતિનું આહ્વાન સુણી જે જાગ્રત થતો નથી તે બધિર છે, અને

જગતના પદાર્થો જોઈ જે એ પદાર્થોના સરજનહારના ગુણાનુવાદ કરવા તત્પર થતો નથી તે મૂંગો છે.'

લોર્ડ બેકન કહે છે, કે–' હું તાલમદ અને કુરાનની બધી વાતો પર વિશ્વાસ રાખી શકું પરંતુ આ વિશ્વબ્રહ્માંડ કોઈ જ્ઞાનમય પુરુષનું કાર્ય નથી એ વાતમાં વિશ્વાસ રાખી શકું નહિ.'

હર્બર્ટ સ્પેન્સર અજ્ઞેયવાદી હતો. પરંતુ તે પ્રકૃતિની વિશ્વવ્યાપી શક્તિ વિષે વિચાર કરતાં કરતાં અવાક્ થઇ બોલી ઉઠયો છે, કે– 'પ્રાકૃતિક રહસ્ય વિષે જેમ જેમ વિચાર કરતા જઇએ તેમ તેમ રહસ્યસાગરમાં ડૂબતા જઇએ છીએ. આ નિખિલ રહસ્યમાં એ ધ્રુવ સત્ય છે કે મનુષ્ય એક એવી અનંત કાલાતીત શક્તિની સમક્ષ ઉભો છે કે જે શક્તિમાંથી બધા પદાર્થો પેદા થયા છે.'

વિજ્ઞાનશાસ્ત્રીઓ પૃથ્વીના આદિ કાળથી માંડીને અત્યાર સુધી કુદરત પાસેથી પુષ્કળ જ્ઞાન મેળવતા આવ્યા છે અને અત્યારે પણ ક્ષણે ક્ષણે એ જ્ઞાન વૃદ્ધિંગત થતું જાય છે. કુદરતે તેઓની આગળ થોડી ઘણી અંતરની વાત જણાવી છે ખરી પરંતુ એ અશેષ વાત હજુ સુધી મોટે ભાગે અજાણી રહી છે. પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી ડૉકટર જગદીશ ચંદ્ર પ્રકૃતિના અંતરમાંના સર્વશક્તિમાન પુરુષનો આભાસ મેળવી કહે છે કે–' આવા કઠિન નિશ્ચયના માર્ગમાં વિજ્ઞાનશાસ્ત્રીઓ એ અપરિસીમ રહસ્ય તરફ ચાલ્યા જતા હતા. છેવટે તેઓ એક એવા વિસ્મયરાજ્યમાં આવી પહોંચ્યા કે જ્યા અદશ્ય આલોકરશ્મિના માર્ગ આગળથી સ્થૂલ પદાર્થની અડચણો તદ્દન ખસી ગઈ અને ત્યાં વસ્તુ અને શક્તિ એક રૂપ થઈ ગયાં. આ પ્રમાણે એકાએક આંખના પડદા ઉઘડી જતાં એક અચિંતનીય રાજ્યનું દશ્ય જ્યારે વિજ્ઞાનશાસ્ત્રીઓને મુગ્ધ કરી રહ્યું ત્યારે ક્ષણને ખાતર પણ તેઓ પોતાની સ્વાભાવિક સહનશક્તિ વિસરી બોલી ઉઠયા કે 'આ તો તે નહિ ?'

—પ્રવાસી–વૈશાખ, ૧૩૧૮.

જોન સ્ટુઅર્ટ મિલ સંશયવાદી હતો. કુદરતની કાર્યપદ્ધતિની બારીક તપાસ કરી તે એવા સિદ્ધાંત પર આવ્યો કે ' જો પરમેશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા ખાતર નિપુણતાની દલીલો જેમ અનેક સ્થળે નિર્બળ છે, તેમ વળી બીજાં સ્થળે ખાસ કરીને ઉદ્ભિજ્જ અને પ્રાણીઓની સૂક્ષ્મ અને ગુંચવણભરી નિપુણતા વખતે તેનું બળ વિશેષ છે.'[૧] માનવદેહનું સૂક્ષ્મ બંધારણ અને શિલ્પનૈપુણ્ય જોઈ ડૉક્ટર બેલિ વિસ્મય પામી કહે છે કે—' મેં માનવદેહની ખાસ તપાસ કરી છે. એ તપાસ વડે એવું જણાયું છે કે મનુષ્યજીવન એ એક અલૌકિક વ્યાપાર છે. '

અમારા વિચાર મુજબ લલિતકલામાં ઉદ્ભિજ્જ અને પ્રાણીજીવન કરતાં વધારે નિપુણતા, વધારે સૌંદર્ય પ્રગટ થવું એ અસંભવિત છે. કવિઓ હંમેશાં કુદરતની પાઠશાળામાં ભણતા આવ્યા છે અને અત્યારે પણ ભણી રહ્યા છે. કુદરત તેઓને કેટલા બધા ભાવ અને રસ વડે ઉદ્બોધન કરી રહી છે ? કુદરતે તેઓની આગળ કેટલીએ અંતરની વાતો જાહેર કરી છે. તેણે અંધ કવિ હોમર સાથે, કવિવર મિલ્ટન અને શેક્સપીઅરની સાથે, કવિકુલચૂડામણિ કાલિદાસની સાથે અને કવિ વર્ડઝવર્થની સાથે કેટલી બધી વાતો કરી છે; તેઓની પાસે કેટલી બધી આંતરિક વાતો ઉઘાડી કરી છે; છતાં તેનો નિત્ય નવીન ભંડાર ખૂટયો છે ખરો ? એ કદી ન ખૂટે એવા ખજાનાનું ધન કદી ખૂટવાનું જ નથી ! એ ખજાનાનો જે સ્વામી છે તે અનાદિ અનંત બ્રહ્મ છે. કુદરત જેટલાં રત્નો વેડફી મારે છે, તેટલાં રત્નો તેના ખજાનામાં ઉમેરાય છે. કવિઓ આંતર ચક્ષુ વડે કુદરતના અંતરાળે આવી રહેલા અમૃત પુરુષનું વિમોહન રૂપ નિહાળી ધન્ય થાય છે. જુઓને ભક્તકવિ જ્ઞાનદાસ કુદરતના માધુર્યથી મુગ્ધ થઈ ભગવાનની પાસે એ રહસ્યનો મર્મ જાણવા માગે છે તે,—

---

૧. જે. એસ. મિલ કૃત ' ધર્મ પરના ત્રણ નિબંધો. '

' મોરલી વડે ઉપદેશ આપ, ઓ શ્યામસુંદર! મોરલી વડે ઉપદેશ આપ. જે છિદ્ર વડે ધ્વનિ ઉપજે તેનુ જ્ઞાન કરાવી દે, પ્રભુ! અતિ અનુપમ બંસરી કયા વિવરથી વાગે છે, કયા છિદ્રથી ' રાધા રાધા ' કહી મારૂ નામ પુકારે છે, કયા રંધ્રથી સુલલિત ધ્વનિ કરી ગાજી ઉઠે છે, કયાં વિવરથી મયુરનો કેકારવ સુણી ટેલ નૃત્ય કરે છે, કયાં રંધ્રથી આમ્રવૃક્ષ પર પારિજાત ફૂટે છે? હે પ્રાણનાથ, કહે તો ખરો કે કયાં વિવરના ગર્જનથી કદંબ વિકસે છે, કયા છિદ્રથી એકી વેળા છએ ઋતુ હાજર થાય છે, નિધુવનમાં ફળફૂલ ફૂટી રહે છે અને કોકિલા પંચમ સુરે ગર્જન કરી રહે છે? એક પછી એક આ બધું મને સમજાવ, ઓ શ્યામ સુંદર!"

કુદરતની પાઠશાળામા જ્ઞાની, માની, ધનવાન, વિજ્ઞાનશાસ્ત્રી, તત્ત્વજ્ઞાની અને કવિ બધા ઉપદેશ મેળવે છે આ પાઠશાળામા ઉપદેશક ભગવાન પોતે છે. કુદરતમા કોઈ સૌંદર્ય ન જોઈ શકે તો તે તેનું દુર્ભાગ્ય ગણાવુ જોઇએ. પ્રસિદ્ધ વિદ્વાન કાર્લાઇલે આ જાતના અરસિક માણસને ' આખ વિનાના એક જોડ ચશ્મા ' ને નામે ઓળખાવ્યા છે.[૧] કુદરતનું સૌંદર્ય અનુભવવું હોય તો આખો જોઇએ, અંતરમા રસ જોઇએ. અરસજ્ઞ આગળ કુદરત પોતાનુ મનમોહન રૂપ કદી પ્રગટ કરતી નથી. કુદરતને પોતાનું સૌંદર્ય, વિશેષત્વ નથી. કુદરતની અંદર રહેલો ભૂમા પુરુષ જ અસીમ રહસ્યનો, સમસ્ત તત્વનો, નિખિલ સૌંદર્યનો ભંડાર છે. શ્રીમદ્ ભગવદગીતા જુદી

૧. "જે માણસના મનમા આશ્ચર્યની લાગણી ઉત્પન્ન થતી નથી, આશ્ચર્યકારક વસ્તુને જોઈ જેના મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થતી નથી, તે માણસ–ભલેને પછી તે અસંખ્ય રોયલ સોસાઇટીઓનો પ્રમુખ હોય; પોતાના માથામાં હેગલનું તત્વજ્ઞાન, આખી સૃષ્ટિની પ્રયોગશાળાઓ, તેના અખતરાઓ તથા પરિણામો રાખતો હોય; તો પણ તેના માથામાં આંખની જગાએ ચશ્માના બે કાચ છે અને તેની પછવાડે આંખ જેવું કંઈ નથી!"

આપામાં આ તત્ત્વ વિષે કહે છે, કે—

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्त्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥

અવ્યક્ત રૂપે હું જગતમાં સર્વત્ર વ્યાપી રહ્યો છું. પ્રાણી માત્ર મારામાં આવી રહ્યાં છે; હું કોઈમાં આવી રહ્યો નથી.

વિકટર કુઝ્યાઁ ખરૂં કહે છે કે—"ઊંડા સાગરના ગર્ભને વિષે, ઊંચા આકાશને વિષે, રેતી વિષે કે પ્રચંડ પર્વતના શિખરને વિષે તેનું સ્થૂલ આવરણ ભેદી ભૂમા પુરુષના અમૃતમય કિરણો સર્વત્ર ફેલાઈ રહ્યાં છે." —"સત્ય, સુંદર, મંગલ" નામક પુસ્તક જુઓ.

પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની હેગલની એક બીજી દલીલની ચર્ચા કરી હવે આપણે આ ચર્ચા પૂરી કરીએ. હેગલ કહે છે, કે 'કુદરતની કોઈ પણ સત્તા શિલ્પકલાની માફક ઈશ્વરી આદર્શ પ્રગટ કરવાને સમર્થ નથી.' તેના મત મુજબ મનુષ્યની બુદ્ધિવૃત્તિ એ જ ભગવાન છે.[1] બુદ્ધિવૃત્તિથી અતીત કોઈ પરમેશ્વર નથી. શિલ્પકલા બુદ્ધિવૃત્તિનું સંતાન છે. બુદ્ધિવૃત્તિ જ શિલ્પકલાના બંધારણ રૂપે પ્રગટ થાય છે. ભગવાન શિલ્પકલા રૂપે આપણી ઇંદ્રિયોને દેખાય છે. માટે કુદરતની કોઈ પણ વસ્તુ શિલ્પકલાની માફક ઇશ્વરી આદર્શ પ્રગટ કરવાને શક્તિમાન નથી. બધાં ધર્મશાસ્ત્રો અને બધા મહાત્માઓ બુદ્ધિ અને આત્માને જુદા પદાર્થો

---

૧. 'તે માને છે કે ઈશ્વર આત્મા અથવા મન છે અને મનના સાધન દ્વારા જ તેનું અસ્તિત્વ છે. જે આપણા માટે આત્મજ્ઞાનના સ્વરૂપમાં બુદ્ધિની પેઠે વ્યક્ત થાય છે.' —હેગલ કૃત લલિતકલા વિષયક તત્વજ્ઞાનની ભૂમિકાની બોસાંકેએ લખેલી પ્રસ્તાવના.

'ઈશ્વર પોતાની જાતને મનુષ્ય તરીકે વ્યક્ત કરે છે કારણ કે આત્માના તત્વજ્ઞાન વિષે વિચાર કરતાં હેગલ કલા, ધર્મ અને તત્ત્વજ્ઞાન સિવાય ઈશ્વરનું બીજું એકેય સ્વરૂપ સ્વીકારતો નથી, અને આ સિવાય બીજું કંઈ દર્શાવતો પણ નથી.'

—ફિલસુફીના પ્રશ્નો, પુસ્તક બીજું.

તરીકે વ્યક્ત કરે છે. આત્મા બુદ્ધિ કરતાં શ્રેષ્ઠ છે, આત્મા બુદ્ધિની ઉપર છે એમ કહે છે. ભગવદ્‌ગીતા કહે છે કે--

> इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
> मनसस्तु परा बुद्धि बुद्धेर्यः परतस्तु सः ॥
>
> तृतीय अध्याय ।

સ્થૂલ શરીર કરતાં ઇંદ્રિયો શ્રેષ્ઠ છે. ઇંદ્રિયો કરતા મન, અને મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે. બુદ્ધિ કરતાં પણ જે શ્રેષ્ઠ છે તે જ આત્મા.

ઋષિઓ આત્મા સિવાય પરમાત્માની વાત પણ જણાવે છે. પરમાત્મા વિષે ભગવદ્‌ગીતા કહે છે કે--

> उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
> यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
>
> पंचदशाध्याय.

ક્ષર અને અક્ષરથી જુદો ઉત્તમ પુરુષ પરમાત્મા કહેવાય છે. તે ત્રણે લોકમાં પ્રવેશી બધાનું પ્રતિપાલન કરે છે. તે અવ્યય છે, ઈશ્વર છે.

ઋષિઓ અને મહાત્માઓ જે પરમાત્માની વાત કરે છે, તે પરમાત્માની ઝાંખી હેગલને થઈ હોય એમ જણાતું નથી. એટલું જ નહિ પણ ઋષિઓએ કહેલા આત્માની ઝાંખી પણ તેને થઈ હોય એમ અમને લાગતું નથી. તેણે દર્શાવેલ-વિચાર-( Thought or Reason ) બુદ્ધિ અથવા પ્રજ્ઞા સિવાય બીજું કંઈ નથી.[1] તેથી તે બુદ્ધિના મેનાન શિલ્પકલામાં ઈશ્વરી આદર્શ જોઈ શક્યો છે. હેગલનો ઈશ્વરી આદર્શ કોઈના મનની આશા કે આકાંક્ષા મટાડી

---

[1] 'વિચાર ગ્રહણ કરવો તે, તુલના અને અભિપ્રાય એ ત્રણ પુસ્તકમાં જુદાં જુદાં પ્રકરણોમાં વર્ણવાય પણ માણસમાં તે ત્રણે એક જ શક્તિ અથવા સદ્‌ગુણની ત્રણ બાજુઓ રૂપે જ દેખાય છે. આ જ અંતિમ સદ્‌ગુણ છે, મનુષ્ય સ્વભાવ જાણવાની અંતિમ નાડી છે કે જે સ્થિતિને મનુષ્ય છેવટે પ્રાપ્ત કરે છે.' —ડૉ. સ્ટર્લિંગ.

શકે તેમ નથી, કોઈના જીવને શાન્તિ આપી શકે તેમ નથી. જે ઈશ્વરી આદર્શ આપણા હૃદયની વાસનાની ગાંઠો છોડી શકે, આપણા સંશયો દૂર કરી શકે, કર્મબંધન છિન્ન કરી શકે, તે ઈશ્વરી આદર્શના માનવ માત્ર ભિખારી છે. હેગલ શું જગતને એ ઈશ્વરી આદર્શ બતાવી શકયો છે?

અહીં એવો સંદેહ ઉપજી શકે કે હેગલે કહેલ-વિચાર (Thought) એ જ આત્મા છે. ઋષિઓએ કહેલ આત્મા કદી થૉટ નથી. થૉટ શબ્દ દ્વારા હેગલ બુદ્ધિથી અતીત બીજા કોઈ પદાર્થને ઉદ્દેશતો નથી, ઉદ્દેશી શકે પણ નહિ. કારણ કે ઋષિઓએ કહેલ આત્મા યોગગમ્ય છે. વિચાર, ચર્ચા અને તર્કવિતર્કદ્વારા એ વિષે કંઈ જાણી શકાય નહિ.

ગમે તે બાજુથી તપાસો તો પણ શિલ્પકલા કુદરત સમક્ષ ઉભી રહી શકે તેમ નથી.[1] કુદરત સૌંદર્યનો ભંડાર છે, કવિત્વશક્તિનો ભંડાર છે. કુદરતનું સૌંદર્ય અને નિપુણતા જોઇ નાસ્તિક અને સંદેહવાદીના પ્રાણ પણ ચમકી ઉઠે છે.

કુદરતરૂપી કલ્પતરૂ આગળ જે માણસ જે કંઈ માગે છે તે મેળવે છે. કેવળ માગવાની પદ્ધતિ જાણવી જોઇએ. પ્રકૃતિનું સૌંદર્ય નિહાળવાને આંખો હોવી જોઈએ.

## (૩) લૌકિક અને અલૌકિક જગત

ઇંદ્રિયગ્રાહ્ય, મનોબુદ્ધિગમ્ય જગતને લૌકિક જગત કહી શકાય, અને અતીન્દ્રિય, મનોબુદ્ધિથી અગોચર જગતને અલૌકિક જગત કહી શકાય. અતીન્દ્રિય, બુદ્ધિવૃત્તિને અગમ્ય કોઈ જગત છે કે નહિ? હોય તો તેનું સ્વરૂપ કેવું છે? આ બાબતમાં પૃથ્વીની બાલ્યાવસ્થાથી

---

૧. ઓ પ્રભુ! જેઓ તારા કરતાં શિલ્પકલાને વધારે વખાણે છે, તેને ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે! —સદ્ભાવશતક.

માંડીને અત્યાર સુધી ચર્ચા થતી આવી છે. કુદરતથી પર, મનોબુદ્ધિથી અગોચર કોઈ જગત હોઈ શકે તે બાબતમાં પશ્ચિમના પંડિતોમાં મતભેદ જણાય છે. હેગલ વગેરે પાશ્ચાત્ય તત્વજ્ઞાનીઓ કુદરતથી પર, બુદ્ધિથી અગમ્ય કોઈ જગતનું અસ્તિત્વ સ્વીકારવાને તૈયાર નથી. તેઓ કહે છે કે આપણી અભિજ્ઞતા આપણને બે જગતના સમાચાર આપે છે. ઈંદ્રિયચેતનાનું જગત અને બુદ્ધિવૃત્તિનું જગત. ઈંદ્રિયચેતનાનું જગત સાન્ત છે, બુદ્ધિવૃત્તિનું જગત અનંત છે, ઈંદ્રિયચેતનાનું જગત લૌકિક છે, બુદ્ધિવૃત્તિનું જગત અતીન્દ્રિય છે. વિજ્ઞાન, દર્શન, કાયદા, ધર્મ, નીતિ, સમાજતત્ર, લલિતકલા બધું વિચારગમ્ય છે, બુદ્ધિનાં સંતાનો છે. હલકા વર્ગના જીવજંતુમા વિચારશક્તિ નથી, પણ ઈંદ્રિયચેતના છે. માટે તેઓમા બુદ્ધિગમ્ય ધર્મો નથી.[૧] બુદ્ધિવૃત્તિથી અતીત કોઈ જગતની વાત હેગલ વગેરે તત્ત્વજ્ઞાનીઓ આગળ કહીએ તો તેઓ આપણને હસી જ કહાડે. તેઓની ધારણા એવી છે કે બુદ્ધિથી પર બીજું કોઈ જગત હોઈ શકે જ નહિ. બુદ્ધિ જ વાસ્તવિક રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાનું એક માત્ર સાધન છે. આપણે બધું જ્ઞાન તેના વડે જ મેળવીએ છીએ. જ્ઞાન કહેતાં બુદ્ધિએ આપેલું જ્ઞાન એમજ સમજાય છે. બુદ્ધિથી પર, બુદ્ધિથી અગમ્ય કોઈ જગત હોય તો તેના સંબંધમાં આપણને કંઈ

---

૧. The rise of thought beyond the world of sense, its passage from the finite to the infinite, the leap into the supersensible which it takes when it snaps asunder the links of the chain of sense, all this transition is thought and nothing but thought. Say there must be no such passage, and you say there is to be no such thinking, and in smooth animals make no such transition. They never get further than sensation and perception of the senses, and in consequence they have no religion."

—Hegel's Logic, Wallace's translation P. 87.

પણ જ્ઞાન મળવું અસંભવિત છે.[1] જો વિચારશક્તિથી પર કોઈ જગતનું અસ્તિત્વ સ્વીકારીએ તો એમ કહેવું પડશે કે એવું એક જગત છે કે જેના સંબંધમા કંઈ વિચાર થઈ શકતો નથી, જેના સંબધમા કંઈ સમજાતુ નથી, જાણી શકાતું નથી. હેગલ વગેરે તત્વજ્ઞાનીઓના મત મુજબ બુદ્ધિથી અતીત કોઈ પણ જગતના અસ્તિત્વનો સ્વીકાર કરવો એ અંધતા માત્ર છે.[2]

એથી ઉલટું પ્લેટો, પ્લોટિનસ, કાન્ટ, હેમિલ્ટન, લોજ, સ્પેન્સર વગેરે પંડિતો બુદ્ધિથી અતીત, વિચારશક્તિથી અગમ્ય જગતનું અસ્તિત્વ સ્વીકારે છે. આ બધા તત્ત્વજ્ઞાનીઓનો એવો મત છે કે બુદ્ધિવૃત્તિના કાર્યની પણ હદ છે. બુદ્ધિવૃત્તિ અભિજ્ઞતાની હદ ઓળંગી શકે નહિ. એ

---

૧. 'તેની માન્યતા પ્રમાણે આત્માનું જગત એ પ્રેતજગત નથી. જ્યારે આપણે તેના ગ્રંથોમાં મન અથવા આત્માના વ્યકત સ્વરૂપોનો અભ્યાસ કરીએ છીએ અને નિયમ, ગુણ, પ્રજાકીય ઐકય, લલિતકલા, ધાર્મિક જાતિ અને વૈજ્ઞાનિક આત્મજ્ઞાન પામેલ બુદ્ધિ વિષે વાંચીએ છીએ ત્યારે આપણને સામાન્ય રીતે માનવામાં આવતા પરજીવનની ઝાંખી થતી નથી. પણ એમ તો લાગે છે કે આપણે જીવનની સાથે ગાઢ સંબંધ ધરાવતી કોઈ સત્ય હકીકત વિષે વિચાર કરી રહ્યા છીએ.'

—હેગલ કૃત 'લલિતકલા વિષયક તત્વજ્ઞાનની ભૂમિકા'ની બોસાંકેએ લખેલી પ્રસ્તાવના.

૨. "પ્લેટો, કાન્ટ, સેંટ પોલ એ સર્વ પંડિતોએ મનુષ્યનું ધ્યાન પરજીવન તરફ દોર્યું છે. તે સર્વ વિદ્વાનો પ્રસંગોપાત પોતાના વિચારોની શક્તિ અને સત્યતાને લીધે જ એવા ભેદ પાડવા દોરાયા હતા કે જેનું મિથ્યાપણું સ્વતઃ સિદ્ધ હતું. જીવનના સત્ય અને મિથ્યા પ્રદેશોને જુદા પાડનાર સમુદ્રને તેઓ એવા તો ઊંડો ને વિશાળ કલ્પતા કે જેથી એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જવા માટે મહાન નીતિબળ જોઇએ છીએ એમ કહેવાને બદલે તે અગમ્ય, અગોચર છે એમ કહેતા."

—જુઓ હેગલની 'લલિતકલા વિષયક તત્ત્વજ્ઞાનની ભૂમિકા'ની બોસાંકેએ લખેલી પ્રસ્તાવના.

વૃત્તિથી પર અનંત સત્તા વિદ્યમાન છે. એ બધી સત્તા વિષે આપણે કંઈ જ જાણતા નથી.[1] અમે વાચકવર્ગની જાણ માટે પ્રસિદ્ધ જર્મન તત્વજ્ઞાની લોજના ' ધર્મના તત્વજ્ઞાનની ભૂમિકા ' (Introduction to Philosophy of Religion) નામક ગ્રંથમાંથી થોડો ઉતારો આપીએ છીએઃ—

" They (data) are purely those of an earthly experience, and beyond this we only know that outside of and beyond our earth stretches an unlimited reality. It is waste of time making guesses about the drift and contents of the other spheres which the world includes; only we must

---

૧. ' બુદ્ધિથી પર, જીવન વિષે કલ્પના કરવાથી બુદ્ધિથી અગમ્ય પ્રદેશનો આભાસ થાય છે. જેથી અનુભવથી અગમ્ય જીવન વિષે બુદ્ધિ વિચાર કરી શકે છે, એવો ખોટો ખ્યાલ પેદા થાય છે. '

—શ્વેગ્લર કૃત ' ફિલ્સુફિનો ઇતિહાસ '

' એ ધ્યાનમાં રાખવા જેવું છે કે કાન્ટ કોઈપણ વેગા જીવ, જગત ને પરમાત્માના અસ્તિત્વનો અસ્વીકાર કરતો નથી. ,તે કેવળ બુદ્ધિથી આ વિષયોનું સત્ય પ્રતિપાદન થઈ ન શકે એમ માને છે. '

—વેબર કૃત ' ફિલ્સુફિનો ઇતિહાસ '

' સાન્ત ને સાપેક્ષ સિવાય બીજી કોઇ વસ્તુ વિષે આપણે વિચાર કરી શકતા નથી. છતાં કોઇ ચમત્કારિક શક્તિ આપણામાં દષ્ટિ ને કલ્પનાથી અતીત જગતના અસ્તિત્વ વિષે શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. '

—હેમિલ્ટન કૃત ચર્ચાઓઃ અવિદ્યમાન જગતની ફિલ્સુફિ, પૃ. ૧૫

' માનવબુદ્ધિથી પર કોઈ સર્વવ્યાપી સત્તાના અસ્તિત્વ સંબંધી માન્યતા અતિ સૂક્ષ્મ છે અને તે સર્વ ધર્મોમાં સામાન્ય છે. આ માન્યતાને ગમે તેવા પ્રબળ તર્કશાસ્ત્રનો પણ ભય રાખવાનું કારણ નથી. '

—સ્પેન્સર

forget that they are there in countless multitudes, and that we know nothing about them. Otherwise we are likely to make the mistake so common in philosophy and ordinary religious views-of confusing the niggling economy of our earthly existence with the history of the entire great world, to which we really direct our thought, although in fact we cannot." Lotze's Introduction to Philosophy of Religion P. 132-133.

લોજના કહેવાનો ભાવાર્થ એ છે કે આપણા વિચારો ક્ષુદ્ર પાર્થિવ અભિજ્ઞતા ઉપર સ્થપાએલા હોય છે. પરંતુ એ પાર્થિવ અભિજ્ઞતાથી અતીત અસીમ સત્તા વિદ્યમાન રહી છે. એ સમસ્ત જગત માટે કલ્પના કરવા જતાં આપણો કેવળ સમય નષ્ટ થશે. તો પણ એ આપણે ન ભુલવું જોઇએ કે આપણા આ મર્ત્યલોક સિવાય બીજા અસંખ્ય લોક વિદ્યમાન છે. એ લોક વિષે આપણે કંઈ જ જાણતા નથી. આ વાત યાદ ન રાખવાથી જ તત્ત્વજ્ઞાનના અને ધર્મના ગ્રંથોમાં અનેક ભૂલો થઈ છે. આપણી બુદ્ધિ સમગ્ર વિશ્વવ્યાપાર વિષે વિચાર કરવા આગેવાન થાય છે ખરી, પરંતુ નિષ્ફળ નિવડી પાછી ફરે છે.

હેગલ વગેરે તત્ત્વજ્ઞાનીઓએ આપણી ક્ષુદ્ર અભિજ્ઞતા ઉપર આધાર રાખી સમગ્ર વિશ્વબ્રહ્માંડનો નિર્ણય કરવાનો પ્રયાસ કર્યો છે. ઇંદ્રિયગ્રાહ્ય પૃથ્વી સિવાય બીજું કંઈ હોઈ શકે તે વાત તેઓના વિચારમાં આવી નથી. બુદ્ધિવૃત્તિ સિવાય જ્ઞાન મેળવવાની બીજી વૃત્તિ હોય એ સંભવિત છે કે નહિ તે વિષે પણ તેમણે વિચાર કર્યો નથી. પરંતુ આધુનિક સમયનું વિજ્ઞાન ઉચ્ચ અવાજે અદૃશ્ય જગતની વાતો જાહેર કરી રહ્યુ છે.[૧] પંડિતો કહે છે કે જડવિજ્ઞાન

---

૧ જુઓ–ટેઇટ અને બાલ્ફર સ્ટુઅર્ટ કૃત 'અદૃશ્ય વિશ્વ' અને વિલિયમ જેમ્સ કૃત વિવિધ 'ધાર્મિક અનુભવો.

અને અધ્યાત્મવિજ્ઞાનનો બહુ થોડો ભાગ અમે જાણી શક્યા છીએ. ઇંદ્રિયોથી અગોચર અનંત બાબતો હજુ જાણવાની બાકી છે. અમારી ઇંદ્રિયોની અને બુદ્ધિવૃત્તિની શક્તિ અતિ સામાન્ય છે. તેની મદદ વડે કોઈ પણ વખતે બધું તત્ત્વ જાણી શકાય તેમ નથી. મનસ્તત્ત્વાનુસંધાન સમિતિની (Psychical Research Society) શોધના પરિણામે એવી અનેક બાબતો જાણી શકાઈ છે અને જણાતી જાય છે કે બુદ્ધિવૃત્તિની મદદથી તેનો કોઈ પણ જાતનો ખુલાસો કરી શકાતો નથી. વર્તમાન સમયના ધર્મવિજ્ઞાન, જડવિજ્ઞાન અને સાહિત્યની ગતિ અતીન્દ્રિય અપ્રાકૃત જગત તરફ છે.[૧] વિજ્ઞાનાચાર્ય જગદીશચંદ્ર કહે છે કે–

"આકાશ-સંગીતના અસંખ્ય સુરસપ્તકમાંનું કેવળ એક જ સપ્તક આપણી દર્શનેન્દ્રિયને ફિરકેરે છે. આ નાનું વર્તુળ એ જ આપણું દૃશ્ય રાજ્ય. આપણે કેટલું જોઈ શકીએ છીએ? બહુ જ થોડું. અસીમ જ્યોતિરાશિમાં આપણે અંધની પેઠે ઘૂમીએ છીએ."

—પ્રવાસી, વૈશાખ, ૧૩૧૮

જે જેટલો જ્ઞાની છે તે તેટલી પોતાની અશક્તિ હૃદયંગમ કરી શકે છે.[૨] સોક્રેટિસ કહેતો કે 'હું કંઈ જાણતો નથી, એ હું જાણું છું તેથી જ લોકો મને જ્ઞાની કહે છે.' ન્યુટન કહેતો કે 'જ્ઞાન–સમુદ્રની તીરે બેસી હું તો કેવળ કાંકરા જ એકઠા કરૂં છું. જ્ઞાનરૂપી મહાસાગર તો મારી સમક્ષ જેમનો તેમ ઘૂઘવી રહ્યો છે.'

---

૧. "વિજ્ઞાનનું આધુનિક વલણ અદૃશ્ય જગત તરફ છે. જેમ જેમ આપણને દૃશ્ય જગતમાંથી જાણવાનું ઓછું રહેશે તેમ તેમ આપણે બીજા પ્રદેશ તરફ ઘસડાતા જઇશું."

—પ્રોફેસર સર ઓલિવર લૉજ, ૧૯૦૩

૨. "અભિમાની થાઓ નહિ પણ અજ્ઞાન કબુલ કરો. જો કે તમારા કરતાં ઈશ્વરના નિયમો વધારે જાણનાર માણસોને તમે જુઓ છો છતાં શા માટે મોટા ગણાવાનો મોહ રાખો છો?"

—ક્રાઈસ્ટનું અનુકરણ

જ્ઞાનવૃદ્ધ શેકસપિયર કહે છે કે—

'હે હોરેશિઓ, સ્વર્ગ અને મૃત્યુલોકમા એવા અનેક વિષયો છે કે જેના વિષે તમારી ફિલ્સુફિ સ્વપ્નમાં પણ વિચાર કરી શકી નથી.'

—હેમ્લેટ, અંક ૧ લો.

મનુષ્યનું જ્ઞાન તદ્દન સીમાબદ્ધ છે. કલ્પનાના બળ વડે સીમાબદ્ધ જ્ઞાનને અસીમ ધારી આપણે છેતરાઇએ છીએ. આપણી બુદ્ધિ સિવાય સત્ય મેળવવાની બીજી કોઈ વૃત્તિ નથી એવું ધારવુ એ અર્વાચીનતા છે. આપણો હૃદયરૂપી રત્નાકર બહુ ઊંડો છે ૧ એ રત્નાકરમાં કેટલાં રત્નો છે, તેની ગણતરી કોણ કરી શકે તેમ છે? આ લૌકિક દશ્ય જગત સિવાય બીજું જગત નથી એમ ધારવું એ યોગ્ય નથી. બુદ્ધિથી અગમ્ય કોઈ વિષય છે કે નહિ તે પોતાના તરફ, અનંત આકાશના તરફ નજર કરતાં જ સમજી શકાય છે. વળી બધાં શાસ્ત્રો અને મહાત્માઓ એક વાક્યે કુદરતથી પર કોઈ જગતની હયાતી વિષે સાક્ષી આપી રહ્યાં છે. તેઓ એમ પણ કહે છે કે અલૌકિક જગત બુદ્ધિથી અગમ્ય છે. વિજ્ઞાન અથવા ભક્તિરૂપી ચક્ષુ ન ઉઘડે ત્યાં સુધી એ જગત વિષે કંઈ જ્ઞાન થતું નથી.

બાઇબલ અને કુરાન આ અલૌકિક જગતને 'સ્વર્ગ'ના નામથી ઓળખે છે. ભગવાન ઇશુ કહે છે કે—

'સ્વર્ગરાજ્ય કોઈ ખેતરમાં દાટેલા ગુપ્ત ધનભંડારના જેવું છે. જે માણસને આ ગુપ્ત ધનનો પત્તો લાગે છે તે આ છાનું રાખે છે, અને આનંદમાં મસ્ત બની પોતાનું સર્વસ્વ વેચી આ ખેતર ખરીદી લે છે.'

—સેંટ મૅથ્યુ, પ્રકરણ ૧૩ મું.

હજરત મહમ્મદ કહે છે કે—

'સ્વર્ગરાજ્ય એવી વસ્તુ છે કે જેને ચક્ષુએ જોએલી નથી, કાને સાંભળેલી નથી અને માનવના મનમાં તેની કદી ઝાંખી થઈ નથી.'

---

૧. 'ઓ મન, કાલીનું નામ લઈ હૃદયરૂપી રત્નાકરના અગાધ જળમાં ડૂબકી દે.' —રામપ્રસાદ.

ભગવાન બુદ્ધદેવ કહે છે કે—

' अन्धभूतो अयं लोको तनुकेऽत्थ विपस्सति ।
सकुन्तो जालमुत्तो व अप्पो सग्गाय गच्छति ॥
धम्मपद, लोकवग्गो ।

આ પૃથ્વી અંધકારમય છે, અહીં થોડા લોકો જ અતિ ઉત્તમ રીતે જોઈ શકે છે; થોડા જ લોકો જાળમાંથી છૂટેલાં પક્ષીની માફક સ્વર્ગમાં ગમન કરે છે.

બૃહદારણ્યકોપનિષદમાં લખ્યું છે કે—

" एषास्य परमागतिरेषास्य परमासम्पदेषोऽस्य परमो लोको एषोऽस्य परम आनंद एतस्यैवानन्दस्यान्यानि भूतानिमात्रामुपजीवन्ति ॥ "

આ જ જીવની પરમ ગતિ છે, પરમ સંપદ છે, પરમ લોક છે, પરમ આનંદ છે. આ આનંદની એકાદ કણી મેળવી બીજા બધા જીવો આનંદ કરે છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે—

परस्तस्मात्तु भावोऽन्यो व्यक्तोऽव्यक्तात्सनातनः ॥
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ॥
यं प्राप्य न निवर्त्तते तद्धाम परमं मम ॥२१॥
अध्याय ८ मो

અવ્યક્તથી અતીત, ઇંદ્રિયોથી અગોચર, જે સનાતન સત્તા વિદ્યમાન છે, તે બધા પ્રાણીઓના નાશ થાય છતાં નષ્ટ થતી નથી. એ અક્ષર, અવ્યક્ત સત્તાને શ્રુતિસ્મૃતિ જીવની પરમ ગતિ કહે છે, જે સ્થિતિને મેળવતાં ફરી પુનર્જન્મ થતો નથી તે જ મારૂં સર્વોત્કૃષ્ટ ધામ છે.

શ્રી વાસુદેવોપનિષદમાં કહ્યું છે કે—

'मद्रुपं अद्वयं ब्रह्म मध्याद्यन्तविवर्जितम्।
स्वप्रभं सच्चिदानंदं भक्त्या जानाति चाव्ययम्॥'
—लघुभागवतामृतधृत श्रीवासुदेवोपनिषत् वचन.

આદિમધ્યાન્ત શૂન્ય, સ્વપ્રકાશ, સચ્ચિદાનંદ, અવ્યય અને અદ્વય એવું જે મારૂં રૂપ તે ભક્તિદ્વારા જાણી શકાય છે.

આ પરથી જણાય છે કે મનોબુદ્ધિથી અગોચર અલૌકિક જગત વિષે બધાં ધર્મશાસ્ત્રો સાક્ષી આપે છે. તર્ક દ્વારા એ અલૌકિક ધામનું અસ્તિત્વ સાબીત કરવું અસંભવિત હોવા છતાં એનું અસ્તિત્વ તર્કનું વિરોધી નથી. પ્રસિદ્ધ જર્મન તત્વજ્ઞાની લોજ એવું જ કહે છેઃ—

"માનવાત્મા આ પૃથ્વી છોડી ઉન્નતતર લોકમાં કેવી રીતે પ્રવેશ કરે છે તે આપણે જાણતા નથી. પરંતુ એ પ્રમાણે ઉન્નતતર લોકમાં જવું સંભવિત હોય એમ હું માનું છું. આપણો ધર્મમત અને આપણી આકાંક્ષા આપણા પાર્થિવ જીવનને ઉન્નતતર સ્વર્ગ-રાજ્ય સાથે એક તાંતણે જોડે છે. જો કે આપણે તત્ત્વજ્ઞાનની મદદ વડે ઉન્નતતર લોકનું અસ્તિત્વ નિશ્ચિતરૂપે સિદ્ધ કરવાને અસમર્થ છીએ, છતાં તેનું અસ્તિત્વ તત્વજ્ઞાનનું વિરોધી નથી. ઉલટું સૃષ્ટિ વિષે આપણે જે મત પોષીએ છીએ તે આ બધા ઉન્નતતર લોક-લોકાન્તરના અસ્તિત્વનું સમર્થન કરે છે." ( Introduction to Philosophy of Religion P. 96-97.)

અહીં એવો પ્રશ્ન ઉઠી શકે કે અલૌકિક ધામ વિષે ધર્મશાસ્ત્રો અને મહાત્માઓએ કહ્યું છે ખરૂં, પરંતુ એ ધામ બુદ્ધિવૃત્તિથી અગમ્ય છે તે શી રીતે જણાય, તે શી રીતે સાબીત થાય ? આ પ્રશ્નના જવાબમાં અમારૂં એમ કહેવું છે કે બધાં ધર્મશાસ્ત્રો અને બધા મહાત્માઓ આ અપ્રાકૃત ધામને બુદ્ધિથી અગોચર છે એમ કહી ગયા છે. અમારા મતના સમર્થનમાં અમે ધર્મશાસ્ત્રમાંથી કેટલાંક વચનો ઉતારીએ છીએ.

કઠોપનિષદ કહે છે કે—

'नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥२३॥

પ્રથમાધ્યાય, દ્વિતીય વલ્લી.

પરમાત્મા પ્રવચન, મેધા અથવા બહુ શ્રવણ દ્વારા પ્રાપ્ત થતો નથી. જે સાધક પરમાત્માને મેળવવા માટે પ્રાર્થના કરે છે, તેની નિકટ તે પોતાનું શરીર પ્રગટ કરે છે.

કઠોપનિષદમા એક બીજે સ્થળે લખ્યું છે કે,—

'नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथ तदुपलभ्यते' ॥१२॥

द्वितीय अध्याय, तृतीय वल्ली।

વાક્ય, મન અને બીજી ઇંદ્રિયો વગેરે દ્વારા પરમાત્માને કોઈ જાણી શકતો નથી. અસ્તિત્વવાદી આગમાર્થાનુસારી ગુરૂના ઉપદેશ સિવાય તેને શી રીતે જાણી શકાય?

બ્રહ્મસૂત્ર કહે છે કે—

'अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥'

३ य अध्याय, २ य पाद, २४ सूत्र।

ભક્તિયોગ વડે આરાધના થાય તો તે પ્રગટ થાય છે. શ્રુતિ અને સ્મૃતિ એમજ કહે છે.

મહાભારત કહે છે કે—

अचिन्त्याः खलु ये भावास्तां न तर्केण योजयेत् ।
प्रकृतिभ्यः परं यत्तु यदचिन्त्यस्य लक्षणम् ॥'

ભક્તિરસામૃતસિંધુમાંનું મહાભારતના ઉદ્યોગપર્વમાંનું વચન.

જે સત્તા અચિંત્ય છે, તે વિષે તર્ક કરવો નહિ. જે કુદરતથી પર છે તે જ અચિંત્યનું લક્ષણ છે.

આચાર્ય શંકર બ્રહ્મસૂત્રના ભાષ્યમાં કહે છે કે—

'अचिन्त्याः खलु ये भावास्तां न तर्केण योजयेत्।
न च परिनिष्ठित वस्तुस्वरूपत्वेऽपि प्रत्यक्षादि विषयत्वं।
तत्वमसीति ब्रह्मात्मभावस्य शास्त्रमन्तरेण अनवगम्यमानत्वात्।
रुपाद्यभावाद्धि नायमर्थः प्रत्यक्षस्य गोचरः
लिंगाद्यभावाच्च नानुमानादीनामित्यवोचाम ।'

૨ જો અધ્યાય, ૧ લુ પાદ, ૧૧ મુ સૂત્ર, તે પરનું શાંકરભાષ્ય.

જે બધી સત્તા અચિંત્ય છે તે વિષે તર્ક કરવાની જરૂર નથી. એ બધી સત્તામાની અવશેષ વસ્તુનું સ્વરૂપ હોવા છતાં તે પ્રત્યક્ષાદિ ઇંદ્રિયોથી અગોચર છે. તત્ત્વમસિ બ્રહ્માત્મભાવનું સ્વરૂપ શાસ્ત્ર સિવાય જાણી શકાતું નથી. અચિંત્ય વિષયમાં રૂપ વગેરે ન હોવાથી પ્રત્યક્ષની અને જાતિવગેરે ન હોવાથી અનુમાન વગેરેની વ્યાપકતા નથી.

આચાર્ય શંકર વિવેકચૂડામણિમાં કહે છે કે—

निर्विकल्पसमाधिना स्फुटं ब्रह्मतत्त्वमवगम्यते ध्रुवम्।
नान्यथा चलतया मनोगतेः प्रत्ययान्तरविमिश्रितं भवेत्
॥३६७॥

નિર્વિકલ્પ સમાધિ દ્વારા નક્કી ચિદ્ બ્રહ્મ જાણી શકાય છે. બીજા કોઈ પણ ઉપાયે નહિ; કેમકે મનની ગતિની ચંચળતાને લીધે પદાર્થમાં બ્રહ્મતત્ત્વ વિશ્રામની અંતર્ગત ભેળાએલું હોય છે.

ભગવાન બુદ્ધદેવ કહે છે કે—

मा पमाद मनुयुंजेथ मा कामरति सन्थवं
अप्पमत्तो हि झायन्तो पप्पोति विपुलं सुखं ॥७॥

ધમ્મપદ, અપ્પમાદ વગ્ગો.

કદી પ્રમાદ, કામ, રતિ અને સંભોગને અનુસરશો નહિ. અપ્રમત્ત અને ધ્યાનપરાયણ મનુષ્યો પુષ્કળ સુખ મેળવે છે.

ધ્યાન દ્વારા અચ્યુતનું સ્થાન પ્રાપ્ત કરી શકાય છે, એ ભગવાન બુદ્ધદેવે જગતમાં જાહેર કર્યું છે.

ભગવાન ઈશુ કહે છે કે—

'ગરીબોને જ ધન્ય છે, કારણ કે સ્વર્ગરાજ્ય તેઓનું જ છે.'

—સેંટ મેથ્યુ, પ્રકરણ ૫ મુ.

આ સ્થળે કહેવું જોઇએ કે ભક્તિ સિવાય કોઈ ગરીબાઈ મેળવી શકતું નથી. માટે ભક્તિ દ્વારા ભગવાનને મેળવી શકાય છે એમ ભગવાન ઇશુએ જગતમાં પ્રચાર્યું છે.

સેંટ પૉલ કહે છે કે—

'ભગવાનનું શાંતિરાજ્ય બુદ્ધિથી પર છે. એ શાન્તિ તમારાં હૃદય ને મન ઇશુખ્રિસ્તમાં જોડી રાખશે.'

—ફિલિપ્પિઅન્સ, પ્રકરણ ૪ થું.

હજરત મહમ્મદ કહે છે કે—

'વિશ્વાસ સિવાય તમે સ્વર્ગરાજ્યમાં પ્રવેશી શકશો નહિ. જ્યાં સુધી તમે એક બીજાને નહિ ચાહો ત્યાં સુધી તમારો વિશ્વાસ પરિપૂર્ણ થશે નહિ.'

—હજરત મહમ્મદના વચનામૃતો.

મહાત્મા રામકૃષ્ણ કહે છે કે—

'શ્રદ્ધાપૂર્વક ભક્તિ ન થાય તો સચ્ચિદાનંદ મળે નહિ. જેમ એક પતિમાં નિષ્ઠા રાખનાર સ્ત્રી સતી કહેવાય છે તેમ પોતાના ઇષ્ટ પ્રતિ નિષ્ઠા રાખનારને ઇષ્ટનાં દર્શન થાય એમાં ખોટું કંઈ નથી.'

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કે—

'જેને અનંત કહીએ છીએ, તે બુદ્ધિ દ્વારા જાણી શકાય નહિ. તે સ્વપ્રકાશ છે. એક સાધુએ કહ્યું છે કે વરસાદની જલધારાને અવલંબી આકાશમાં ચઢવું એ જેમ અસંભવિત છે, તેમ બુદ્ધિ દ્વારા ભગવાનને પ્રાપ્ત કરવો એ પણ તેટલું જ અસંભવિત છે.'

ભક્ત રામપ્રસાદ કહે છે કે—

'ષડ્દર્શનમાં તેનું દર્શન ન થયું, આગમ, નિગમ અને તંત્રના

વમળોમા તેનો પત્તો ન જ મળ્યો. એ ભક્તિરસનો રસિક તો સદા આનંદમા પુરને વિષે વિરાજી રહ્યા છે.[1]

ઇરાનનો પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની ગઝ્ઝલી કહે કે—

'જેમ બુદ્ધિવૃત્તિ દ્વારા એવા અનેક વિષયો જાણી શકાય છે કે જે ઇંદ્રિયોને અગોચર છે, તેમ વિજ્ઞાનરૂપી ચક્ષુ ઉઘડતાં એવાં અનેક ગૂઢ તત્ત્વો અને પદાર્થો જાણી શકાય છે કે બુદ્ધિવૃત્તિને અગમ્ય છે.'

—અલ્ ગઝ્ઝલીનું આત્મજીવન.

શાયર હાફેજ કહે છે કે—

'આ તે શો ચમત્કાર કે ગવૈયાએ પડદામાં રહી ગાયન ગાયુ અને તેથી જ્ઞાની અને પ્રેમિક એકી સાથે નૃત્ય કરવા લાગ્યા. સાકીએ આ અફીણ જે મદ્ય સાથે મેળવ્યું છે, તેથી સાથીઓનાં માથા કે પાઘડીઓ ઠેકાણે રહેવાની નથી. બુદ્ધિ જો કે સૃષ્ટિમાં ઉત્તમ પદાર્થ છે પરંતુ સ્પર્શમણિ પ્રેમની આગળ તેની શી કિંમત?

—દિવાને હાફેજ.

હવે વધારે પ્રમાણો દર્શાવવા એ નિષ્પ્રયોજન છે. બધા ધર્મ-શાસ્ત્રોની ચર્ચા કરતા એ જ સાબીત થાય છે કે અલૌકિક જગતનું તત્ત્વ બુદ્ધિવૃત્તિ દ્વારા જાણી શકાય નહિ. કોઈપણ ધર્મ કે કોઈ પણ મહાપુરુષ એમ દર્શાવતો નથી કે અલૌકિક જગતનું તત્વ, શાશ્વત ધામનું તત્ત્વ, મન અને બુદ્ધિ વડે જાણી શકાય છે. ક્ષુદ્ર કીટ સમાન મનુષ્ય અહંકારમાં ચકચૂર થઈ માને છે કે ભૂમા પુરુષને બુદ્ધિવૃત્તિ દ્વારા જાણી શકાય છે. પણ વાસ્તવિક રીતે તો બુદ્ધિવૃત્તિ એ અલૌકિક જગતના કંઈ સમાચાર આણી શકે તેમ

---

૧. ભક્ત રામપ્રસાદે એક બીજે સ્થળે કહ્યુ છે, કે—'કોણ જાણે છે કે કાલી કેવી છે? ષડ્દર્શનમાં તો તેનાં દર્શન થતાં જ નથી. તે તો પદ્મ-વનમાં હંસ આગળ હંસીરૂપે રમણ કરી રહી છે. યોગી લોકો મૂલાધારને વિષે સહસ્રદલવિશિષ્ટ કમળમાં તેનું ચિંતન કરી રહ્યા છે.

નથી. બુદ્ધિદ્વારા ઈશ્વરને જાણવો તો દૂર રહ્યો પણ પોતાના શરીર સિવાય આત્માને પણ જાણી શકાતો નથી.

ઉપરની ચર્ચા પરથી જણાયું કે શાસ્ત્ર અને મહાત્માઓ બે જગત વિષે સમાચાર આપે છેઃ લૌકિક અને અલૌકિક. લૌકિક જગત વિચારમાં આવી શકે તેવું અને અનિત્ય છે, અલૌકિક જગત અચિંત્ય અને નિત્ય છે. વિજ્ઞાન અથવા ભક્તિરૂપી ચક્ષુ ન ઉઘડે ત્યાંસુધી અલૌકિક જગતનું તત્ત્વ જાણી શકાતું નથી.

હવે લૌકિક અને અલૌકિક જગતની હદ બતાવીએ. લૌકિક જગતની હદ બતાવતાં અલૌકિક જગતની હદ સમજી શકાશે. ભગવદ્ ગીતામાં લૌકિક જગતની સીમા દર્શાવતા કહ્યું છે કે—

भूमिरापोऽनलो वायु खं मनोबुद्धिरेव च।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

અધ્યાય સાતમો.

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ મારી ( પરમેશ્વરની ) આઠ પ્રકારની ભિન્ન પ્રકૃતિ છે. પરમેશ્વરની માયાશક્તિ આઠ પ્રકારે વહેંચાઈ ગઈ છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર—એ માયાશક્તિનાં જ પરિણામ છે. માટે મન, બુદ્ધિ, અહંકારાદિ લૌકિક જગતની અંતર્ગત છે. તેથી પર જે સચ્ચિદાનંદમય નિત્ય જગત છે તે અલૌકિક જગત છે. સૌંદર્ય પણ પ્રાકૃત અને અપ્રાકૃત, લૌકિક અને અલૌકિક એમ બે પ્રકારનું છે. હવે પછી એ વિષે ચર્ચા કરીશું.

---

## (૪) સૌંદર્યના શ્રેણી વિભાગ

પાશ્ચાત્ય પંડિતોમાંના કોઈ કોઈએ સૌંદર્યના શ્રેણી વિભાગ પાડ્યા છે. પ્રસિદ્ધ તત્વજ્ઞાની પ્લોટિનસ ( Plotinus ) ત્રણ જાત-

નાં સૌંદર્ય વિષે ઉલ્લેખ કરે છેઃ માનવી પ્રજ્ઞાનું સૌંદર્ય, માનવાત્માનું સૌંદર્ય અને પ્રકૃતિનું સૌંદર્ય. તેના મત પ્રમાણે પ્રકૃતિના સૌંદર્ય કરતાં માનવાત્માનું સૌંદર્ય શ્રેષ્ઠ છે, અને માનવાત્માના સૌંદર્ય કરતાં પ્રજ્ઞાનું સૌંદર્ય શ્રેષ્ઠ છે. પ્લોટિનસે આ ત્રણ જાતનાં સૌંદર્યનાં નામ માત્ર આપ્યાં છે. પરંતુ સૌંદર્યના કોઈ સ્પષ્ટ શ્રેણી વિભાગ પાડયા નથી. અંગ્રેજ તત્વજ્ઞાની શેફ્ટસ્બરિએ સૌંદર્યને ત્રણ ભાગમાં વિભાજ્યું છેઃ જડનું સૌંદર્ય, ચેતન જગતનું સૌંદર્ય અને ભગવદ સૌંદર્ય. શિલ્પકલાના સૌંદર્યના સમાવેશ જડના સૌંદર્યની અંદર કરેલો છે. લોર્ડ શેફ્ટ-સ્બરિએ પાડેલા વિભાગો વખાણવા લાયક છે.

ફ્રેંચ તત્વજ્ઞાની વિક્ટર કુઝ્યૅાં સૌંદર્યને ભૌતિક, માનસિક અને નૈતિક એમ ત્રણ વિભાગમાં વિભાજે છે. તેના મત મુજબ શિલ્પકલાનું સૌંદર્ય એ માનસિક સૌંદર્ય છે. એ સિવાય તેણે મનમાંના આદર્શના સૌંદર્યને પણ ઉલ્લેખ કર્યો છે. આ મનોગત આદર્શનું સૌંદર્ય એ જ તેના અભિપ્રાય મુજબ ભગવદ સૌંદર્ય છે. કુઝ્યૅાંના વિભાગ કરતાં લૅાર્ડ શેફ્ટસ્બરિના વિભાગો અમને વધારે સારા લાગે છે. અમે એક મૂળ સૂત્રને અવલંબી સૌંદર્યના શ્રેણી વિભાગ પાડીએ છીએ. આપણે જોયું કે બે જગતનો ઉલ્લેખ શાસ્ત્ર અને મહાત્માઓએ કર્યો છે. તે બે જગત તે પ્રાકૃત અને અપ્રાકૃતના નામથી ઓળખાય છે. પૃથ્વીથી શરૂ કરીને મન, બુદ્ધિ, અહંકાર વગેરે પ્રકૃતિની અંદર સમાય છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ પદાર્થ એ પ્રાકૃત પદાર્થ છે. તેથી પર જે સુંદરતમ જગત છે તે અપ્રાકૃત જગત કહેવાય છે. પ્રાકૃત જગતના સૌંદર્ય કરતાં અપ્રાકૃત જગતનું સૌંદર્ય અતિ શ્રેષ્ઠ છે. અમે આ બે જગતના સૌંદર્યના તારતમ્યને અવલંબી સૌંદર્યના પ્રાકૃત અને અપ્રાકૃત એવા બે વિભાગ પાડીએ છીએ. સ્થૂળ જગતનું સૌંદર્ય, શિલ્પકલાનું સૌંદર્ય, સૂક્ષ્મ જગતનું સૌંદર્ય અને કારણ જગતનું સૌંદર્ય આ બધું પ્રાકૃત સૌંદર્ય છે. તેના ઉપર અપ્રાકૃત જગતનું સૌંદર્ય આવી રહ્યું છે. પ્રાકૃત અને અપ્રાકૃત જગતના સંધિસ્થળ આગળ ચેતન પદાર્થો આવી ઉભા

છે. જીવની બે બાજુઓ છે: ક્ષેત્રની બાજુ એ પ્રાકૃત બાજુ છે, ક્ષેત્રજ્ઞની બાજુ એ અપ્રાકૃત બાજુ છે. જીવાત્માની ક્ષેત્રની બાજુ મન અને બુદ્ધિ જાણી શકે તેવી છે, પરંતુ ક્ષેત્રજ્ઞની બાજુ મન અને બુદ્ધિને માટે અગમ્ય છે. અપ્રાકૃત આત્માનું ખરું સ્વરૂપ યોગ સિવાય જાણી શકાય નહિ.

ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે—

उत्क्रामन्तं स्थितं वाऽपि भुंजानं वा गुणान्वितं ।
विमूढा नाऽनुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

પંદરમો અધ્યાય.

ઉત્ક્રમણશીલ અથવા દેહમાં અવસ્થિત કિંવા વિષયભોગમા પ્રવૃત્ત વા ગુણત્રયશાલી આત્માને મૂઢ જોઈ શકતા નથી. જ્ઞાનરૂપી આંખોવાળા મહાત્માઓ જ એ આત્માનું દર્શન કરે છે.

ઋષિઓના મત મુજબ મન, બુદ્ધિ અને અહંકાર સુધીના પદાર્થો પ્રાકૃત છે. પ્રકૃતિની પર જે આત્મા છે તેને સારાસારનો વિચાર કરવાવાળા માણસો જ જોઈ શકે છે, બધા લોકો જોઈ શકતા નથી. બુદ્ધિદ્વારા આત્માના સ્વરૂપ વિષે કંઈ જાણી શકાતું નથી. ચેતન સોંદર્યની એક બાજુ ઇંદ્રિયગ્રાહ્ય છે, બુદ્ધિગમ્ય છે અને બીજી બાજુ અચિંત્ય છે, તેથી અમે જીવસૌંદર્યને પ્રાકૃતાપ્રાકૃતના નામે ઓળખાવીએ છીએ. અમે યોગ્ય સ્થળે પ્રાકૃત, પ્રાકૃતાપ્રાકૃત અને અપ્રાકૃત સૌંદર્યના સ્વરૂપ વિષે ચર્ચા કરીશું.

---

## (૫) સૌંદર્યબોધની ઇંદ્રિયો

પાશ્ચાત્ય પંડિતોએ સૌંદર્યબોધની ઇંદ્રિયો વિષે પણ વિચાર કર્યો છે. જેઓમાંના ઘણાખરાનો એવો મત છે કે આંખ અને કાન જ સૌંદર્યબોધની ઇંદ્રિયો છે. રૂપશાદિ ઇંદ્રિયો સૌંદર્યબોધમાં કંઈ મદદ

કરતી નથી. અમને એ મત ખરો લાગતો નથી. અમને લાગે છે કે પશ્ચિમના પંડિતો લલિતકલાના સૌંદર્યને આદર્શ સૌંદર્ય માની આ ભ્રમમા પડયા છે. આખ અને કાન પ્રાકૃત જગતનું સૌંદર્ય જાણવાની પ્રધાન ઇંદ્રિયો છે એ કબૂલ છે. પણ તેથી કરીને નાક, જીભ અને ચામડી પ્રાકૃત સૌંદર્ય સમજવામા કંઈ મદદ કરતાં નથી એવો સિદ્ધાંત કરવો એ ભૂલભરેલુ છે. પ્રસિદ્ધ વિદ્વાન બર્ક સ્પર્શેન્દ્રિયગ્રાહ્ય કોમળપણુ એ સૌંદર્યનું મુખ્ય ઉપકરણ છે એવા સિદ્ધાંત પર આવ્યો છે. પશ્ચિમના પંડિતોમાંના જેઓ સૌંદર્યબોધને સુખનો પ્રકારભેદ માને છે, તેઓ અન્યાન્ય ઇંદ્રિયોની મદદથી સૌંદર્યબોધ પેદા થઈ શકે નહિ એમ કદી કહી શકે તેમ નથી. કોમળપણું, સ્વાદ વગેરે સૌંદર્યબોધની મુખ્ય સામગ્રી ન હોવા છતા ગૌણ સામગ્રી તરીકે તેનો અસ્વીકાર કરી શકાય તેમ નથી. જરા વિચાર કરતાં જ જણાય છે કે સુગંધ અને સુસ્વાદ સૌંદર્યબોધમાં મદદ કરે છે. કોઈ વસ્તુ રંગના ભપકાથી શોભતી હોવા છતાં દુર્ગંધપૂર્ણ હોય તો તેના સૌંદર્યને હાનિ પહોચે છે. કોઈ વસ્તુનો વર્ણ ઉજ્જવળ હોવા છતાં જો તે બેસ્વાદ હોય ો તેનું સૌંદર્ય અનેક પ્રમાણમાં કમી થઈ જાય છે. ગુલાબનું ફૂલ. ંગ અને ગંધમાં મનને મુગ્ધ કરનારૂં હોય છે, સ્પર્શમાં કોમળ, સ્વા- માં પણ કડવું હોતું નથી, તેથી બીજાં ફલો કરતાં ગુલાબની શ્રેષ્ઠતા ર્વમાન્ય મનાય છે. ઘણીખરી કેરીઓનો રંગ અતિ સુંદર હોય ે, પરંતુ સ્વાદ ખાટો હોવાથી તેના સૌદર્યને નુકસાન પહોચે છે. ી જ રીતે ઘણીખરી કેરીઓનો રંગ સુંદર ન હોય છતાં સ્વાદમાં ીઠી હોવાને લીધે જે સુંદર ગણાય છે. સુંદર સ્ત્રીનો દેહ કોમળ ન હોય, ેનું મુખ દુર્ગંધથી પરિપૂર્ણ હોય, તો તેના સૌદર્યનાં ઘણા ટકા કમી ઈ જાય છે. જે બાજુએથી જોશો તે બાજુએથી જણાયા સિવાય હેશે નહિ કે બીજી ઇંદ્રિયો પણ સૌંદર્યબોધમાં મદદ કરે છે. એ ાત નાકબૂલ કરવાનો કંઈ ઉપાય જ નથી, પશ્ચિમના પંડિતો કદાચ ેહેશે કે હલકી શ્રેણીની ઇંદ્રિયો સાથે સૌંદર્યને જોડતાં તેની અંગહાનિ

થાય છે. હલકી ઇંદ્રિયો સાથે ભોગની ઇચ્છા, ઇંદ્રિયલાલસા જડાએલી હોય છે; માટે એ શ્રેણીની ઇંદ્રિયો સાથે સૌંદર્યબોધનું મિશ્રણ કરવાથી સૌંદર્યની વિશુદ્ધિ જળવાશે નહિ. પણ ચક્ષુ અને કાન દ્વારા સૌંદર્યનો ઉપભોગ કરતાં જો તેની વિશુદ્ધિમાં અંતરાય નડતો નથી, તો પછી બીજી ઇંદ્રિયદ્વારા સૌંદર્યનો ઉપભોગ કરતાં તેની વિશુદ્ધતા કેમ નહિ જળવાય તેનું કારણ સમજાતું નથી. જ્ઞાનની નજરે, વિચારની દૃષ્ટિએ જોતાં ઉપભોગમાં કંઈ ફેરફાર હોઈ શકે એવું જણાતું નથી. કદાચ તર્કને ખાતર એમ માની લઈએ કે હલકી શ્રેણીની ઇંદ્રિયો સાથે સૌંદર્યબોધને સાંકળતાં સૌંદર્યની વિશુદ્ધિમાં અંતરાય ઘટશે, તો પણ વિશુદ્ધિને ખાતર જે સત્ય છે તેને નાકબૂલ કરવું એ ઠીક લાગતું નથી.

હિંદના પંડિતો કહે છે કે રસ એ જ સૌંદર્યનું જીવન છે. રસાત્મતા ઉપર વસ્તુનું સૌંદર્ય આધાર રાખે છે. રસ કેવળ આંખ અને કાન દ્વારા ભોગવવા યોગ્ય નથી, બીજી ઇંદ્રિયો વડે પણ રસનો ઉપભોગ થઈ શકે છે. માટે બધી ઇંદ્રિયો ઓછાવત્તા પ્રમાણમાં સૌંદર્યના જ્ઞાનમાં સહાયક થાય છે.

આ સ્થળે 'એક વાતનો ઉલ્લેખ કરવો અપ્રાસંગિક નહિ ગણાય. ડૉકટર સલિએ એન્સાયક્લોપિડિયા બ્રિટાનિકાની નવમી તથા દશમી આવૃત્તિમાં આંખ અને કાનને જ સૌંદર્યબોધની એક માત્ર ઇંદ્રિય ગણી છે. પરંતુ એ જ ગ્રંથની અગીઆરમી આવૃત્તિમાં તેણે પોતાનો મત ફેરવ્યો છે. તે લખે છે કે ધીરે ધીરે એવું સ્વીકારાતું જાય છે કે આંખ અને કાન જ સૌંદર્યબોધની ઇંદ્રિયો નથી. સાધારણ ભાષાના વ્યવહાર પરથી સમજાય છે કે ગંધ અને સ્વાદ પણ સૌંદર્યનાં અન્યતમ ઉપકરણો છે. સૌંદર્યની સાથે કેવળ લલિતકલાનો જ સંબંધ છે એવા હેતુથી હેગલે અન્યાન્ય ઇંદ્રિયોને, એટલું જ નહિ પણ સ્પર્શેન્દ્રિયને પણ સૌંદર્યબોધથી દૂર રાખી હતી. પરંતુ બારીક તપાસ કરતાં જણાયું છે કે સ્પર્શેન્દ્રિય પણ લલિતકલાના સૌંદર્યનું એક ઉપકરણ છે.'

આ ગ્રંથકારે લગભગ બાવીશ વર્ષ પહેલાં એક સ્થળે લખ્યું હતું કે 'ઘણાખરા મનોવિજ્ઞાનવિદ પંડિતોનો એવો મત છે કે આંખ અને કાન સિવાય બીજી ઇંદ્રિયો સૌંદર્યનું જ્ઞાન મેળવવામાં મદદ કરતી નથી. પણ અમારો એવો મત છે કે બીજી ઇંદ્રિયો પણ સૌંદર્યનું જ્ઞાન મેળવવામા ઓછાવત્તા પ્રમાણમાં મદદ કરે છે.' આ મતનું વર્તમાનમાં વૈજ્ઞાનિક તપાસ દ્વારા સમર્થન થતું જોઈ ગ્રંથકારને ( મૂળ ગ્રંથકારને ) બહુ આનંદ થાય છે.

અમે અગાઉ જણાવ્યું છે કે શાસ્ત્ર અને મહાજનો એકવાક્યે કહે છે કે ઇંદ્રિયાતીત, બુદ્ધિથી અગમ્ય જગત વિદ્યમાન છે. હિંદી મહાત્માઓએ એ જગતને અપ્રાકૃત જગતના નામથી ઓળખાવ્યું છે. પ્રાકૃત જગતનું સૌંદર્ય એ અપ્રાકૃત જગતના સૌંદર્યનો આભાસ માત્ર છે. અપ્રાકૃત જગતનું સૌંદર્ય મન અને બુદ્ધિથી અગમ્ય છે. મૂંગો જેમ કોઈ મિષ્ઠ પદાર્થનો સ્વાદ ભાષાદ્વારા જણાવી શકતો નથી, તેમ અપ્રાકૃત જગતનું સૌંદર્ય પણ ભાષાદ્વારા વ્યક્ત થઈ શકતું નથી. એ જગતનું વર્ણન કરવા માટે ભાષા નથી, તેની તુલના થઈ શકે તેવું બીજું કંઈ નથી, એ અવર્ણનીય છે. મહાત્માઓ એ જગતની વાતને મૂંગાના સ્વપ્નદર્શનની ઉપમા આપે છે. આવું જે રસપૂર્ણ, આનંદપૂર્ણ જગત તેના વિષે શું મનુષ્યો કંઈ ન જાણી શકે? તેના સૌંદર્યથી શું માનવો હમેશને માટે વંચિત રહેશે? મનુષ્યો, બીશો નહિ. ભગવાને એ અપ્રાકૃત જગતની ઝાંખી કરવા માટે, એ અપ્રાકૃત જગતના સૌંદર્યનું પાન કરવા માટે વિધાન કરી રાખ્યું છે. બધાં ધર્મશાસ્ત્રો, બધા મહાત્માઓ એકવાક્યે આ વાતની ખાત્રી આપે છે. જે આધ્યાત્મિક પ્રકૃતિ દ્વારા ભગવાનને જાણી શકાય, અપ્રાકૃત જગતનો રસ ભોગવી શકાય, તેનું મહાત્માઓએ 'વિજ્ઞાન' અથવા 'ભક્તિ' એવું નામ આપ્યું છે. બાઇબલ અને કુરાનમાં એ વૃત્તિને વિશ્વાસ (Faith) નામે ઓળખાવેલ છે. નીચેનાં વચનો પરથી અમારી વાતનું ખરાપણું સિદ્ધ થશે.

મુંડકોપનિષદ કહે છે કે—

'तद्विज्ञानेन परिपश्यन्ति धीराः आनन्दरूपममृतम्।'

દ્વિતીય મુંડક, ૨ જો ખંડ.

જે આનંદ અને અમૃતરૂપે પ્રકાશી રહ્યો છે, એવા પરબ્રહ્મને ધીર માણસો વિજ્ઞાનદ્વારા દર્શન કરે છે.

ભગવદ્ગીતા કહે છે—

'भक्त्या त्वनन्यया शक्य अहमेवम्विधोऽर्जुन।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप॥

એકાદશ અધ્યાય, ૫૪ મો શ્લોક.

હે અર્જુન ! હે પરંતપ ! કેવળ અનન્ય ભક્તિદ્વારા લોકો મને આ પ્રકારે જોઈ શકે, ખરા સ્વરૂપમા જાણી શકે અને મારામા પ્રવેશ કરી શકે.

તે જ ગ્રંથમા એક સ્થળે લખેલુ છે કે—

'पुरुषः स परः पार्थ ! भक्त्या लभ्यस्त्वनन्यया।
तस्यान्तः स्थानि भूतानि येन सर्वमिद ततं।

—અધ્યાય આઠમો

હે પાર્થ ! એ પરમ પુરુષને અનન્ય ભક્તિદ્વારા પ્રાપ્ત કરી શકાય છે પ્રાણી માત્ર તેની અંદર છે, તે જ સમસ્ત પદાર્થ રૂપે વ્યાપી રહ્યો છે

ભાગવતમા કહ્યુ છે કે—

'भक्त्याहमेकया ग्राह्य. श्रद्धयात्मा प्रियः सतां।
भक्ति पुनाति मन्निष्ठा श्वपाकानपि सभवात्॥

૧૧-૧૪-૨૦

ભગવાન ઉદ્ધવને કહે છે કે કેવળ શ્રદ્ધાયુક્ત ભક્તિદ્વારા જ સાધુઓ મને આત્મરૂપે મેળવે છે. મારા તરફ શ્રદ્ધાયુક્ત ભક્તિ ચંડાળને પણ જાતિદોષથી પવિત્ર કરે છે.

શ્રીચૈતન્યચરિતામૃતમા કહ્યુ છે કે ' જ્ઞાન, યોગ અને ભક્તિ આ ત્રણ સાધનને વશ થઈ પરમાત્મા બ્રહ્મ, આત્મા અને ભગવાન એ ત્રણ રૂપે પ્રકાશે છે.

શ્રીમદ વિજયકૃષ્ણ ગોસ્વામી પ્રણીત આશાવતીના ઉપાખ્યાનમા કહ્યુ છે કે—' તે સચ્ચિદાનંદ છે. તેનું રૂપ સચ્ચિદાનંદમય છે જ્ઞાનચક્ષુ, ભક્તિચક્ષુ ઉઘડે એટલે પરમેશ્વરનું નિત્ય રૂપ નિહાળી શકાય છે.

જ્ઞાનચક્ષુ, ભક્તિચક્ષુ ઉઘડતા બધી આધ્યાત્મિક પ્રકૃતિદ્વારા, બધી ચિન્મય ઇંદ્રિયો વડે તેનો ઉપભોગ કરી શકાય છે. બધી ચિન્મય ઇંદ્રિયો વડે અનન્ય ભાવે તેને ચાહવો, અનન્ય ભાવે તેનુ સેવન કરવુ તેનું નામ ભક્તિ.

નારદ પંચરાત્રમા કહ્યું છે કે—

**सर्वोपाधि विनिर्मुक्तं तत्परत्वेन निर्मलं ।**
**हृषीकेण हृषीकेश सेवनं भक्तिरूच्यते ॥ '**

ઇંદ્રિયો વડે હૃષીકેશનું તત્પરત્વ રૂપનું સેવન કરવું તેનું નામ ભક્તિ આ સેવન બધી ઉપાધિથી રહિત અને નિર્મળ છે.

શ્રીમદ વિજયકૃષ્ણ ગોસ્વામી પ્રણીત 'વક્તૃતા અને ઉપદેશ' નામક ગ્રંથમા કહ્યું છે કે—

" ખરેખર તેનું દર્શન કરી શકાય છે, તેનો સ્પર્શ કરી શકાય છે, તેનું શ્રવણ કરી શકાય છે, તેને સુંઘી શકાય છે, તેનો સ્વાદ લઈ શકાય છે, તેની સેવા કરી શકાય છે; એ રૂપક કે કલ્પના નથી; મૂંગાના સ્વપ્નની પેઠે તે શબ્દો વડે સમજાવી શકાય તેમ નથી "

અમે અત્યાર સુધીમા એટલું જ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે કે પ્રાકૃત જગતનું સૌદર્ય અનુભવવાની ઈંદ્રિયોમા આખ અને કાન મુખ્ય હોવા છતા સ્પર્શાદિ ઇંદ્રિયો પણ ઓછાવત્તા પ્રમાણમાં મદદ કર્તા થઈ પડે છે. પાચેય ઇંદ્રિયો વાસ્તવિક રીતે જોતા પ્રાકૃત

સૌદર્ય અનુભવવાની ઇંદ્રિયો છે અપ્રાકૃત જગતનુ સૌદર્ય ભોગવવાની પણ આપણામા ઈંદ્રિયો છે બધી આધ્યાત્મિક પ્રકૃતિ દ્વારા, ચિન્મય ઈંદ્રિયદ્વારા ભગવાનની સેવા કરી શકાય છે, તેના અપરૂપ રૂપનુ દર્શન કરી શકાય છે બધી ચિન્મય ઇંદ્રિયદ્વારા ભગવાનનુ સેવન કરવુ તેનુ નામ ભક્તિ છે વિજ્ઞાનચક્ષુ અથવા ભક્તિચક્ષુ ઉઘડતા અપ્રાકૃત જગતનુ સૌદર્ય ભોગવી શકાય છે, તેનો આસ્વાદ લઈ શકાય છે વિજ્ઞાન અથવા ભક્તિ જ અપ્રાકૃત સૌદર્યરસ ભોગવવાની ઇંદ્રિય છે ભગવાનનુ અપ્રાકૃત રૂપ મન અને બુદ્ધિથી અગોચર છે તર્કવિતર્ક દ્વારા કોઈથી એ સ્વરૂપ સમજી શકાતુ નથી

## (૬) સૌદર્યનું મૂળતત્ત્વ નક્કી કરવાનો તંતુ

પશ્ચિમના પંડિતોએ શિલ્પકલાના પૃથક્કરણદ્વારા સૌદર્યનુ મૂળતત્ત્વ નક્કી કરવાનો પ્રયાસ કર્યો છે [૧] લલિતકલા માનસિક આદર્શ માનસિક વિચારસમૂહનુ સાકેતિક રૂપ છે ઘણાખરા જર્મન તત્ત્વ જ્ઞાનીઓએ જગતમા જાહેર કર્યું છે કે લલિતકલાનુ સૌદર્ય એ જ આદર્શ સૌદર્ય છે, લલિતકલામા સૌદર્યની છેવટની ઉન્નતિ થઈ છે કોઈ કોઈ એ કરતા પણ જરા વધારે દૂર જઈ એમ કહેતા પણ અચકાયા નથી કે લલિતકલા એ જ પરમેશ્વર છે લલિતકલા રૂપે પરમેશ્વર આપણને ઇંદ્રિયગોચર થાય છે લલિતકલાને પરમેશ્વર તરીકે રજૂ કરવી એ કેટલુ વાજબી છે તે વાચક વર્ગ વિચારી જોશે અહીં તો એટલુ જ કહેવુ પુરતું થઇ પડશે કે બુદ્ધિવૃત્તિ ભગવાનનુ સર્વ-

૧ સૌદર્ય શુ છે તે પ્રશ્નનુ નિરાકરણ કરવામા કલા કયા તત્વોની બનેલી છે તેનું જ્ઞાન આવશ્યક કુચી રૂપ બની શકે કલાના તત્ત્વો આનદ આપવાનો ઉદ્દેશ રાખે છે, પણ તે આનદ સસ્કારી' ઉચ્ચ' 'પાવનકારી' વગેરે વિશેષણોથી અકિત વિશિષ્ટ પ્રકારનો છે '

—બેઇન કૃત 'માનસિક ને નૈતિકવિજ્ઞાન'

શ્રેષ્ઠ પ્રકટીકરણ છે. બુદ્ધિવૃત્તિથી પર પરમેશ્વરની કોઈ સત્તા નથી. આવા સિદ્ધાતમાથી જ બધી ગરબડ શરૂ થઈ છે, તોપણ એટલું તો સ્વીકારવુ પડશે કે શિલ્પકલાના અનુશીલનદ્વારા સૌંદર્યનું મૂળ સ્વરૂપ નક્કી કરવામા કેટલીક મદદ મળી છે. પત્થર, રંગ, શબ્દ અને વાક્યદ્વારા માનસિક આદર્શને, માનસિક વિચારસમૂહને બહાર પ્રગટ કરવા એ શિલ્પકલાનું વિશેષત્વ છે. લલિતકલાના ઉદ્દેશ વિષે હેગલ કહે છે કે 'અંતર અને બહિર્જગતને પોતાના આત્મજ્ઞાનની પ્રતિમૂર્તિ રૂપે પરિણત કરવુ એ લલિતકલાનો ઉદ્દેશ છે. લલિતકલામા મનુષ્ય પોતાના આત્માને ઓળખી શકે છે.'

વિકટર કુઝ્યાઁ કહે છે કે—

'ભૌતિક સૌન્દર્યની મદદથી નૈતિક સૌંદર્ય કેવી રીતે પ્રગટ કરી શકાય એ જ શિલ્પકલાનો છેવટનો ઉદ્દેશ છે. ભૌતિક સૌંદર્ય નૈતિક સૌંદર્યનું જ સાંકેતિકરૂપ છે.'

ડૉક્ટર બેઇન કહે છે કે 'સમાનુભૂતિ અને આનંદના ઉદ્‌બોધન તથા રૌદ્ર અને હલકી લાલસાના પ્રશમન ઉપર શિલ્પકલાનું વિશેષત્વ આધાર રાખે છે. શિલ્પકલાને નીતિના પ્રીતિકર અંશની' સાથે એક રૂપ માની શકાય નીતિના બાધ્યતામૂલક ભાગ સાથે તેને કંઈ સંબંધ નથી.'

આ પરથી જણાય છે કે માનસિક અને નૈતિક વિચારસમૂહને બાહ્ય આકાર આપવા ઉપર જ શિલ્પકલાનું વિશેષત્વ આધાર રાખે છે. માનસિક અને નૈતિક વિચારસમૂહને શિલ્પકલાથી જુદા પાડતાં શિલ્પકલાનું લાલિત્ય નષ્ટ થાય છે. લલિતકલાના અનુશીલન વડે એ સત્ય પ્રાપ્ત થાય છે કે સૌંદર્યનું મૂળતત્ત્વ માનસિક આદર્શ છે, અંતરના મનોવિકારો છે. લલિતકલાના અનુશીલનદ્વારા સૌંદર્યની કેટલીક વિશેષતા નક્કી કરવામા આવી છે.—

(ક) સૌંદર્યને ખાતર જ સુંદર વસ્તુનું આદરમાન છે. વિશુદ્ધ આનંદ મેળવવો એ જ સૌંદર્યનું લક્ષ્ય છે.

(ખ) કલાના આનંદમાં કંઈ અપ્રીતિકર સામગ્રી નથી.

(ગ) સૌંદર્ય ઘણા માણસો એકી વખતે ભોગવી શકે છે.

લલિતકલાના પૃથક્કરણદ્વારા આપણે સૌંદર્યના સ્વરૂપ વિષે એ વાત જાણી શકીએ છીએ કે સૌંદર્ય સંપૂર્ણ માનસિક પદાર્થ છે, લલિતકલા માનસિક અને નૈતિક ભાવની સાંકેતિક મૂર્ત છે. તો પણ લલિતકલા જે પાયરીનો પદાર્થ છે તેના કરતાં ઉંચી પાયરીના સમાચાર તેની પાસેથી મેળવવાની આશા વૃથા છે. લલિતકલા નીતિ અને ધર્મનું સાંકેતિક નિદર્શન છે. નીતિ અને ધર્મ એ શું છે તે મનુષ્ય મોટા પ્રમાણમાં અનુભવી શકે છે. નીતિ અને ધર્મ ઉપર કંઈ હોય તો કેવળ બુદ્ધિ વડે મનુષ્યો તે પાયરીએ પહોંચી શકતાં નથી. આપણી બુદ્ધિ, નીતિ અને ધર્મથી ઉચ્ચ પાયરીની કથા કહેવાને માટે અશક્ત છે.

બુદ્ધિદ્વારા નીતિ અને ધર્મના જગતથી ઉચ્ચ જગત વિષે કંઈ જાણી શકાતું નથી એ કેન્ટ, ફ્રિકટે, કુજ્યૉં, હેગલ વગેરે પંડિતોનું તત્ત્વજ્ઞાન બરાબર સાબીત કરે છે. કેન્ટ, ફ્રિકટે વગેરેની સમક્ષ નીતિ એ જ ઇશ્વરસ્થાને છે. તેથી ઉલટું પૂર્વના મહાત્માઓ એથી ઉંચા જગતની વાતો કરે છે. તેઓ કહે છે કે બ્રહ્મજ્ઞાન, યોગ અને લીલા તથા નીતિ અને ધર્મ કરતાં શ્રેષ્ઠ છે. બુદ્ધિદ્વારા બ્રહ્મજ્ઞાન, યોગ કે લીલા વિષે કંઈ જાણી શકાતું નથી. બ્રહ્મજ્ઞાન યોગ અને લીલા સાધનસાપેક્ષ છે. બ્રહ્મજ્ઞાન, યોગ અને લીલા જે સૌંદર્યની કથા જાહેર કરે છે તે અતીન્દ્રિય છે, અપ્રાકૃત છે. શિલ્પકલાનાં અનુશીલનથી તે સંબંધમાં કંઈ મદદ મળતી નથી. ત્યારે શું જગતમાં એ અપ્રાકૃત સૌંદર્યની પ્રકૃતિ નક્કી કરવાનો કંઈ તંતુ નથી? જગતમાં શું એવું કંઈ નથી કે જે વડે એ અપ્રાકૃત સૌંદર્યનો કંઈ આભાસ મળી શકે? અમે કહીએ છીએ કે તે છે. બધા ધર્મગ્રંથોની ચર્ચા કરતાં જણાય છે કે જગતમાં જેઓ અવતાર અને મહાપુરુષ તરીકે પ્રખ્યાત થઈ ગયા છે તેઓનો દેહ અપ્રાકૃત જ્યોતિથી પ્રકાશમાન હતો.

બ્રહ્મજ્ઞાની, યોગી, ભક્ત, બધાનો દેહ જ્યોતિર્મય અને આનંદમય હતો એમ જણાવ છે. ભગવાન બુદ્ધદેવ અને ઈશ્વરતનય ઈશુના દેહને વિષે સ્વર્ગીય તેજ ઝળકતું હતું. હજરત મહમ્મદના વદનમંડલ પર દિવ્ય જ્યોતિ જણાતી હતી.[૧] શ્રીકૃષ્ણચૈતન્ય મહાપ્રભુ તો રૂપનો અવતાર હતા. તેની રસામૃતમૂર્તિ જે જોતા તે પોતાની જાતને હંમેશને માટે વેડફી મારતા. ભક્ત વાસુદેવ ઘોષ નીચલા પદમાં એ વાત જણાવે છે,—

'ઉંડા મર્મસ્થળને વિષે ગૌરાંગનું રૂપ વસી રહ્યું છે, તેનું વિસ્મરણ થતું જ નથી. જાણે તેનું રૂપ આંખના અંજનની પેઠે શરીર સાથે જડાઈ રહ્યું ન હોય '

'કોણ જાણતું હતું કે તેનું રૂપ તો અમૃતસાગર છે! એ અમૃતસાગરમાં તરુણીઓનાં તરવા ન શીખેલાં મન ડુબ્યાં.

'જળમાં ડુબકી દેતાં જ્યાં નજર કરૂં છું ત્યાં ગૌરાંગનું રૂપ ઝળહળી રહ્યું છે. તેનું રૂપ જાણે ત્રિભુવનમાં રેલાઈ રહ્યું ન હોય!

'વાસુદેવ ઘોષ કહે છે કે તેની પ્રત્યેના અનુરાગને લીધે સુવર્ણની પુતળી રૂપ એ શ્યામસુંદર હૈયામાં જાગ્રત થઈ રહ્યો છે!'

અવતારી મહાપુરુષોના શરીરનું તેજ અને તેની આનંદમય મૂર્તિ શું એક અલૌકિક ધામની કથા જાહેર કરતાં નથી? તેઓની પ્રશાન્ત, રસામૃતમૂર્તિ શું અતીન્દ્રિય ધામ તરફ અંગુલિસંકેત કરતી નથી? ખરા મહાપુરુષને, ખરા ભક્તને જોતાં જ જણાવું બાકી રહેતું નથી કે તેઓ આ જગતમાં રહેતા છતા જાણે આ જગતના જીવો નથી. તેઓ ત્રિતાપદગ્ધ માણસોને શાંતિ રૂપી વારિ, અપ્રાકૃત રસ વહેંચવા માટે જ જાણે આ દુનિયા પર અવતર્યા છે ' તેઓ પ્રાકૃત જગતમાં રહેતા છતાં અપ્રાકૃત જગતના સૌંદર્યમાં ડૂબી ગયા છે. સાધુઓ કહે

૧. 'હજરત મહમ્મદના કરતાં વધારે સુંદર મેં કંઇ જોયું નથી તેના ચહેરામાં તેજ ઝળહળતું હતું એમ કહી શકાય.'—'હજરત મહમ્મદનાં વચનામૃતો'

છે કે અવતારી મહાપુરુષોના શરીરની જ્યોતિ એ સ્વયં ભગવાન-ની જ જ્યોતિ છે, તેઓનું રૂપ એ ભગવાનનું જ રૂપ છે. અમારાં વચનોનું સમર્થન કેટલાક સાધુ પુરુષોનાં વચનો વડે કરીશું—

મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર કહે છે કે—

'ધર્માત્માના અનુરાગરંજિત મુખ પર શું તેનું તેજ જણાતું નથી? ઇશ્વરપ્રેમી પ્રસન્ન હૃદયવાળો પુણ્યાત્મા જ્યારે પ્રિયતમ ઇશ્વરને ખાતર પ્રેમનાં આંસુ રેડે, ત્યારે તેની ઉજ્જવળ મૂર્તિમાં શું તેનો પ્રકાશ, તેનો આવિર્ભાવ નથી જણાતો? પ્રચંડ પર્વતો, સમુદ્રો, નક્ષત્રો અને સૂર્યોમાં તેનો આ આવિર્ભાવ નથી. એ બધા પુણ્યાત્માઓની કેવી ચમત્કારિક વૃત્તિ છે! તેઓનાં ધર્મસાધન કેવાં કઠોર છે! તેઓનાં હૃદય કેવાં કોમળ છે, કેવાં પવિત્ર છે! એ અમૃતના પ્રિય આવાસસ્થાન રૂપી પુણ્યાત્માનાં હૃદયો કેવાં શીતળ અને પવિત્ર છે! તેમા તેનો અવિર્ભાવ કેવો સ્પષ્ટ છે' એવો સ્પષ્ટ આવિર્ભાવ બીજે ક્યાંએ નથી; આકાશ, પૃથ્વી કે સમુદ્ર કોઈ પણ સ્થળે નથી. બ્રહ્મપરાયણ પુણ્યાત્મા સાધુઓની મુખશ્રીમા જ તે આનંદ રૂપે, અમૃત રૂપે પ્રગટ થાય છે. "—બ્રહ્મધર્મના વ્યાખ્યાનો

આ સંબંધમાં બ્રહ્માનંદ કેશવચંદ્ર કહે છે કે—

'તેથી જ કહું છું કે જે રૂપ જોઈ બધા નરનારી મોહિત થાય છે, તે રૂપથીજ રૂપવાન થવાય છે. તમારે કંઈ બીક રાખવાની નથી, કંઈ ચિંતા કરવાની નથી, તે તમને બધાંને મણિમુક્તામાણિકયાદિથી શણગારી દેશે. જો તમે વશીભૂત થશો તો તમારી માતા તમારાં શરીરને વસ્ત્રાલંકારથી સજ્જ કરી દેશે તમારાં એ રૂપ આગળ કોઈ ઉભું રહી શકશે નહિ. તમારા મુખમાથી સત્ય અને પ્રેમની એવી જ્યોતિ ફેંકાશે કે બધો જનસમાજ તમને ઇશ્વરની પુત્રી કહી આદર-માન આપશે."—બાલિકાઓને ઉપદેશ.

મહાત્મા રામકૃષ્ણ પરમહંસ કહેતા કે—

'લોઢાનો ટુકડો જો એક વાર સ્પર્શમણિને અડકી સોનું બન્યો તો પછી તેને માટીમાં દાટી રાખો કે ભાંગ્યાતૂટયા ઝુંપડામાં ફેંકી રાખો, પણ તે સોનું જ રહેવાનો છે. જેણે સચ્ચિદાનંદ પ્રાપ્ત કરેલ છે, તેની અવસ્થા પણ એવી જ છે.'

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કે—

'આશાવતી—પ્રભો! મને ક્ષમા કરશો. તમારૂં શરીર તો સાધારણ માણસ જેવું જણાતું નથી, તે આટલું બધું સુંદર શી રીતે થયું ! તમે આહાર કરતા નથી, વસ્ત્રાલંકારની હજસજ કરતા નથી, તો પણ શરીરમાં આટલું બધું તેજ કયાંથી આવ્યું ?

યોગી—કાચના ફાનસમાં દીવો પ્રગટાવીએ તો ફાનસનો કાચ ભેદી એ દીવાનો પ્રકાશ બહાર ફેંકાય છે, તે પ્રમાણે મનુષ્યનું શરીર પણ કાચના ફાનસ જેવું છે. તેમાં 'અહમ્' નામે જીવાત્મા એ દીવા રૂપ છે, અને પૂર્ણજ્ઞાનમય પરબ્રહ્મ અગ્નિરૂપ છે. એ બ્રહ્માગ્નિ જીવાત્મા રૂપી દીવેટને સળગાવે એટલે તેનો પ્રકાશ ફાનસના કાચની બહાર પણ ફેંકાવાનો. એ પ્રકાશ આહારમા નથી, ચંદ્રસૂર્યમાં નથી, પૃથ્વી પરના અગ્નિમાં નથી કે આકાશમાંની વિદ્યુતમાં પણ નથી; છતાં બ્રહ્મ, ચંદ્ર, સૂર્ય, વિદ્યુત અને અગ્નિ–સર્વમાં પ્રાણ રૂપે વિરાજે છે."

—આશાવતીનું ઉપાખ્યાન.

આ પરથી જ અમે કહીએ છીએ કે અવતારી મહાપુરુષોના દેહની અલૌકિક જ્યોતિમાં પરબ્રહ્મની જ્યોતિ ઝગમગી રહી છે, તેઓના રૂપમાં સચ્ચિદાનંદમય પરમ પુરુષનું રૂપ ઝળહળી રહ્યું છે. એ જ્યોતિ, એ રૂપ, ચંદ્રમાં, સૂર્યમાં કે બીજા કોઈ પ્રાકૃત પદાર્થમાં નથી; એ સ્થાપત્યમાં નથી, શિલ્પમાં નથી, ચિત્રમાં નથી, સંગીતમાં નથી, કવિતામાં પણ નથી. મહાપુરુષો પૃથ્વીની જ્યોતિ છે.[૧]

૧. તમે પૃથ્વીનો પ્રકાશ છો. પર્વત પર વસેલું શહેર છુપું રહી શકતું નથી.

—સેંટ મેથ્યુ, પ્રકરણ ૫ મું.

પ્રાકૃત પદાર્થને વિશે અપ્રાકૃત જ્યોતિ, અપ્રાકૃત રૂપ કઈ રીતે પ્રગટ થાય છે, તે તેઓને જોવાથી, તેઓને સમજવાથી જાણી શકાય છે. અવતારો, મહાપુરુષો દુર્બોધ્ય સૌંદર્યતત્ત્વનું મીમાંસાસ્થળ છે. તેઓ જ દુર્બોધ્ય સૌંદર્યતત્ત્વની મીમાંસાનું મુખ્ય સૂત્ર છે.

## સૌંદર્યનું સ્વરૂપ

અગાઉ અમે પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય પંડિતોના સૌંદર્ય વિષેના અભિપ્રાયોની યોગ્ય ચર્ચા કરી ગયા છીએ. પશ્ચિમના પંડિતોએ સૌંદર્યતત્ત્વની ચર્ચા વૈજ્ઞાનિક અને દાર્શનિક રીતે કરી છે. આપણે જોયું કે પ્લેટો, પ્લોટિનસ, રિડ, લિવેક વગેરે પંડિતો સૌંદર્યનું અતીન્દ્રિય બાહ્ય અસ્તિત્વ સ્વીકારે છે. એરિસ્ટોટલ, ડિડેરો, હોગાર્થ વગેરે ઘણાખરા પંડિતો સૌંદર્યનું ઇંદ્રિયગ્રાહ્ય બાહ્ય અસ્તિત્વ સ્વીકારે છે ખરા, પરંતુ અતીન્દ્રિય અસ્તિત્વ સ્વીકારતા નથી. એથી ઉલટું હ્યુમ, કેન્ટ, એલિસન, જેફ્રે વગેરે પંડિતો સૌંદર્ય તે મનની અવસ્થા માની તેની તે પ્રમાણે વ્યાખ્યા આપવાનો પ્રયાસ કરે છે. કોઈ કોઈ પંડિતો સૌંદર્ય અમુક પ્રમાણમા મનની અવસ્થા ઉપર અને અમુક પ્રમાણમાં બાહ્ય પદાર્થપ્રદત્ત અનુભવો ઉપર આધાર રાખે છે એવો મત દર્શાવી ગયા છે. ડયુગલ્ડ, સ્ટુઅર્ટ, પ્રોફેસર બેઇન વગેરે પંડિતો આ મતના છે. ડાર્વિન, સ્પેન્સર, એલન, હે વગેરે પંડિતો સૌંદર્યનું મૌલિકપણું સ્વીકારતા નથી. તેઓ સૌંદર્યની ઉત્પત્તિની સ્વતંત્ર રીતે વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરે છે. જર્મન તત્ત્વજ્ઞાનીઓ સાધારણ રીતે સૌંદર્યની અતીન્દ્રિય મનોતીત સત્તા સ્વીકારતા નથી. તેઓના મત પ્રમાણે પ્રજ્ઞાનું સીમાબદ્ધ ઇંદ્રિયગમ્ય પ્રકટીકરણ તેનું નામ સૌંદર્ય.

હિંદી પંડિતો સૌંદર્યની, રસની બાજુ તરફ ધ્યાન આપે છે,

તેઓના અભિપ્રાય મુજબ રસ જ સૌંદર્યનું જીવન છે, વસ્તુની રસાત્મકતા જ સૌંદર્ય છે. વસ્તુમાંથી રસ લઈ લો તો તેનું સૌંદર્ય અદ્રશ્ય થઇ જવાનું. સુંદર વસ્તુમાં રસ છે તેથી જ તે આપણને આટલો બધો આનંદ આપી શકે છે. પ્રાકૃત વસ્તુ પ્રાકૃત સામગ્રી દ્વારા આપણા મનમા રસનો સંચાર કરે છે. પ્રાકૃત વસ્તુ જે પ્રમાણમાં રસ પ્રગટાવે તે પ્રમાણમાં તે સુંદર ગણાય. અપ્રાકૃત જગતમાં રસ એ જ વસ્તુની સામગ્રી છે, રસ એ જ વસ્તુનું બંધારણ છે. પ્રાકૃત અને અપ્રાકૃત જગતના સૌંદર્ય વિષે ચર્ચા કરતાં એમ જણાય છે કે સુંદર વસ્તુમાં કેવળ રસ હોય એટલું જ પુરતું નથી. તેમાં રસસમૂહની યોગ્ય ગોઠવણી હોવી જોઇએ. રસસમૂહ યથોચિત રૂપે વહેંચાએલો હોવો જોઈએ. રસની યોગ્ય ગોઠવણી ન હોય તો સુંદર વસ્તુ સુંદર ગણાય નહિ. તેથી જ શ્રીમદ રૂપ ગોસ્વામી કહે છે કે,—

'भवेत् सौन्दर्यमंगानां सन्निवेशः यथोचित्तम् ॥'

અંગસમૂહનો યથોચિત સન્નિવેશ તે જ સૌંદ્રર્ય. કાવ્યને સુંદર બનાવવું હોય તો તેમાંના રસની યોગ્ય સ્થાને ગોઠવણી કરવી જોઇએ. સંગીત સુમિષ્ટ, ચિત્તાકર્ષક કરવું હોય તો તેનાં રસાંગસમૂહને યોગ્ય રીતે પ્રકાશિત કરવાં જોઇએ. સ્થાપત્ય કહો, શિલ્પ કહો કે ચિત્ર કહો એ દરેકના અંગસમૂહની યોગ્ય ગોઠવણી ઉપર જ તેનું સૌંદર્ય આધાર રાખે છે. પ્રાકૃત અને અપ્રાકૃત જગતના સૌંદર્યમાં પણ અંગસમૂહની યોગ્ય ગોઠવણી નજરે પડે છે. પ્રાકૃત જગતમાં સૌંદર્યનાં ઉપકરણુ કે અંગસમૂહ સ્થૂળ હોય છે. તેઓની સ્થૂળતા રસ અનુભવવામાં કેટલીક અડચણો નાંખે છે. પ્રાકૃત પદાર્થોમાં પણ સૂક્ષ્મ પદાર્થ હોય છે. એ બધા સૂક્ષ્મ પદાર્થ સ્થૂળ પદાર્થ કરતાં વધારે રસપ્રદાનની શક્તિ ધરાવે છે. સ્થાપત્ય અને શિલ્પ કરતાં ચિત્ર, સંગીત અને કાવ્યનાં ઉપકરણો સૂક્ષ્મ છે. તેથી સૌંદર્યની બાબતમાં તેઓની શ્રેષ્ઠતા એક રીતે જોતાં નિશ્ચિત છે. અપ્રાકૃત જગતમાં

કંઈ પ્રાકૃત ઉપકરણો નથી. ત્યા તો રસ, આનંદ જ સૌદર્યનું બંધારણ છે. ત્યા પણ રસની યોગ્ય ગોઠવણી એ જ સૌદર્ય ગણાય છે. આથી સિદ્ધ થાય છે કે પ્રાકૃત કે અપ્રાકૃત જગતમા સર્વત્ર સૌદર્ય અંગોની ઉચિત ગોઠવણીમા જ રહેલું માલમ પડે છે. રૂપ ગોસ્વામીએ સૌદર્યની જે સંજ્ઞા આપી છે ને અમને બહુ ઉચિત જણાય છે. એમ કહી શકાય ખરૂ કે એ સંજ્ઞામા 'યથોચિત' શબ્દ સ્પષ્ટ નથી. એના જવાબમા અમારૂ એમ કહેવું છે કે સૌદર્યની ગમે તે સંજ્ઞા દર્શાવશો તો પણ તેમા યથોચિત અથવા તેનો કોઈ પ્રતિશબ્દ વાપરવો જ પડશે. 'સુશૃંખલા' 'સુપરિમાણુ' 'વૈચિત્ર્ય' 'ઉદ્દેશ પાર પાડવાની ઉપયોગિતા' 'સુચારૂ વિન્યાસ' પરિમિત આયતન' વગેરે કોઈ પણ શબ્દદ્વારા સૌદર્યનું સ્વરૂપ દર્શાવશો તો પણ પ્રકારાન્તરે 'યથોચિત' શબ્દ રહેવાનો જ. સૌદર્યની મજ્ઞામાથી યથોચિત અથવા તેનો ભાવાર્થદર્શક શબ્દ લઈ લેવો એ અસંભવિત છે.

'સુશૃંખલા' શબ્દનો અર્થ યથોચિત શૃંખલા છે. 'સુપરિમાણ' શબ્દનો અર્થ યથોચિત પરિમાણુ છે 'વૈચિત્ર્ય' શબ્દનો અર્થ બહુપણામા યથોચિત ઐક્ય છે. ગમે તે શબ્દદ્વારા સૌદર્યની સંજ્ઞા આપવાનો પ્રયત્ન કરશો તો પણ યથોચિત કે તેના જેવા ભાવદર્શક શબ્દનો વ્યવહાર અનિવાર્ય રહેવાનો જ. કેવી રીતની ગોઠવણી તે યથોચિત કહેવાય તે અનુભવીઓએ નક્કી કરવાની જરૂર છે સ્થાપત્યમા, શિલ્પમા કે ચિત્રમા અંગસમૂહની કેવી ગોઠવણી યથોચિત ગણાય, સંગીત અને કાવ્યમા અગસમૂહનો કેવો સયોગ યથોચિત ગણાય એ કલાના અનુભવીઓ નક્કી કરશે. સૌદર્યતત્ત્વના ગ્રંથમાં તે નક્કી કરવાનું ઉચિત નથી. આવી જાતના ગ્રથમા તેમ કરવાની જરૂર પણ જણાતી નથી. તો પણ સાધારણ રીતે એમ કહી શકાય કે જે વસ્તુ જેટલો વધારે રસ પેદા કરવાની શક્તિ ધરાવતી હોય, તે વસ્તુનો અંગસમૂહ તેટલો ઉચિત ગોઠવાએલો નજરે પડે છે વસ્તુની રસપ્રદાનની શક્તિ, આનંદપ્રદાનની શક્તિ ઉપરથી તેના અંગસમૂહની યથોચિત ગોઠવણીનું અનુમાન થઈ શકે છે.

એવો પણ પ્રશ્ન ઉઠે કે ઉપલી સંજ્ઞામા સૌદર્યની જ્ઞાનની અથવા રસની બાજુ તરફ તદ્દન લક્ષ આપવામા આવ્યુ નથી. આ પ્રશ્નના જવાબમા અમારૂં કહેવુ એમ છે કે ઉપલી સંજ્ઞામા જ્યારે ' યથોચિત સન્નિવેશ ' પદ વપરાયું છે ત્યારે એ શંકાનો કંઈ પાયો હોઈ શકે નહિ. યથોચિત સન્નિવેશના મૂળમા ચિન્મયી શક્તિ હોવી જ જોઇએ. કોઈ ચિન્મયી શક્તિ સિવાય અંગસમૂહનો યથોચિત સન્નિવેશ સંભવિત નથી પરંતુ અંગસમૂહનો જે સન્નિવેશ આપણા મનમા રસનો સંચાર કરતો નથી, તેને કદી યથોચિત સન્નિવેશ તરીકે ગણી શકાય નહિ. માટે એ સંજ્ઞામા સૌદર્યની, જ્ઞાનની કે રસની બાજુ તજવામા આવી નથી એથી ઉલટુ ઘણાખરા પાશ્ચાત્ય પંડિતો ઉપકરણોના યથોચિત સન્નિવેશ પર સૌદર્ય આધાર રાખે છે એમ કહી ગયા છે. એરિસ્ટોટલ, લિવેક હોગાર્થ, ડિડેરો, હેમિલ્ટન, એટલુ જ નહિ પણ હેગલ પણ બહુપણામા ઐક્યને જ સૌદર્યની આકૃતિ તરીકે સ્વીકારી ગએલ છે. બહુપણામા ઐક્ય એ અંગસમૂહના યથોચિત સન્નિવેશ સિવાય બીજું કંઈ નથી. એક સુંદર વસ્ત્રનું પૃથક્કરણ કરો. તેમાથી કેટલાક તાતણા સિવાય બીજું કઈ ઉપકરણ મળશે નહિ. એ તાતણાઓને યથોચિત રૂપે ગોઠવી એ વસ્ત્ર બનાવવામા આવ્યુ હતું. વળી ફરીથી એ તાતણાઓને યથોચિત રૂપમા ગોઠવતા તે વસ્ત્ર નવા રૂપમા તૈયાર કરી શકાશે. છૂટાછવાયા તાતણાને યથોચિત રૂપે ગોઠવી તૈયાર કરતા વસ્ત્રનું લુપ્ત સૌદર્ય ફરી પ્રગટ થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે સામગ્રીની યોગ્ય ગોઠવણી ઉપર જ વસ્તુના સૌદર્યનો આધાર છે. જ્યા અંગસમૂહની યોગ્ય ગોઠવણી છે ત્યા જ્ઞાનનું કાર્ય, રસનો પ્રકાશ માલમ પડે છે. તો પણ એટલુ કહેવું જોઇએ કે 'અંગસમૂહનો યથોચિત સન્નિવેશ' એ વાક્યદ્વારા સૌંદર્યની જ્ઞાનની બાજુ જેટલી પ્રગટ થાય છે તેટલી રસની બાજુ પ્રગટ થતી નથી. વાસ્તવિક રીતે જોતા તો રસ જ સૌંદર્યનું જીવન છે. સૌંદર્યની રસબાજુ વધારે સ્પષ્ટ કરવા ખાતર અમે ગોસ્વામીએ આપેલી સંજ્ઞા જરા

ફેરવી તેને નીચેનું રૂપ આપીએ છીએઃ-' જે અંગસમૂહના યથોચિત સન્નિવેશદ્વારા આપણા અંતરમાંનો રસ જાગૃત કરે છે, તે સુંદર છે. વસ્તુ અંગસમૂહના યથોચિત સન્નિવેશદ્વારા જે પ્રમાણમાં રસ જાગૃત કરે, તે પ્રમાણમાં તે સુંદર ગણાવી જોઇએ.'

સામગ્રીની યથોચિત ગોઠવણી એ સૌંદર્યનો બાહ્ય પ્રકાશ છે. તેથી સૌંદર્યતત્ત્વના બધા ગ્રંથોમાં સૌંદર્યની સામગ્રી અને ગોઠવણી વિષે ચર્ચા જણાય છે. સામગ્રી અને ખાસ કરીને તેની ગોઠવણીની જુદી જુદી વ્યાખ્યાઓ પરથી બધા સૌંદર્યવાદ પેદા થયા છે. માટે સૌંદર્યની સામગ્રી અને ગોઠવણી વિષે અહીં એકાદ બે શબ્દો કહેવા એ અપ્રાસંગિક નહિ ગણાય. રંગ, અવાજ, પથ્થર, વાક્ય વગેરે પ્રાકૃત સૌંદર્યનાં અંગ અથવા ઉપકરણ છે. સુંદર વસ્તુના ઉપકરણોમાં પણ સૌંદર્ય હોય છે. પંડિતો ઉપકરણોના સૌંદર્યનું મૌલિકપણું સ્વીકારે છે. ડૉક્ટર સલિ પોતાના એન્સાઇક્લોપિડિયા બ્રિટાનિકાની અગિયારમી આવૃત્તિમાંના 'સૌંદર્ય વિજ્ઞાન' નામક નિબંધમાં જણાવે છે, કે—' સુંદર વસ્તુના ઉપાદાનોનું પૃથક્કરણ કરતાં સાબીત થાય છે કે સૌંદર્યના ઓછામાં ઓછા ત્રણ મૌલિક પ્રકાર છે. (૧) ઇંદ્રિયગમ્ય સૌંદર્ય. (૨) આકૃતિનું સૌંદર્ય, અને (૩) ઉદ્દીપનનું સૌંદર્ય. સૌંદર્યના આ ત્રણ મૌલિક પ્રકારનો કોઈ ઉચ્ચતર અથવા વ્યાપક મૂળતત્ત્વમા સમાવેશ કરવો એ સંભવિત લાગતું નથી.[૧]

વિક્ટર કુર્ઝાઁ કહે છે કે,—

' ઇંદ્રિયગમ્ય પદાર્થોમાં વર્ણ, ધ્વનિ, આકાર, ગતિ–આ બધાં સૌંદર્યનું ઉદ્‌બોધન કરવા સમર્થ છે.'

શ્રીમદ્ દંડ્યાચાર્ય કહે છે કે—

---

૧ સૅન્ટયાનાનો અભિપ્રાય સરખાવોઃ—' સૅન્ટયાના સૌંદર્યની વ્યાખ્યા વસ્તુમાં રહેલ વિધિયાત્મક, વાસ્તવિક અને સ્વીય કિંમતી અથવા આનંદપ્રદ ગુણ એવી કરે છે, અને આકૃતિનું, વસ્તુનું તથા ઉદ્દીપનનું એવા સૌંદર્યના ત્રણ વિભાગ પાડે છે.' —જુઓ તેનું 'સૌંદર્યવિચાર' નામક પુસ્તક.

मधुर रसवत् वाचि वस्तुन्यपि रसस्थितिः ।
येन माद्यन्ति धीमन्ता मधुनेव मधुव्रताः ॥

૫૧, કાવ્યાદર્શ, પ્રકરણ ૧ લુ

રસવાળા વાક્યને માધુર્યવાળુ વાક્ય કહે છે વાચ્ય અને વસ્તુ બન્નેમા રસ સ્થિતિ કરી રહે છે ભમરાઓ જેમ મધુપાન કરી મસ્ત બને છે, તેમ પડિતા રસપાન કરી ઉન્મત્ત બની જાય છે

પ્રાકૃત ઉપકરણમા સૌદર્યબોધ પેદા કરવાની શક્તિ છે, એમ પડિતો સ્વીકારે છે બારીક રીતે મનન કરશુ તો પડિતોની એ વાતનું યથાર્થપણુ સમજાશે વિચાર કરતા જણાય છે કે રગમા સૌદર્ય છે પૃથ્વીના આદિ કાળમા રગ એ જ સૌદર્યની પ્રધાન સામગ્રી તરીકે ગણાતો હતો બાળક અને અસંસ્કૃત જાતિ સમક્ષ કેવળ રગ એ જ સૌદર્યનુ સાધન મનાય છે. કોઈ અસંસ્કૃત જાતિના મનુષ્યને જુદા જુદા રગથી રગેલુ એક કપડુ આપો, એટલે તે નાચવા માડશે રગ વગરનું કિંમતીમા કિમતી કપડ પણ તેના હૃદયને સ્પર્શ કરી શકશે નહિ બાળકને એક રગીન વસ્ત્ર આપતા તે જેટલુ સંતુષ્ટ થાય છે તેટલુ સતુષ્ટ તે બીજી કોઈ ચીજથી નહિ થાય બાળક ચદ્રમા જોઈ આનદ પામે છે, તેને હાથ લાબો કરી પકડવા જાય છે બાળક અને અસસ્કૃત મનુષ્યો જુદા જુદા રગથી શોભતુ આકાશ જોઈ કેટલા સતોષાય છે ! કેવળ બાળક અને અણસુધરેલા મનુષ્યની વાત જવા દઈએ તોપણ જણાશે કે બધી માનવજાતિ રગના સૌદર્ય તરફ આમ પક્ષપાત રાખનારી છે. સોનુ, રૂપુ, નાના પ્રકારના કિંમતી પત્થરો, રગની શોભા દ્વારા જ માનવોના ચિત્ત આકર્ષે છે રગ એ કવિઓની લાગણીઓ ઉભરાવવાનુ મુખ્ય સાધન છે નાના પ્રકારના વર્ણથી શોભતુ ગગનમડલ, નાના પ્રકારના રગથી સુશોભિત પક્ષીઓના પીછા, ફૂલ, પત્ર વગેરે પ્રાકૃત પદાર્થો રગદ્વારા જ આપણને આકર્ષે છે હિદી આલંકારિક પડિતો અને મહાત્માઓ કહે છે, કે કેવળ પ્રાકૃત પદાર્થોને જ રગ

છે એમ નથી. આંતરિક આવેગોને, રસસમુહને પણ રંગ છે. આલંકારિકોના મત પ્રમાણે શૃંગાર રસનો રંગ કાળો છે, હાસ્ય રસનો ધોળો છે, કરુણ રસનો રાખોડી છે, રૌદ્ર રસનો રાતો છે, વીર રસનો સોના જેવો છે, બીભત્સ રસનો નીલ છે, અદ્દ્ભુત રસનો પીળો છે, શાંત રસનો કુંદ અથવા ચંદ્ર જેવો છે અને વત્સલ રસનો પદ્મના અંદરના ભાગ જેવો છે.[१] વિચાર કરી જોતાં આલંકારિકોની વાતની યથાર્થતા અમુક પ્રમાણમા સમજી શકાય છે. રંગની સાથે આંતરિક આવેગોને સંબંધ છે, તેનો અસ્વીકાર થાય તેમ નથી. હાસ્યરસ પેદા થતાં મનુષ્યનું મુખ ધોળાશ પડતું થઈ જાય છે, ક્રોધ ચડતાં મુખમંડલ અને આંખો લાલ રંગ પકડે છે. શાંત રસ જામતાં મુખ ચંદ્રની જેમ શીતળ જણાય છે. વળી ચિત્રકારો રંગ દ્વારા જ મનુષ્યના આવેગોને પ્રગટ કરે છે. આવેગોનો કોઈ જાતનો રંગ ન હોય તો રંગ દ્વારા તે પ્રગટ કરવાનું બની શકે નહિ. તો પણ કયા રંગ દ્વારા કયો આવેગ સુંદર રીતે પ્રગટ કરી શકાય તે વિચારવાનું કામ અનુભવીઓનું છે. આ શ્રેણીના ગ્રંથમા તે બાબતની ચર્ચા કરવી એ બીનજરૂરી છે.

નાદ અથવા શબ્દ સૌંદર્યનું બીજું અંગ છે. શબ્દમા માધુર્ય હોય છે, સૌંદર્ય હોય છે, એ દરેક માણસ સ્વીકારે છે. હિંદના

---

१. ભક્તિરસામૃતસિંધુ કહે છે કે—

श्वेतश्चित्रोऽरुणः शोणः श्यामः पाण्डुरपिंगलौ।
गौरो धूम्रस्तथा रक्तः कालो नीलः क्रमादमी॥

—દક્ષિણ વિભાગ, ૫ મી લહરી.

શાંત રસનો શ્વેત, હાસ્ય રસનો ચિત્રવિચિત્ર, સખ્ય રસનો અરુણ, વત્સલ રસનો લાલ, મધુર રસનો શ્યામ, હાસ્ય રસનો ફિક્કો, અદ્દ્ભુત રસનો પિંગળો, વીર રસનો ગૌર, કરુણ રસનો ધુમાડા જેવો, રૌદ્ર રસનો લાલ, ભયાનક રસનો કાળો અને બીભત્સ રસનો નીલ રંગ હોય છે.

१ शब्दो ध्वनिश्च वर्णश्च मृदंगादिभवध्वनिः
कंठसंयोगजन्मानो वर्णास्तेकाद्यो मताः॥

भाषा परिच्छेद।

પંડિતોના મત પ્રમાણે શબ્દના બે પ્રકારભેદ છેઃ ધ્વનિ અને વર્ણ-મૃદંગ વગેરેથી ઉત્પન્ન થતા શબ્દને ધ્વનિ અને કંઠમાંથી ઉત્પન્ન થતા શબ્દને વર્ણ કહે છે.[૧] ધ્વન્યાત્મક અને વર્ણાત્મક, બંને શ્રેણીના શબ્દ મધુર અને પ્રાણસ્પર્શી હોય છે. તબલાં, હાર્મોનિઅમ વીણા, વાંસળી, સિતાર, પખાજ વગેરે બધાં વાદ્યયંત્રોના શબ્દ કાનને મધુર લાગે છે; બાળકના કાલા બોલ મીઠા લાગે છે; યુવતીનો કંઠસ્વર મનને મુગ્ધ કરી નાખનારો હોય છે; કોયલ, મોર, કાકા-કૌઆ વગેરે પક્ષીઓના સ્વરથી પ્રાણમાં અભૂતપૂર્વ આનંદનો સંચાર થાય છે.

કેવળ એટલું જ નહિ. પંડિતો કહે છે, કે પ્રત્યેક મનોભાવ પ્રગટ કરવાનો સુર હોય છે. શોક, ક્રોધ, પ્રેમ, સ્નેહ, ઉત્સાહ, ભય, ઉલ્લાસ વગેરે બધા ચિત્તવિકારના સુર છે. અલંકારશાસ્ત્રીઓએ કહેલા નવે રસના પણ સુર છે. કંઠ વડે તે સુરનો ઉચ્ચાર થતાં રસનો સંચાર થાય છે. એ સુરમાંનો કોઈ સુર કરુણ રસને, કોઈ રૌદ્ર રસને, કોઈ વીર રસને, અને કોઈ શૃંગાર રસને પ્રગટ કરે છે.

આ પરથી જણાશે કે શબ્દમાં માધુર્ય છે, રસ પ્રગટ કરવાની શકિત છે, તેનો અસ્વીકાર કોઈ રીતે થઈ શકે તેમ નથી. આપણે જોયું કે કંઠસંયોગથી ઉત્પન્ન થતા શબ્દનું નામ વર્ણ છે. પ્રયોગ થઈ શકે તેવા એકાર્થબોધક વર્ણને પદ કહે છે.[૧] યોગ્યતા, આકાંક્ષા તથા આસકિતયુક્ત પદસમૂહને વાક્ય કહે છે. વાક્ય, યોગ્યતા, આકાંક્ષા અને આસક્તિ બતાવનારૂં છે માટે તેમાં માધુર્ય છે એમ કહેવામાં કશો વાંધો નથી. વાક્યમાં માધુર્ય છે માટે જ બાળકની કાલી બોલી મીઠી લાગે છે, સુંદર સ્ત્રીનો કંઠસ્વર મિષ્ટ લાગે છે અને વક્તાના કંઠધ્વનિથી ચિત્ત ઉશ્કેરાઈ જાય છે.

---

१ वर्णाः पदं प्रयोगार्हानन्वितैकार्थबोधकाः। साहित्यदर्पण।
वाक्यं स्यात् योग्यताकांक्षासक्तियुक्तः पदोच्चयः।
साहित्यदर्पण।

એ સિવાય પત્થર, માટી વગેરે સૌંદર્યનાં બીજાં ઉપકરણોમાં પણ રસ પેદા કરવાની શક્તિ છે. પ્રાકૃત ઉપકરણોમાં સૌંદર્ય ન હોત, તો પછી તેની મદદ વડે કદી રસ પ્રગટ થઈ શકત નહિ.

ઉપરના કથન પરથી સમજાય છે કે સૌંદર્યનાં પ્રાકૃત ઉપકરણોમાં સૌંદર્યપ્રદાનની શક્તિ છે. કોઈ કોઈ પંડિત સ્વર, વર્ણ વગેરે પ્રાકૃત ઉપકરણોનું સૌંદર્ય એ મનનું કાર્ય છે એમ સિદ્ધ કરવાને મથે છે. પણ તેઓના મતમાં કંઈ વિશેષતા હોય એવું જણાતું નથી.

હવે સૌંદર્યના બંધારણ વિષે થોડી ચર્ચા કરીએ. સૌંદર્યના બંધારણને લીધે ઘણાખરા મતભેદો પેદા થયા છે. મુખ્ય પ્રશ્ન એ છે કે સુંદર વસ્તુનું બંધારણ એ વાસ્તવિક રીતે શું છે? એ આપણા મનનું કાર્ય છે કે મનથી પર કોઈ બીજી વસ્તુનું કાર્ય છે? કોઈ કોઈ પંડિત વસ્તુનું બંધારણ એ મનની અવસ્થાને લીધે છે એમ કહેવાનો પ્રયાસ કરે છે. કોઈ કોઈ વળી એ બંધારણ મનથી પર કોઇ એક ચેતન શક્તિનું કાર્ય છે એમ કહે છે. વળી કોઈ તેમાં જડ શક્તિનું કાર્ય નિહાળી રહ્યા છે. જર્મન તત્વજ્ઞાનીઓ એ બંધારણના મૂળમાં પ્રજ્ઞાનું સીમાબદ્ધ પ્રકટીકરણ જુએ છે. હિંદી પંડિતો સુંદર વસ્તુના બંધારણના પાયામાં રસનો પ્રભાવ જોઈ શકયા છે. પણ અમને લાગે છે કે સૌંદર્ય વિષેના આ બધા મતોમાં થોડાઘણા પ્રમાણમાં સત્ય આવી રહેલું છે. જેઓ સૌંદર્યને માનસિક સ્થિતિ કહે છે તેઓના અભિપ્રાયમાં એ સત્ય છે કે સૌંદર્યબોધ અમુક પ્રમાણમાં માનસિક સ્થિતિ ઉપર આધાર રાખે છે. શરીર અને મન સારું ન હોય તો સુંદર વસ્તુ પણ સારી લાગતી નથી. અને શરીર તથા મન સારાં હોય તો જગતની બધી ચીજો સુંદર જણાય છે. અનુભવવાની શક્તિ ઉપર સૌંદર્ય અમુક પ્રમાણમાં આધાર રાખે છે તેથી કરીને કંઈ તેનું કોઈ તરેહનું બાહ્ય, મનથી જુદું અસ્તિત્વ નથી, 'મનુષ્યનું મન સૌંદર્ય સરજે છે, કુરુપને સુંદરતાની મૂર્તિ બનાવે છે,' એ વાત ખરી લાગતી નથી.[1] ઘણાખરા પ્રવીણ

૧. 'કેટલાક માણસો જેમની લાગણીઓ મંદ હોય છે, કલ્પના

તત્ત્વજ્ઞાનીઓએ સૌંદર્યનું મનથી જુદું બાહ્ય અસ્તિત્વ સ્વીકાર્યું છે. જેઓ સૌંદર્યને માનસિક સ્થિતિ માને છે તેઓ સૌંદર્યની એક જ બાજુ જુએ છે.

જેઓ સૌંદર્યને ચેતનશક્તિનું કાર્ય માને છે તેઓ સૌંદર્યની રસબાજુ તરફ તદ્દન ધ્યાન આપતા નથી. સૌંદર્ય શક્તિનું કાર્ય છે એમાં કંઈ શક નથી; પરંતુ એ શક્તિની મૂળ પ્રકૃતિ કેવી છે તે તેઓએ નક્કી કર્યું નથી. જેઓ સૌંદર્યને જડ શક્તિનું પ્રકટીકરણ માને છે તેઓ શક્તિની મૂળ પ્રકૃતિ સમજવાનો પ્રયત્ન કરતા નથી. પ્રવીણ વિજ્ઞાનશાસ્ત્રીઓ વર્તમાન કાળમાં જડના મૂળમાં જ્ઞાન અને રસ જોઈ શક્યા છે. જેઓ સૌંદર્યને પ્રજ્ઞાનું સીમાબદ્ધ પ્રકટીકરણ કહેવા માગે છે તેઓએ સૌંદર્યના બાહ્ય બંધારણ તરફ વધારે લક્ષ આપ્યું છે, ત્યારે રસ તરફ જરા પણ લક્ષ આપ્યું નથી. વાસ્તવિક રીતે જોતાં રસ એ જ સૌંદર્યનું જીવન છે, રસ એ જ સૌંદર્યનો આત્મા છે. કોઈ વસ્તુને સુંદર માનતાં તેના રસ તરફ, તેના આનંદ તરફ, મન સ્વાભાવિક રીતે દોડે છે. સૌંદર્યમાં મહેનત નથી, જ્ઞાનની નીરસતા નથી, નીતિની બાધ્યબાધકતા નથી. એ ભાવરસનું રાજ્ય

---

શિથિલ હોય છે અને જેમને અવલોકન કરવાની ટેવ હોતી નથી, તેઓ મહા પ્રયાસે કોઈ વસ્તુમાં સૌંદર્ય જોઈ શકે છે. ત્યારે કેટલાક એવા હોય છે કે જે પ્રેમ અને લાગણીઓથી ભરપૂર હોવાથી દરેક વસ્તુમાં સૌંદર્ય જ જુએ છે."

જુની એન્સાઈક્લોપિડિઆમાં જેફ્રે પ્રણીત સૌંદર્ય પરનો નિબંધ.

"જ્યાં સુખ અને આનંદ મળે ત્યાં સૌંદર્ય છે. સાધારણ રીતે જેઓની દુઃખ અનુભવવાની શક્તિ પ્રબળ હોય છે, તેઓ વધારે સુંદર ચીજો જોઈ શકે છે. આ હિસાબે જોતાં મનુષ્યનું મન સૌંદર્ય સરજે છે, કુરૂપને સુંદરતાની મૂર્તિ બનાવે છે. સૌંદર્ય કોઈ વસ્તુનો પ્રાકૃતિક ધર્મ નથી."

[1] શ્રીયુત રામેન્દ્રસુંદર ત્રિવેદી પ્રણીત "જિજ્ઞાસા" નામનું પુસ્તક જુઓ.

છે, ત્યાં કેવળ રસ છે, વિમલ આનંદ છે. એ ખાતર જ કદાપિ શિલર વગેરે પંડિતો સૌંદર્યની રમત સાથે તુલના કરતા હશે.

સુંદર વસ્તુમાં અંગસમૂહનો યથોચિત સન્નિવેશ દેખાય છે ખરો, પરંતુ તેની રસપ્રદાન શક્તિ વાસ્તવિક રીતે સૌંદર્યનું માપ દર્શાવનારી છે. જે રસ ઉત્પન્ન કરે નહિ, આનંદ આપે નહિ, એવા અંગસમૂહના સન્નિવેશને કદી યથોચિત કહી શકાય નહિ. તેથી જ જે વસ્તુ અંગસમૂહની યોગ્ય ગોઠવણી દ્વારા જે પ્રમાણમાં રસ જાગૃત કરે, તે વસ્તુ તે પ્રમાણમાં સુંદર ગણાય. આપણે અગાઉ જોયું કે સુંદર વસ્તુની સામગ્રીમાં રસ છે, રસપ્રદાન શક્તિ છે. પ્રાકૃત સામગ્રીમાં રસ છે તેથી તેનો ઉચિત સન્નિવેશ આપણા અંતરમાં આટલો બધો રસ પેદા કરે છે.

અમે અગાઉ જણાવ્યું છે કે ડૉક્ટર સલિ સૌંદર્યના ત્રણ પ્રકાર ગણાવે છે,—ઇંદ્રિયગમ્ય સૌંદર્ય ( sensuous beauty ), આકૃતિનું સૌંદર્ય ( beauty of form ), અને ઉદ્દીપનનું સૌંદર્ય ( beauty of expression ). ડૉક્ટર સલિ સૌંદર્યના આવા ત્રણ પ્રકાર પાડે છે. છતાં આપણે જગતમાં સાધારણ રીતે આ ત્રણે પ્રકારનાં સૌંદર્યને સેળભેળ સ્થિતિમાં જોઈ શકીએ છીએ. વર્ણ, સ્વર વગેરેને કોઈને કોઈ પ્રકારની આકૃતિ છે અને એ પ્રત્યેક આકૃતિનું કોઈને કોઈ ઇંદ્રિયગમ્ય ઉપકરણ છે. પ્રત્યેક ઇંદ્રિયગમ્ય ઉપકરણ અથવા આકૃતિ કોઈ પણ પ્રકારનો ભાવ અથવા અર્થ સમજાવે છે. માટે કાર્યક્ષેત્રને વિષે આ ત્રણ શ્રેણીનું સૌંદર્ય જુદી જુદી સ્થિતિમાં મળી શકતું નથી. એ ખાતર જ ઘણું કરીને અધિકાંશ મનોવિજ્ઞાન-શાસ્ત્રીઓ સૌંદર્ય માત્રને ઉપલાં ત્રણ ઉપાદાનોનું બનેલું માને છે. મનોવિજ્ઞાનશાસ્ત્રીઓના મત પ્રમાણે સૌંદર્ય માત્ર ઇંદ્રિયગમ્ય ઉપકરણ ( sensuous element ), ગઠન સંબંધીના ઉપકરણ ( formal element ) અને ઉદ્દીપન સંબંધીના ઉપકરણોથી ( associative element) રચાયં છે. (૧) વર્ણ, સ્વર, કોમળતા, પત્થર,

છન્દમય પદ ઇત્યાદિ સૌંદર્યના ઇંદ્રિયગમ્ય ઉપકરણો છે. (૨) વસ્તુનું સૌંદર્ય યથોચિત ગઠન ઉપર આધાર રાખે છે એ દરેક વિદ્વાન સ્વીકારે છે. અમે અગાઉ બતાવ્યું છે કે સુંદર વસ્તુના બંધારણને લીધે જ સૌંદર્ય વિષયક ઘણાખરા મતભેદો પેદા થયા છે. આ બાબતની ફરીથી ચર્ચા કરવાની જરૂર નથી. (૩) વિચાર અને આવેગના ઉદ્દીપન ઉપર વસ્તુનું સૌંદર્ય અમુક પ્રમાણમાં આધાર રાખે છે એ નાકબુલ કરાય તેમ નથી. બુદ્ધગયાનું મંદિર, પુરીમાં જગન્નાથ દેવનું મંદિર, બદરીનારાયણ, કુરુક્ષેત્ર વગેરે તીર્થસ્થાનનું સૌંદર્ય પુષ્કળ પ્રમાણમાં ભાવઉદ્દીપનની શક્તિ ઉપર આધાર રાખે છે.[1]

મનોવિજ્ઞાન પ્રાકૃત સૌંદર્યનાં જે ઉપાદાનો વિષે જણાવે છે તે શિરોધાર્ય છે. એ ઉપકરણોના પ્રથક્કરણ દ્વારા અમે બતાવવાનો પ્રયત્ન કરશું કે સૌંદર્ય મૂળ શો પદાર્થ છે. ડૉક્ટર સલિ કહે છે કે એ બધાં ઉપાદાનોને કોઈ એક વ્યાપક મૂળતત્ત્વમાં સમાવી શકીએ તેમ નથી. પણ હવે પછીની ચર્ચા પરથી જણાશે કે ડૉક્ટર સલિ જેને અસંભવિત માને છે તે ખરી રીતે જોતાં અસંભવિત નથી.

પ્રથમ સૌંદર્યનાં પ્રાકૃત ઉપકરણોની ચર્ચા કરીએ. રંગ એ પ્રાકૃત સૌંદર્યનું એક મુખ્ય ઉપકરણ છે એ લગભગ નિર્વિવાદ છે. પરંતુ એ રંગ વાસ્તવિક રીતે શો પદાર્થ છે? વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે સૂર્યનો શ્વેત પ્રકાશ કંઈ એક રંગનો બનેલો નથી. લાલથી માંડીને રીંગણીઆ સુધીના અનેક મૂળ કિરણો મળી એક શ્વેત કિરણ ઉત્પન્ન થાય છે. ત્રિકોણિઆ કાચ ઉપર સૂર્યનું શ્વેત કિરણ પડવા દેતાં એ કિરણનાં મૂળ કિરણો વેરણછેરણ થઈ જાય છે. જે ચીજ લાલ છે, તેનો ખાસ ગુણ એ છે કે તે શ્વેત સૂર્યકિરણનું

૧. "કોઈ નોમંન કિલ્લાના ખંડેરના સૌંદર્યનું નિરીક્ષણ કરતાં આપણું ધ્યાન તે ખંડેરના રહસ્ય તરફ, તેના ભૂતકાળના ગારવ અને નિર્દય જપાટાથી કરાળ કાળે તેના કરેલા નાશ તરફ ખેંચાય છે."

—ડૉ. સલિ

પૃથક્કરણ કરી તેમાંના કેવળ લાલ કિરણને પ્રતિફલિત કરે છે અને બાકીનાં કિરણોને અદૃશ્ય કરે છે. માટે પ્રતિફલિત લાલ કિરણને લીધે આપણે તે વસ્તુ લાલ જોઇએ છીએ. જે વસ્તુ નીલ છે, તે વસ્તુનું એવું બંધારણ છે કે તે કેવળ નીલ કિરણને પ્રતિફલિત કરી બીજાં કિરણોને નષ્ટ કરે છે, તેથી તે નીલ જણાય છે. અમે અમારા મતના સમર્થનમાં ગેનો પ્રણીત પ્રકૃતિવિજ્ઞાનમાંથી થોડો ઉતારો આપીશું:—

"ન્યુટન એ સિદ્ધાંત પર આવ્યો છે કે વસ્તુને સ્વાભાવિક રંગ નથી, અર્થાત્ તેને પોતાનો રંગ નથી; તેનામાં શ્વેત કિરણનુ પૃથક્કરણ કરવાની અને વેરણછેરણ થએલાં પ્રકાશનાં કિરણોનું અસમાન રીતે પરાવર્તન કરવાની શક્તિ છે. સિંદુરનો પોતાનો રંગ કંઈ લાલ નથી, પરંતુ તેનામાં લાલ રંગ પરાવર્તન કરવાની અને બીજા રંગોને અદૃશ્ય કરવાની શક્તિ છે. ઝાડનાં પાંદડાંનો રંગ કંઈ ખરી રીતે લીલો નથી, પરંતુ તેનામાં બીજા રંગો કરતાં લીલો રંગ વધારે પ્રમાણમાં પાછો ફેંકવાની શક્તિ છે. ટુંકામાં કહીએ તો વસ્તુ પ્રકાશના જે કિરણનું પરાવર્તન કરે તે જ તેનો રંગ બને છે."

જરા શાંતિથી વિચાર કરીશું તો આ વૈજ્ઞાનિક મતની સત્યતા બરાબર સમજાશે. ગાઢ અંધકારમય રાતને વિષે કોઈપણ વસ્તુનો રંગ દેખાતો નથી. જેઓ રેલગાડીમાં બેસી કોરી કાઢેલા પર્વતમાંના માર્ગમાંથી પસાર થયા છે તેઓ સ્પષ્ટ રીતે અનુભવી શક્યા હશે કે અંધકારમાં કોઈપણ વસ્તુનો રંગ રહેતો નથી. એક વખતે હું (મૂળ ગ્રંથકાર) ગિરિડિમાં કોયલાની ખાણનું કામ જોવા ખાણમાં ઉતર્યો હતો. ઉતરતી વેળા સ્પષ્ટ સમજી શક્યો હતો કે ઊંડા અંધકારમાં કોઈ પણ વસ્તુ રંગીન જણાતી નથી.

અહીં એવો પ્રશ્ન ઉભો થઈ શકે ખરો કે સૂર્યનો પ્રકાશ એ જ જો બધા રંગનો પિતા હોય તો જે સ્થળે પ્રકાશ પ્રવેશ કરતો નથી તે સ્થળે રંગની ઉત્પત્તિ કેવી રીતે સંભવે? ઊંડા પાણી-

માંનાં માછલાં, પ્રાણીઓના શરીરમાંનું લોહી, પૃથ્વીના પેટામાં આવી રહેલા ખનિજ, પત્થર, તથા મગચણાની દાળ નાના પ્રકારના રંગયુક્ત કેમ છે? આ પ્રશ્નના જવાબમાં અમારે એટલું જ કહેવાનું છે કે ઉપલા પદાર્થો સૂર્યના પ્રકાશમાં આવે છે ત્યારે જ રંગીન દેખાય છે. ઊંડા અંધારામાં તો તેને કશો રંગ હોતો નથી. માટે પ્રકાશને પ્રતિફલિત કરવાની શક્તિ ઉપર વસ્તુના રંગનો આધાર છે, એ વાત ખોટી ઠરતી નથી. વિજ્ઞાન કેવળ એટલું જ કહે છે કે પ્રત્યેક વસ્તુ એવી રીતે રચાઇ છે કે તે કોઈ એક અથવા એકથી વધારે રંગ પ્રતિફલિત કરી બીજા રંગને અદૃશ્ય કરી શકે છે. સૂર્યના પ્રકાશ વિનાના સ્થળને વિષે આવું રચનાવૈચિત્ર્ય અસંભવિત છે, એમ તે કહેતું નથી. માટે પ્રકાશ જ રંગનો પિતા છે, એ વૈજ્ઞાનિક સિદ્ધાંત સત્ય છે એમ લાગે છે.

હવે જોઇએ કે પ્રકાશ એ શો પદાર્થ છે. વિજ્ઞાન કહે છે કે આકાશમાં ઘણા માઇલની લંબાઇથી માંડીને એક ઇંચના લક્ષાંશ કરતાં સૂક્ષ્મ અસંખ્ય ઇથરનાં મોજાં સતત વહ્યા કરે છે. પ્રકાશનાં મોજાં ઝડપી ચાલનાં ઇથરનાં મોજામાંથી ઉત્પન્ન થાય છે. દર સેકંડે ચારસો લાખ કરોડ વખત (four hundred billions) ઇથરની કંપારી થાય ત્યારે આપણને જણાતા લાલ રંગનું જ્ઞાન થાય છે. ત્યાર બાદ કંપારીની સંખ્યા ક્રમસર વધતી જાય તેમ પીળો, લીલો, નીલો ઇત્યાદિ પ્રકાશનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. પરંતુ કંપારીનું પ્રમાણ ક્રમે ક્રમે ઉપલી સંખ્યાથી બમણું થાય ત્યારે માનવની દર્શનેન્દ્રિય અંધ બની જાય છે, તેની પ્રકાશ ઓળખવાની શક્તિ લુપ્ત થઈ જાય છે.

અહીં એ પ્રશ્ન થાય કે ઇથર કેવો પદાર્થ છે અને તેમાં કંપારી શી રીતે ઉત્પન્ન થતી હશે? વિજ્ઞાનશાસ્ત્રીઓ આ પ્રશ્નનો જવાબ બરાબર રીતે આપી શકતા નથી. ઇથર વિષે વિજ્ઞાનશાસ્ત્રીઓ હાલમાં ફક્ત એટલું જ જાણે છે કે એ નિરંતર એક સરખો રહેતો

અતીન્દ્રિય પદાર્થ છે. એ અણુના અવકાશમા રહી પરસ્પરનો સંબંધ જાળવે છે અને વાયુમંડલ તથા / મહાશૂન્યમા સર્વત્ર વ્યાપી રહી આકર્ષણના ગુણને વિકસાવે છે. ગરમી, પ્રકાશ, વિદ્યુત્ અને ચુંબ-કાકર્ષણ ઇથરની કંપારીમાથી ઉત્પન્ન થાય છે. લાલ પ્રકાશને પેદા કરનારી ઇથરની કંપારી કરતા જરા ધીરી કંપારી વડે ગરમી ઉત્પન્ન થાય છે અને ઇથરની ધીમી અને ઇંદ્રિયગ્રાહ્ય કંપારી વડે વિદ્યુત્ ઉત્પન્ન થાય છે. પરંતુ એ કંપારી કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે બાબતમા વિજ્ઞાનશાસ્ત્રીઓ યોગ્ય જવાબ આપી શકતા નથી. ઇથ-રની કંપારી કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જણાય કે ન જણાય તો પણ સાધારણ રીતે એટલુ તો સમજી શકાય છે કે પ્રકાશ કોઈ અતીન્દ્રિય શક્તિનુ કાર્ય છે.

શબ્દ, વાકય વગેરે પ્રાકૃત સૌદર્યના બીજા ઉપકરણો છે. વાયુની કંપારી વડે શબ્દની ઉત્પત્તિ થાય છે. દર સેકંડે ત્રીશ વખત કરતા ઓછી કંપારી વડે જે શબ્દ ઉત્પન્ન થાય છે તે આપણે સાભળી શકતા નથી. વળી સેકન્ડે ૩૪,૮૧૧ થી વધારે કંપારીવાળો ઉચ્ચ શબ્દ પણ આપણે સાભળી શકતા નથી. અભિઘાત એ શકિતનુ કાર્ય છે. માટે શબ્દનું મૂળ શક્તિ છે એ સ્પષ્ટ થાય છે. માટી, પત્થર વગેરે બીજાં પ્રાકૃત ઉપકરણો પણ શક્તિનું કાર્ય છે એ હવે પછીની ચર્ચા પરથી સમજાશે.

હવે પ્રાકૃત સૌદર્યના બંધારણની ચર્ચા કરીએ. વિજ્ઞાન કહે છે કે પૃથ્વીના બધા પદાર્થોનુ બધારણ સબંધાકર્ષણ અને ગરમી ઉપર આધાર રાખે છે. જડ પદાર્થ ત્રણ અવસ્થામા નજરે પડે છે. ઘન, પ્રવાહી અને વાયુ રૂપી (gaseous). જો કેવળ સબંધાકર્ષણ જ હોત તો પદાર્થના અણુ એવી રીતે જોડાઈ જાત કે તેને છુટા પાડી શકાત નહિ. પરંતુ પૃથ્વી પર કેવળ સંબંધાકર્ષણ જ નથી. ગરમી સંબંધાકર્ષણના પ્રતિસ્પર્દ્ધિ રૂપે કાર્ય કરે છે. તપાસ કરતા જણાયુ છે કે જ્યારે કોઈ વસ્તુને ગરમ કરવામા આવે છે, ત્યારે તેનુ કદ વધે

છે, કારણ કે તેના પરમાણુ શિથિલ પડી જાય છે. પરંતુ જ્યારે તેને ઠંડી કરવામાં આવે ત્યારે તેનું કદ ઘટે છે, કારણ કે પરમાણુ એક બીજાની પાસે આવી જાય છે. વસ્તુની ખાસ આકૃતિ, ઘન, પ્રવાહી ને વાયુરૂપી–એ સંબંધાકર્ષણ અને ગરમી એ બે પ્રતિસ્પર્દ્ધિ શક્તિનું કાર્ય છે.[1]

આ પરથી જણાશે કે બધું પ્રાકૃત બંધારણ શક્તિ વડે જ બંધાયું છે. પ્રાકૃત જગત વિષે શાંતિપૂર્વક ચર્ચા કરશું તો જણાશે કે બધા પ્રાકૃત બંધારણનો પાયો શક્તિ જ છે. આ શક્તિ કંઈ અંધ નથી, પણ ચિન્મય છે. પ્રાકૃત સૌંદર્યની બધી સામગ્રી પણ પ્રાકૃત છે. પ્રાકૃત સૌંદર્યનું બંધારણ આવાં પ્રાકૃત ઉપકરણોના યથોચિત સન્નિવેશ સિવાય બીજું કંઈ નથી. અમે નવીન વિજ્ઞાનના પ્રકાશથી પ્રકૃતિનું પૃથક્કરણ કહી બ્રહ્માંડમાંનું બધું સૌંદર્ય એક સચ્ચિદાનંદમય પુરુષનું પ્રકટીકરણ માત્ર છે એ સિદ્ધાંત સાબીત કરવાનો પ્રયત્ન કરશું. સૌંદર્યની સામગ્રી તે જ છે, સૌંદર્યનું બંધારણ પણ તે જ છે. તેના પ્રકટીકરણથી જ જગત સુંદર છે, મધુમય છે.

રસાયનશાસ્ત્ર સિત્તેરથી એંશી મૂળ પદાર્થો વિષે કહેતું ફરે છે. તે કહે છે કે પ્રત્યેક જાતના મૂળ પદાર્થમાં સ્વતંત્ર અણુપરમાણુ વિદ્યમાન છે, એ બધા અણુપરમાણુમાં કેટલાક સ્વાભાવિક ગુણો આવી રહેલા છે, અને એ સ્વાભાવિક ગુણો કોઈ પણ સ્થિતિમાં ફેરવાતા નથી. વિજ્ઞાનનું આ સત્ય હાલમાં પાયા વગરનું થઈ પડવાની તૈયારી થઈ રહી છે. અમે દૃષ્ટાંત દ્વારા આ બાબત સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીશું,

પ્રોફેસર ડિવૉરે (Dewar) બતાવ્યું છે કે વાયુરૂપી પદાર્થ

---

૧ The particular form which matter assumes-whether Solid, liquid, or gaseous—depends on the extent to which it is influenced by these antagonistic forces"

Ganot's Natural Philosophy.

-ઓક્સિજનને અતિશય ઠંડો પાડતાં પ્રથમ તે પ્રવાહી બને છે, અને પછી ઘન રૂપ ગ્રહણ કરે છે. ત્યાર બાદ તેના બધા સ્વાભાવિક ગુણો નષ્ટ થાય છે. એટલું જ નહિ પણ તેનામાં મૂળ પદાર્થ સાથે ભળવાની શક્તિ પણ લુપ્ત થઈ જાય છે. પરીક્ષા કરતાં જણાયું છે કે ફ્લુરિન (fluarine) વગેરે બીજા વાયુરૂપી પદાર્થ અતિશય ઠંડા પાડતાં તેના સ્વાભાવિક ગુણોમાં ફેરફાર થાય છે. કેવળ અતિશય ઠંડીને લીધે જ વસ્તુ માત્રના સ્વાભાવિક ગુણોમાં ફેરફાર થાય છે એમ માનવાનું નથી. અતિશય ગરમીથી પણ વસ્તુમાત્રના સ્વાભાવિક ગુણોમાં ફેરફાર થાય છે. સર નોર્મન લોકિયર (Sir Norman Lockyer) દર્શાવે છે કે ઉત્તરોત્તર ગરમીની વૃદ્ધિ સાથે સાથે મૌલિક પદાર્થનો સમૂહ સૂક્ષ્મથી સૂક્ષ્મતર અંશમાં વિભક્ત થઈ અતિ પરમાણુનો (Ion) આકાર ધારણ કરે છે. જુદી જુદી ગરમીથી તપી રહેલાં નક્ષત્રોના પ્રકાશની પરીક્ષા પરથી જણાયું છે કે અતિશય ગરમીથી તપતાં નક્ષત્રરાજ્યને વિષે મૌલિક પદાર્થોની સંખ્ય અતિ થોડી છે. જેમ જેમ આપણે મુકાબલે ઠંડાંથી માંડીને અતિશય ઠંડાં નક્ષત્રોનો પ્રકાશ તપાસીએ છીએ, તેમ તેમ તેઓમાં રસાયનશાસ્ત્રે કહેલા મૌલિક પદાર્થોની સંખ્યા ક્રમે ક્રમે વધારે દેખાતી જાય છે. જે મૌલિક પદાર્થોના પરમાણુનું ગુરુત્વ અતિશય ઓછું છે તે મૌલિક પદાર્થો જ અતિશય ગરમ નક્ષત્રના પ્રકાશમાં નજરે પડે છે. અને જેનાં પરમાણુનું ગુરુત્વ મુકાબલે વધુ છે, તેના પરમાણુના ગુરુત્વના પરિમાણ મુજબ તે પદાર્થો ઠંડાંથી માંડીને અતિશય ઠંડાં નક્ષત્રોના પ્રકાશમાં નજરે પડે છે. જુદી જુદી ગરમીથી તપતી એક જ ચીજનો ત્રિકોણાકાર કાચ દ્વારા પૃથક્કરણ કરેલો પ્રકાશ તપાસી તેણે એવો જ સિદ્ધાંત તારવી કાઢ્યો છે. આ પરથી તે ધારે છે કે ગરમીના ઓછાપણા સાથે સાથે નાનામાં નાનાં પરમાણુથી માંડીને મોટામાં મોટાં પરમાણુનું સૃજન થાય છે. આપણે કોઈ કોઈ પદાર્થને પારદર્શક (transparent) અને કોઈ

કોઈ પદાર્થને અપારદર્શક (opaque) કહીએ છીએ. જે પદાર્થોને ભેદી પ્રકાશ જઈ શકે તેને પારદર્શક કહીએ છીએ, જેમકે કાચ, પાણી વગેરે અને જે પદાર્થોને ભેદી પ્રકાશ ન જઈ શકે તેને અપારદર્શક કહીએ છીએ. સાધારણ લોકોની એવી ધારણા છે કે પારદર્શકતા અને અપારદર્શકતા એ પદાર્થનો સ્વાભાવિક ગુણ છે. પરંતુ નવીન વિજ્ઞાન જુદી જ વાત જણાવે છે. લગભગ વાયુ વગરની કાચની નળીના બંને છેડા પર બેટરિના તાર લગાડી વિદ્યુત-પ્રવાહ શરૂ કરતાં એ નળીની અંદર એક જાતનો મનોહર પ્રકાશ પ્રગટ થાય છે અને એ નળીના ઋણાત્મક છેડામાંથા અતિ પરમાણુનો (Corpuscles) પ્રવાહ ચાલવા માંડે છે. આ નળીને કેથોડ નળી કહેવામાં આવે છે. આ કેથોડ નળી કોઇ એક અંધારી કોટડીમાં રાખી, કાળા કાર્ડબોર્ડ દ્વારા તેને બરાબર રીતે વીંટી લઈ,- તેની આગળ એક પડદા (screen) ઉપર કોઈ દીપક પદાર્થ (fluorescent substance) રાખતાં એ પ્રકાશવા માંડે છે. કોઈ કઠણ પદાર્થ એ નળી અને પડદાની વચ્ચે ગોઠવીશું તો એ પદાર્થનો પડદા ઉપર પડછાયો પડશે. આ પ્રકારે મનુષ્યના શરીરમાંનાં હાડકાંનો પડછાયો ઈંદ્રિયગોચર થઈ શકે છે. આ પરીક્ષા પરથી ઈંદ્રિયને અગોચર અદશ્ય પ્રકાશની હયાતી સાબીત થઈ છે. આ અદશ્ય પ્રકાશ સીધી લીટીમાં અપારદર્શક પદાર્થને ભેદી જઈ શકે છે. આ પ્રકાશને વિજ્ઞાનશાસ્ત્ર રોન્જન કિરણોના (Rontgent Rays or x rays) નામથી ઓળખે છે.[૧] આ અદશ્ય કિરણો દિવાલ, મનુષ્યનો દેહ અને બીજી ઘણીખરી અપારદર્શક વસ્તુને ભેદી જઈ શકે છે. રોન્જન કિરણોની મદદથી મનુષ્યના શરીરમાંનાં હાડકાં, હૃદય વગેરે

---

૧ " અસીમ વિદ્યુત્ શક્તિના આ પ્રવાહો મારા ધારવા પ્રમાણે એક્સ કિરણો ઉત્પન્ન કરે છે, જેની ઉત્પત્તિ કોઇ ઘન પદાર્થ ઉપર એકદમ અથડાઇને કેથોડ કિરણોના અટકવાથી થાય છે.'—જે. જે. ટોમ્સન, 'પદાર્થનો અતિ પરમાણુવાદ (૧૯૦૭)"

અનાયાસે જોઈ શકાય છે. ડૉકટરોને આ કિરણોની મદદથી વાઢકાપ કરવામાં બહુ સરળતા થઈ છે. આ પરથી જણાય છે કે અપારદર્શક પદાર્થને પણ એક ખાસ પ્રકારનો પ્રકાશ ભેદી શકે છે. માટે પારદર્શક અને અપારદર્શક એ વસ્તુના સ્વાભાવિક ગુણો નથી.

પ્રાચીન કાળથી પંચભૂતવાદ ચાલ્યો આવે છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ આ પાંચ સ્થૂળ મહાભૂત છે. જડ પદાર્થ આ પાંચ પ્રકારમાં મનુષ્યોની ઈંદ્રિયોની નજરે પડે છે એમ આ પંચભૂતવાદ દર્શાવે છે. જગતના બધા સ્થૂળ પદાર્થોનો સમાવેશ એ પંચમહાભૂતમાં થઈ જાય છે. પૃથ્વી શબ્દદ્વારા દુનિયા પરના બધા ઘન પદાર્થોને–પછી ભલેને તે મૌલિક હોય કે યૌગિક હોય–ઉદ્દેશવામાં આવ્યા છે. જળ શબ્દ દ્વારા બધા પ્રવાહી પદાર્થોને લક્ષમાં રાખ્યા છે. તેજ શબ્દ દ્વારા વિદ્યુત, અગ્નિ, પ્રકાશ, ગરમી વગેરે બધા તેજમય પદાર્થોને ઉદ્દેશવામાં આવ્યા છે. વાયુ શબ્દદ્વારા વાયુમય બધા પદાર્થોને ઉદ્દેશવામાં આવ્યા છે.[૧] પૃથ્વી પર સુવર્ણ, રૂપુ, તાંબુ વગેરે ઘણી જાતના મૌલિક પદાર્થો છે, એ આર્ય ઋષિઓની જાણમાં હતું. તો પણ તેઓએ પૃથ્વીને એક ભૂત તરીકે ગણેલ છે એ પરથી જણાય છે કે તેઓ જડ પદાર્થના મૌલિકપણા કે યૌગિકપણા તરફ બિલકુલ ગયા નથી. જડ પદાર્થો જે આકારમાં આપણને દેખાય છે, તે આકારમાં જ તેઓએ તેની ગણતરી કરી છે. પ્રાચીન આર્યોએ કહેલા પંચમહાભૂતોમાં સિત્તેરથી એંશી મૂળતત્ત્વો વિદ્યમાન છે એમ રસાયનશાસ્ત્ર કહે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ એકવાક્યે કહે છે કે જડ જગતમાં એકંદર સિત્તેરથી એંશી મૂળ પદાર્થો વિદ્યમાન છે. તેજના

---

સરખાવોઃ—'મૂળ સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ કરતાં મને માલમ પડયું છે કે હિંદુ રસાયનશાસ્ત્રમાં 'ભૂત'નો અર્થ સજાતીય રજકણોથી બનેલ તત્ત્વોનો વર્ગ એવો થાય છે. એક જ 'ભૂત'માં જુદાં જુદાં તત્ત્વો આવે છે તેનું કારણ પદાર્થમાં પરમાણુઓ જુદી જુદી જગાએ અને જુદી જુદી ગોઠવણીથી રહ્યાં છે તે છે.'

—ડૉ. બી. એન. સીલનું 'હિંદુ રસાયનશાસ્ત્ર'

કરતાં આ એક જ સિદ્ધાંત પર આવી પહોંચ્યા એટલે હાલમાં તેઓની નજર આ બાબતમા ખાસ કરીને આકર્ષાઈ છે.

પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી જે. જે. ટોમ્સનને પરીક્ષા કરતાં જણાયું છે કે લગભગ વાયુશૂન્ય કાચની નળીના બંને છેડે બેટરિ વળગાડયા બાદ વિદ્યુત્પ્રવાહ શરૂ કરતા નળીની અંદર એક જાતનો સુંદર પ્રકાશ દેખાય છે, અને અતિ સૂક્ષ્મ જડ કણો ઋણાત્મક વિદ્યુતથી પરિપૂર્ણ થઇ એ નળીના ઋણાત્મક છેડા પર થઈ દોડવા માંડે છે. આ પ્રકાશને કેથોડ કિરણો અને આ નળીને કેથોડ નળી કહે છે. નળીમા કોઈ પણ વાયુરૂપી પદાર્થ રાખી વિદ્યુત્પ્રવાહ શરૂ કરવાથી એક જ જાતનાં પરમાણુ ઉત્પન્ન થાય છે.[1] નળીની બહાર ચુંબક ધરી રાખવાથી ચુંબકાકર્ષણને લીધે એ અતિ પરમાણુનો પ્રવાહ વાંકો વળી ચાલે છે એવું પણ જાણવામા આવ્યું છે.

સર નોર્મન લોકિયરે (Sir Norman Lockyer) જુદી પદ્ધતિ ગ્રહણ કરીને આવો જ સિદ્ધાત પ્રતિપાદન કર્યો છે. તે પોતાના 'ઇનોર્ગેનિક ઇવૉલ્યુશન' (નિરેન્દ્રિય ઉત્ક્રાંતિ) નામક પુસ્તકમા લખે છે કે 'કેવળ મૌલિક પદાર્થોના પરમાણુ જુદા અતિ પરમાણુના મિલનથી ઉત્પન્ન થાય છે એટલું જ નહિ પણ બનતા સુધી પ્રત્યેક રાસાયનિક શ્રેણીનો પ્રત્યેક મૌલિક પદાર્થ એક જાતના અતિ પરમાણુમાંથી ઉત્પન્ન થાય છે. પરમાણુનું બંધારણ, તેઓના મૌલિક ગુણોની જુદાઈ કરતાં અતિ પરમાણુના મિલનના પ્રકાર ઉપર વધારે પ્રમાણમાં આધાર રાખે છે.

---

૧. "કથોડ કિરણોમાં આપણને દ્રવ્ય એવી જુદી જ સ્થિતિમાં માલમ પડે છે કે તે ગમે તે વસ્તુનું હોય તો પણ હંમેશાં એક જ સ્વરૂપમાં દેખાય છે." —જે. જે. ટોમ્સન કૃત 'પરમાણુ કરતાં સૂક્ષ્મ વસ્તુઓ.'

'આ પ્રમાણે પદાર્થના વિભાગોમાં પરમાણુ એ છેવટની હદ નથી. તેનાથી આગળ જઇ આપણે અતિ પરમાણુ (Corpuscle) સુધી આવીએ છીએ અને આ અતિ પરમાણુ સર્વ પદાર્થોમાં એક જ જાતનાં માલમ પડે છે.'

—જે. જે. ટોમ્સન કૃત 'પદાર્થના અતિ પરમાણુવાદ.'

રેડિયમ (Radium), યુરેનિયમ(Uranium), પોલોનિયમ (Polonium) અને એક્ટિનિયમ (Actinium) વગેરે કેટલીક ધાતુના વિયોગ અને તેજોનિર્ગમનની ( Radio-activity ) શક્તિ શોધાયા બાદ પદાર્થતત્ત્વમા એક નવીન પ્રકાશ પડ્યો છે. તેમાંની રેડિયમ નામની ધાતુની તેજોનિર્ગમન શક્તિ વિષે ખાસ ચર્ચા થાય છે. ફ્રાસના મોશયો ક્યુરી અને મેડમ ક્યુરી આ રેડિયમ ધાતુનાં શોધક છે. આ ધાતુમાથી સતત વિયોગ સંજ્ઞક વિદ્યુત્ અણુ (L. Rays), યોગ સંજ્ઞક વિદ્યુત્ અણુ (R. Rays) અને દેહભેદી કિરણો (X-Rays) ચોતરફ ફેંકાય છે. એ સિવાય ઘણી જાતના વાયુરૂપી અને ઘન પદાર્થોનો અમૂક આ ધાતુની ક્રમિક અવનતિને લીધે સરજાય છે. એક જ પ્રકારના રેડિયમ ધાતુના પરમાણુ ભાંગી જુદા પદાર્થના પ માણુ સરજાય છે,[૧] તેથી વિદ્વાનોને કહેવાની જરૂર પડે છે કે બધા જડ પદાર્થના પરમાણુ આ સૂક્ષ્મ કણોના બનેલા છે. આ કણોનું નામ વિદ્યુતકણ અથવા ઇલેક્ટ્રોન છે. આ અતિ પરમાણુઓ એટલા નાના છે કે લગભગ સત્તરસો ઇલેક્ટ્રોન એકત્ર કરીએ તો તે એક હાઇડ્રોજનના પરમાણુ સમાન થાય છે, અને તેનો વેગ પ્રકાશના વેગનો એક તૃતીયાશ છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ પુષ્કળ તપાસ કર્યા બાદ અત્યારે એવા નિર્ણય પર આવ્યા છે કે જગત સિત્તેરથી એંશી મૂળતત્ત્વોના પરમાણુનું બનેલું નથી. બધા જડ પરમાણુ અતિ પરમાણુ કે ઇલેક્ટ્રોનની સમષ્ટિ માત્ર છે. જડ વસ્તુની સ્થિતિપ્રવણતા (Inertia), કદાચ ઇથરની ( Ether or Electro-magnetic Medium ) સ્થિતિપ્રવણતા

૧. 'અહીં પ્રયોગશાસ્રીની નજરે ખરેખર એક તત્ત્વ બીજા તત્ત્વના સ્વરૂપમાં રૂપાંતર પામઈ જણાય છે જુના વખતના કિમિયાગરો સીસાને સોનું બનાવવાનો પ્રયત્ન કરતા હતા આ પરિવર્તન તેને ટેકો આપતું નથી ?'

—સર વિલિઅમ રામ્સે

સિવાય બીજું કંઈ નથી.[૧]

વિજ્ઞાનશાસ્ત્રીઓએ સાબીત કર્યું છે કે જડનું મુખ્ય ઉપાદાન વિદ્યુત્ છે. જડ સમાન સંખ્યાના ધનાત્મક (positive) અને ઋણાત્મક વિદ્યુત્કણોની સમષ્ટિ છે.[૨]

---

૧. જુઓઃ ડૉ. ફ્લેમિંગનો 'વીજળી' પરનો લેખ. એન્સાઈક્લોપિડિયા બ્રિટાનિકા, આવૃત્તિ ૧૧ મી.

"એક રાસાયનિક પરમાણુ તે પદાર્થના સામાન્ય કેન્દ્રની આસપાસ ગોળ કક્ષામાં ગતિમાન રહેતા ધન અને ઋણ વિદ્યુત્કણોનો સમૂહ છે" —જુઓ પ્રો. સર જે. લાર્મરનું 'આકાશ અને પદાર્થ' નામક પુસ્તક (૧૯૦૦)

મેં કહ્યું છે તે પ્રમાણે આ સિદ્ધાંત ધારે છે કે પરમાણુ ધન અને ઋણ વિદ્યુત્ના બનેલા છે. આ સિદ્ધાંતનું વિશિષ્ટ લક્ષણ–જેથી તેને આવું નામ આપવામાં આવ્યું છે–એ છે કે પરમાણુમાં અને પરમાણુથી બહાર હોય ત્યારે ઋણ વિદ્યુત્ ખાસ જુદા જ સ્વરૂપમાં દેખાય છે. આપણી ધારણા એવી છે કે ઋણ વિદ્યુત્ હંમેશાં અતિ પરમાણુ નામના ઘણા સૂક્ષ્મ કણના સ્વરૂપમાં દેખાય છે ત્યારે તે હંમેશાં એક જ કદના હોય છે અને એક સરખા માપની વિદ્યુત્ વહન કરે છે.'

—જે. જે. ટૉમ્સન કૃત 'પદાર્થનો અતિ પરમાણુવાદ.'

'આ અભિપ્રાય પ્રમાણે પદાર્થનો સઘળો સમૂહ જે મૂળતત્ત્વોનો બનેલો છે તે સરખી સંખ્યાના ધન અને ઋણ વિદ્યુત્પ્રવાહ સિવાય બીજું કંઈ નથી.'

—સર ઓલિવર લૉજ

૨. 'આપણે જોયું કે અતિ પરમાણુ જેનું સ્થૂળ પરિમાણ એક પરમાણુ કરતા ઘણું ઓછું છે, તે પરમાણુનો સૂક્ષ્મ છે. તેથી અતિ પરમાણુ એ પ્રાથમિક સૃષ્ટિનું બંધારણ ઘડનાર છે એમ કહી શકાય. દરેક અતિ પરમાણુ ઋણ વિદ્યુત્નો ચોક્કસ જથ્થો ધરાવે છે. અને વીજળીના ગમે તે પ્રવાહ સાથે આપણે હંમેશાં તેથી વિરુદ્ધ પ્રકારના વિદ્યુત્પ્રવાહોને સામેલ કરીએ છીએ તેથી અતિ પરમાણુમાં રહેલ ઋણ વિદ્યુત્ તેટલા જ જથ્થાની ધનવિદ્યુત્ સાથે ભળેલી ગણવી જોઈએ.'

—જે. જે. ટૉમ્સન કૃત 'વિજળી અને પદાર્થ.'

'જેને આપણે પદાર્થનો અવિભાજ્ય પરમાણુ માનતા આવ્યા છીએ તે વિદ્યુત[illegible] વિદ્યુત [illegible] છે. સર્વ પદાર્થોના

વિજ્ઞાનશાસ્ત્રીઓના ઇથર સાથે ઇલેક્ટ્રોન અથવા પ્રોટાઈલને શો સંબંધ છે તે હજુ સુધી બરાબર રીતે નક્કી થયું નથી. ગરમી, પ્રકાશ અને વિદ્યુત્ ઇથરની કંપારી વડે ઉત્પન્ન થાય છે એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે. જડનું અંતિમ ઉપાદાન ઇલેક્ટ્રોન વિદ્યુત્‌ના ગુણયુક્ત છે. માટે તે પણ ઇથરની કંપારી વડે ઉત્પન્ન થાય છે, એવો સિદ્ધાંત અનુચિત જણાતો નથી. લોર્ડ કેલ્વિન, નિકોલા ટેસ્લા વગેરે પંડિતો જડ એ ઇથરના વમળ અથવા કંપારી સિવાય બીજું કંઈ નથી એમ કહે છે.[1] ઇથર કંપમાન થાય એટલે તે જડના રૂપમાં આપણને ઈંદ્રિયગોચર થાય છે. તેની કંપારી બંધ પડે એટલે તે સ્વાભાવિક સ્થિતિમાં આવી જઈ આપણને દેખાતું બંધ થાય છે.[2]

---

સર્વ પરમાણુઓ આ એક જ વસ્તુના બનેલા છે, તે ઘણી ચોંકાવનારી હકીકત છે.'

—સર ઓલિવર લોજ કૃત 'વિદ્યુત્કણ અથવા ઋણ વિદ્યુત્‌ના ગુણોનું લક્ષણ.

૧. 'વોન હેલમહોલ્ઝે શોધી કાઢેલાં આ પરિણામોના આધારથી લોર્ડ કેલ્વિને પદાર્થના બંધારણ વિષે એક સિદ્ધાંત બાંધ્યો છે. તે ધારે છે કે અવકાશ ઘર્ષણરહિત, દાબી ન શકાય તેવા અને એક જ જાતના ઇથર નામના પ્રવાહીથી ભરપૂર છે, અને પરમાણુઓ ઇથરમાં થતા આવર્તો છે. તેથી આપણે એમ ધારી શકીએ કે જુદાં જુદાં મૂળતત્ત્વોના પરમાણુઓ એક બીજાથી જુદા પડે છે તેનું કારણ ઓછાવત્તા સંગર્ઠનનું પ્રમાણ છે.'

—ડબલ્યુ વોટસનનું 'પદાર્થવિજ્ઞાનનું પાઠ્ય પુસ્તક.'

૨. 'લોર્ડ કેલ્વિને પ્રથમ સ્પષ્ટ રીતે બાંધેલ સિધ્ધાંત અનુસાર પદાર્થ અસ્પષ્ટ રીતે ઇથર નામ આપવામાં આવે છે એવી અગમ્ય વસ્તુનો બનેલો છે. + + આ પ્રમાણે સર્વ પદાર્થો આવર્તનશીલ ઇથરના બનેલા છે. આવર્તમાન થાય ત્યારે ઇથર જડ રૂપે આપણી નજરે પડે છે અને આવર્તન બંધ થાય એટલે તે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરે છે અને આપણને દેખાતું બંધ થાય છે.

એથી ઉલટું જે. જે. ટોમ્સન, સર ઓલિવર લોજ, રોધરફર્ડ, સડિ, પ્રૉફેસર રામ્સે વગેરે પંડિતો ઇલેક્ટ્રોનને જ વિદ્યુત, પ્રકાશ, ગરમી અને ચુમ્બકશક્તિનું આદિ કારણ માને છે. જડ ઇલેક્ટ્રોનની સમષ્ટિ હો કે પછી ઇથરમા થતા કુંડાળા અથવા તેમા થતી ધ્રુજારી હો તેની સાથે આપણે લેવાદેવા નથી. પણ એ પરથી એટલુ તો સ્પષ્ટ સમજાય છે કે જડ જગતના આદિ કારણરૂપે શક્તિ વિદ્યમાન છે. શક્તિ જ અવસ્થા વિશેષે જડ વસ્તુ રૂપે (Matter) પ્રગટ થાય છે. જ્ઞાનીની નજરે જડ વસ્તુ નામનો કોઈ પદાર્થ જ નથી. પંડિતો તો જગતમા કેવળ શક્તિ જ જોઈ શકે છે.

પ્રખ્યાત જર્મન રસાયનશાસ્ત્રી ઑાસવોલ્ડે (Ostwald) ઇ. સ ૧૯૦૪ મા ઇંગ્લાંડની રસાયન સમિતિમા (Chemical Society) ભાષણ કરતા આ વાત સ્પષ્ટ રીતે જણાવી છે. તેણે કહ્યું છે કે પદાર્થો એક શક્તિના સમન્વયમાથી પેદા થયા છે, એ શક્તિ વિશ્વવ્યાપી છે. શક્તિનું વિશ્વવ્યાપીપણું સ્વીકારતા અનેક રાસાયનિક ઘટનાઓ સ્પષ્ટ રીતે સમજાવી શકાય છે. પ્રોફેસર રામ્સે, સર ઓલિવર લોજ અને સર વિલિયમ ક્રુક્સ જરા વધારે દૂર ગયા છે. પ્રોફેસર રામ્સે ધારે છે કે રેડિયમ અને તેના સમાન ગુણવાળી ધાતુઓની ગૂઢ કાર્યાવલી જડવાદના મૂળમા કુહાડાનો ઘા કરશે.[૧]

સર ઑાલિવર લોજ કહે છે કે 'નવીન વિજ્ઞાનની ગતિ અતીન્દ્રિય જગત તરફ છે. જેમ જેમ આપણે જડ જગતનુ પૃથક્કરણ કરીએ છીએ, તેમ તેમ એક અતીન્દ્રિય રાજ્ય તરફ આગળ વધતા જઇએ છીએ.' સર વિલિયમ ક્રુક્સે થોડા વર્ષો પહેલા બ્રિસ્ટલમા બ્રિટિશ સમિતિના સભાપતિ રૂપે પૃથ્વીના માનવંતા વિજ્ઞાનશાસ્ત્રીઓ આગળ ભાષણ કરતા સ્પષ્ટ કહ્યું હતુ, કે 'જડ વસ્તુ (Matter) અને જડ શક્તિના (Energy) મૂળમા જે અતિ સૂક્ષ્મ શક્તિસમૂહ

૧. ડૉ એ માર્કિવ'સ.

આવી રહ્યો છે તેની તપાસ કરવી એજ ભવિષ્યના વિજ્ઞાનશાસ્ત્રીઓનું મુખ્ય કાર્ય બનશે.'[૧]

અહીં એ વાતનો ઉલ્લેખ કરવો જરૂરનો છે કે આ શક્તિવાદ હિંદ માટે નવો નથી. વેદાન્તદર્શનમાં પરમાણુનું ખંડન કરવામાં આવ્યું છે અને બ્રહ્મશક્તિવાદની સ્થાપના કરવામાં આવી છે. આચાર્ય શંકર વેદાન્તભાષ્યમાં શક્તિ વિષે કહે છે કે—

'प्रलीयनमानपिचेदं जगत् शक्त्यवशेषमेव प्रलीयते,
शक्तिमूलमेव च प्रभवति इतरथा आकस्मिकत्वप्रसंगात् ।'
शारीरक भाष्य, १-३-३०

જગત જ્યારે વિલીન થાય છે, ત્યારે શક્તિરૂપે જ વિલીન થઈ જાય છે. ફરીથી શક્તિમાંથી જગતની ઉત્ક્રાંતિ થાય છે એમ ન માનીએ તો જગતની આકસ્મિક ઉત્પત્તિ સ્વીકારવી પડે.

આ સૂત્રના ભાષ્યમાં શંકરાચાર્ય એમ પણ કહે છે કે,—

'न च अनेकाकाराः शक्तयः शक्याः कल्पयितुम् ।'

શક્તિના અનેક આકાર સ્વીકારી શકાય નહિ.

ઉપરની ચર્ચા પરથી સ્પષ્ટ થાય છે કે આ વિશ્વબ્રહ્માંડ એ શક્તિનું જ પરિણામ છે. હવે પ્રશ્ન એ ઉઠે છે કે આ શક્તિનું સ્વરૂપ કેવું છે? એ જડધર્મી છે કે ચેતનધર્મી છે? શક્તિની પ્રકૃતિ અને તેના કાર્ય વિશે ચર્ચા કરવાથી શક્તિ શું છે એ સમજવામાં સરળતા થશે. તેથી અમે શક્તિની પ્રકૃતિ અને તેના કાર્ય વિષે ચર્ચા કરીશું.

પદાર્થવિજ્ઞાનમાં શક્તિવાચક બે શબ્દનો વ્યવહાર થતો જણાય છે. ફોર્સ અને એનર્જિ. વિજ્ઞાનશાસ્ત્રી ગ્લેઝબ્રુક (Glaze–brook)ફોર્સની સંજ્ઞા આ પ્રમાણે આપે છે,—

---

૧ ડૉ. રિચર્ડસન કૃત 'વિ[illegible]નની વર્ત[illegible] [illegible]ચીન પ્[illegible]તિ'

જે પદાર્થની સતત ગતિ અથવા સ્થિતિની અવસ્થામા પરિવર્તન કરે છે અથવા કરવાનો પ્રયત્ન કરે છે, તેનુ નામ ફોર્સ છે'[1]

ફોર્સ વ્યવહારમા વસ્તુના ગુરુત્વ પ્રમાણે મપાય છે[2] ફોર્સના દૃષ્ટાત તરીકે વિજ્ઞાનશાસ્ત્રીઓ કેન્દ્રાભિમુખાકર્ષણ ( force of gravity ) કેન્દ્રવિમુખાકર્ષણ ( centrifugal force ) યોગાકર્ષણ ( cohesive force ) વગેરે નામ આપે છે

ડૉ. વૉટસન એનર્જીની સજ્ઞા નીચે પ્રમાણે આપે છે,—

'કાર્ય કરવાના સામર્થ્યને શક્તિની સજ્ઞા આપી શકાય, પ્રતિકૂળ શક્તિની અડચણ છતા જડની અવસ્થામા ફેરફાર કરવો તેનું નામ કામ '[3]—ડૉ. વૉટસનકૃત પદાર્થવિજ્ઞાનનું પાઠ્ય પુસ્તક

કાર્યના પરિમાણ મુજબ એનર્જિનુ પરિમાણ નક્કી કરાય છે[4]

એનર્જિના દાખલા તરીકે વિજ્ઞાનશાસ્ત્રીઓ, ગરમી, પ્રકાશ, વીજળી અને ચુમ્બકાકર્ષણ ( Magnatism ) વગેરેના નામ આપે છે

---

૧ ડૉ. વૉટસન ફોર્સની સજ્ઞા આપતા લખે છે કે "We may therefore define force as that which tends to produce a change of motion in a body on which it acts"

—A Text book of Physics

૨. ફોર્સનું સૂત્ર આ પ્રમાણે છેઃ—બળ$=\frac{\text{વસ્તુ} \times \text{અ તર}}{\text{સમય}^2}$

૩ સરખાવો સર્વ કુદરતી બનાવોમા પદાર્થના એક વિભાગમાથી બીજા વિભાગમા સતત રીતે પસાર થાય છે તેનુ નામ શક્તિ

—જે કલાર્ક મેક્ષવેલ

૪ એનર્જિનુ સૂત્ર આ પ્રમાણે છે -કાર્ય અથવા શક્તિ$=\frac{\text{વસ્તુ} \times \text{અ તર}^2}{\text{સમય}^2}$

તે બળ અને અંતરનુ પરિણામ છે માટે એનર્જિ એ ફોર્સનુ રૂપાતર માત્ર છે Vide Dr J. D Everet's Illustrations of the C G S. System of units.

અગ્નિમાં હાથ દાઝી જાય છે, ઝાડ પર વીજળી પડતાં તેનો નાશ થાય છે, આ બધા પરિવર્તનનું કારણ એનર્જિ છે એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ માને છે.

આકાશ તરફ પથરો ફેંકીએ તો તે ગુરુત્વાકર્ષણને લીધે જમીન પર પડે છે. પાકી કેરી તે જ બળને લીધે ઝાડ પરથી જમીન પર પડે છે. આ બધાં પરિવર્તનનું કારણ ફોર્સ છે એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ માને છે.

વળી મિલ, બેઇન, સ્પેન્સર, માર્ટિનો, કોમ્ટ વગેરે તત્વજ્ઞાનીઓ કેવળ ફોર્સ શબ્દનો જ વ્યવહાર કરે છે. શક્તિ વિષે લખતાં તેઓ એનર્જિ શબ્દનો બિલકુલ વ્યવહાર કરતા નથી. પરિવર્તન કરવું એ ફોર્સ અને એનર્જિ બંનેનું કાર્ય હોવાથી કદાચ તેઓએ એ બે શબ્દોમાં કંઈ તફાવત જોયો નહિ હોય. વાસ્તવિક રીતે ફોર્સ અને એનર્જિમાં કંઈ ભેદ હોઈ શકે નહિ. કાર્યક્ષેત્રને વિષે એ બંને શબ્દોમાં ભેદ જણાય છતાં એ મૂળે એક જ પદાર્થ છે.

વર્તમાન સમયમાં ઈશ્વરવાદ અને વિદ્યુત્કણવાદે પૃથ્વીમાં યુગાન્તર ઉપસ્થિત કર્યો છે. જે. જે. ટોમ્સન, સર ઓલિવર લોજ અને પ્રોફેસર ઑગસ્ટો રિગિ ( Professor Augusto Righi ) વગેરે પંડિતો ઇથરવાદની મદદથી જડની મધ્યાકર્ષણ, યોગાકર્ષણ વગેરે કાર્યાવલીની વ્યાખ્યા કરવાને પ્રયત્ન કરે છે.[1] પ્રસિદ્ધ પંડિત હુપર ( W. G. Hooper ) અને સટ્‌ક્લિફ ( Mr. Sutcliffe )

---

૧. 'તેથી એવો સિદ્ધાંત ઉપજાવી શકાય કે પદાર્થના પરમાણુ સરખી સંખ્યાના ધન અને ઋણ વિદ્યુત્કણોના ગઠન સિવાય બીજું કંઇ જ નથી. પરમાણુમાંના કેટલાક વિદ્યુત્કણો તેમાંના બીજા વિદ્યુત્કણોની આસપાસ તારકગણોની માફક પરિભ્રમણ કરે છે. આ મત પ્રમાણે અણુ અને પરમાણુની શક્તિ એ બીજું કંઇ જ નથી પણ વિદ્યુત્કણમાં રહેલું વિજળીનું આકર્ષણ છે. આ મતને આધારે ગુરુત્વાકર્ષણનું કારણ પણ સમજાય છે.'

—જુઓ પ્રો. ઓગસ્ટો રિગિકૃત 'પદાર્થવિજ્ઞાનનો આ' નિક સિધ્ધાંત.'

ગુરુત્વાકર્ષણનો પણ ઇથરની મદદ લઈ ખુલાસો કરવાનો પ્રયત્ન કરે છે.[1] યોગાકર્ષણ વગેરે શક્તિનું કાર્ય પણ વિદ્યુત્કણની મદદથી સમજાવવામાં આવે છે.[2] જે વિજ્ઞાન અત્યારસુધી ફોર્સ અને એનર્જિને બે કુદરતી શક્તિ તરીકે પિછાનતું હતું તે જ વિજ્ઞાન અત્યારે એ બંને શક્તિને એક જ પાયા પર સ્થાપવા માગે છે. અમને ખાત્રી છે કે ફોર્સ અને એનર્જિનો ભેદ હવેથી વિજ્ઞાનવિદ્યામાં જેમ બને તેમ જલદી લુપ્ત થશે. આપણે જોયું કે કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવો અથવા કરવાનો પ્રયત્ન કરવો એ ફોર્સ અને એનર્જિ બંનેનો સ્વભાવ છે. માટે અમે ફોર્સ અને એનર્જિને એક જ શક્તિ માની લઈએ છીએ. તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં શક્તિ શબ્દના પ્રતિશબ્દ તરીકે ફોર્સ શબ્દ વાપરવામાં આવ્યો છે. તેથી અમે પણ આ ગ્રંથમાં ફોર્સને બદલે શક્તિ શબ્દ વાપર્યો છે.

આપણે જોયું કે શક્તિ કોઈ પણ પ્રકારનો ફેરફાર કરે છે. અથવા કરવાનો પ્રયત્ન કરે છે. ફેરફાર એ આપણી ઇંદ્રિયો વડે દેખી શકાય તેવો પદાર્થ છે. પરંતુ જે વડે પરિવર્તન થાય છે અથવા પરિવર્તનનો પ્રયત્ન થાય છે તે આપણી અપૂર્ણ ઇંદ્રિયો જોઈ શકતી નથી. અગ્નિમાં હાથ રાખ્યો તેથી તે દાઝી ગયો. અહીં આપણે એક આગળની અને એક બીજી પાછળની ઘટના માત્ર જોઈ શક્યા. પરંતુ અગ્નિની દહનશક્તિ અથવા ગરમી આપણે જોઈ શક્યા નહિ. વીજળી ચમકી; ભયંકર કડાકો થયો અને એક ઝાડ બળીને ખાખ થઈ ગયું. અહીં પણ આપણે આગળપાછળની બે ઘટના

---

૧. જુઓ હુપર કૃત ' ઇથર અને ગુરુત્વાકર્ષણ '

૨. ' પ્રકાશ, વિદ્યુત, લોહચુંબક અને વાયુ, પ્રવાહી તથા ઘન પદાર્થોના અણુઓની ગતિ આ સર્વ અત્યાર સુધી પદાર્થવિજ્ઞાનનાં જુદાં જુદાં પ્રકરણો ગણાતાં હતાં, પરંતુ વિજ્ઞાનની આધુનિક અદ્‌ભુત શોધના પરિણામે તે સર્વ સંપૂર્ણ રીતે સંકળાઈ ગયાં છે. '

—પ્રિન્સ ક્રેપોટકિન

માત્ર જોઈ શકયા. પરંતુ વીજળીની શક્તિને જોઈ શકયા નહિ. વીજળીની શક્તિ, ગરમીની શક્તિ, ચુમ્બકાકર્ષણ શક્તિ, મધ્યાકર્ષણ શક્તિ વગેરે કોઈ શક્તિ આપણી ઇંદ્રિયોને માટે અગમ્ય છે. એ માટે જ કદાચ જોન સ્ટુઅર્ટ મિલ અને બેઇન વગેરે પંડિતો શક્તિનું અસ્તિત્વ નાકબૂલ કરે છે. તેઓ શક્તિના અસ્તિત્વનો અસ્વીકાર કરે છે ખરા, પરંતુ તેઓના ગ્રંથોમા શક્તિબોધક શબ્દની વપરાશ પુષ્કળ જણાય છે. એથી સમજી શકાય છે કે શક્તિ ઇંદ્રિય વડે નિહાળી શકાતી નથી. છતાં તેના અસ્તિત્વનો અસ્વીકાર કરવો એ અસંભવિત છે. વળી નવીન જડ વિજ્ઞાન તો કેવળ શક્તિ વિષે જ કહે છે. વિશ્વ-બ્રહ્માંડના બધા પદાર્થોનું મૂળ આધુનિક વિજ્ઞાન શક્તિમાં જ જોઈ શકે છે. વજ્રાઘાતથી પ્રચંડ હવેલી ધૂળ ભેગી થઈ ગઈ, ધરતીકંપથી આખું શહેર જમીનમાં ગર્ક થઈ ગયું, આ બધું નિહાળી આપણે એ શક્તિનું કાર્ય છે એમ માનીએ છીએ. ભયંકર રણક્ષેત્રમાં હજારો માણસો મરાયાં, જ્વાળામુખી ફાટવાથી દેશનું સત્યાનાશ વળ્યું, આ બધું જોઈ આપણને કુદરતી રીતે જ એ શક્તિનું કાર્ય છે એમ માનવાનું મન થાય છે. સૂર્યને વીંટી બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, બૃહસ્પતિ, શનિ. યુરેનસ અને નેપ્ચ્યુન-આ આઠ ગ્રહ અને સેંકડો નાના ગ્રહો પોતપોતાના માર્ગમાં નક્કી કરેલા વેગે ભ્રમણ કરે છે, છતાં તેનું કારણ કોઈ પણ જાતની શક્તિ નથી એમ માનવું એ તદ્દન અસ્વાભાવિક છે.

ઉપલા વિવેચન પરથી સમજાશે કે બાહ્ય જગતમાં આપણે શક્તિ જોઈ શકતા નથી. તો પછી આપણને શક્તિનું જ્ઞાન શી રીતે ઉત્પન્ન થયું ? શાંતિપૂર્વક વિચાર કરતાં જણાશે કે આપણી પોતાની શક્તિના પ્રયોગ વડે આપણું શક્તિજ્ઞાન પેદા થયું છે. આપણે આપણી ઇચ્છાશક્તિ દ્વારા નાના પ્રકારનાં કામ કરીએ છીએ, નાના પ્રકારના ફેરફારો કરીએ છીએ; ચાલીએ છીએ, ખાઇએ છીએ, ખેલીએ છીએ અને બીજાં કાર્યો કરીએ છીએ. આપણે પદાર્થ પર આઘાત

કરી તેમાં ફેરફાર કરી શકીએ છીએ. આપણે અગ્નિ વડે ઘર સળગાવી શકીએ છીએ; વળી સામગ્રી દ્વારા ઘર બાંધી પણ શકીએ છીએ. મિસરના પિરામિડ, આગ્રાનો તાજમહેલ, બુદ્ધગયાનું બૌદ્ધમંદિર વગેરે મનુષ્યની ઇચ્છાશક્તિને લીધે પેદા થયાં છે. વિજ્ઞાન, દર્શન, સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, સંગીત અને કાવ્યમાં માનવની ઇચ્છાશક્તિનો પ્રયોગ જણાય છે. કાર્ય કરવાની શક્તિ કે ઇચ્છાશક્તિની વપરાશને લીધે જ માનવને શક્તિનું જ્ઞાન થાય છે. મનુષ્ય જે શક્તિદ્વારા ફેરફાર કરે છે તે શક્તિ ચિન્મય છે. માટે બાહ્ય જગતમા જે શક્તિ ફેરફાર કરે છે તે શક્તિ પણ ચિન્મય છે, એવું અનુમાન કરવું એ ગેરવાજબી નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓની એનર્જિ ચિન્મય શક્તિ ન પણ હોઈ શકે; કારણ કે તે શક્તિનુ કાર્ય માત્ર છે. પરંતુ જે મહાશક્તિ જડ જગતના મૂળ કારણ રૂપે વિદ્યમાન છે, તે શક્તિ ચિન્મય છે એ બાબતમાં કંઈ શક નથી. મનુષ્ય પોતાની શક્તિ વડે જ શક્તિ વિષેનુ જ્ઞાન મેળવે છે એ વાત કેટલાક પ્રસિદ્ધ વિદ્વાનોએ સ્વીકારી છે. વાચકોની જાણ ખાતર કેટલાક પંડિતોના અભિપ્રાય નીચે ટાંકીએ છીએ.

પ્રસિદ્ધ જર્મન તત્ત્વજ્ઞાની ઝેલર (Zeller) કહે છે કે, 'જ્યારે મનુષ્યો પદાર્થની ઉત્પત્તિ વિષે વિચાર કરવો શરૂ કરે છે, ત્યારે રહસ્યપૂર્ણ પ્રાકૃતિક બનાવો તેના મનમા 'શાથી, તેનું કારણ શું,' એવા પ્રશ્નો પેદા કરે છે. અભિજ્ઞતા વધતી જાય તેમ તેમ વિવિધ બનાવો એક જ પ્રશ્ન ખડો કરે છે. એક પ્રશ્નના જવાબ પરથી જ તેના કારણત્વનું પ્રાથમિક જ્ઞાન જન્મ પામે છે. આ બાબતમાં મનુષ્યોને પ્રથમ પોતાની ઇચ્છાશક્તિ અને પોતાના કાર્ય સિવાય બીજું કોઇ સૂત્ર મળતું નથી. કારણ કે આપણે જે કાર્ય કરીએ છીએ તે વિષે સહજ જ્ઞાનદ્વારા અતિ નિકટ રૂપે જાણીએ છીએ. અન્ય ક્ષેત્ર આપણે કેવળ કાર્ય જ જોઈ શકીએ છીએ. બાહ્ય વિષયના કાર્યનો પ્રકાર અને તેની પ્રણાલી તથા કારણની સાથે તેનો સંબંધ, આપણી નિકટની અનુભૂતિનો વિષય નથી.'—

વિજ્ઞાન સભાનો હેવાલ, બર્લિન ૧૮૭૬.

સ્પેન્સર કહે છે કે 'જે શક્તિદ્વારા આપણે પરિવર્તન કરીએ છીએ. અને જે બધા પરિવર્તનનું કારણદર્શક સાંકેતિક સૂત્ર છે, તેજ આપણા પૃથક્કરણનો છેલ્લો વિકાસ છે.[૧]

ડૉક્ટર માર્ટિનો કહે છે કે—'કારણત્વ વિષે વિચાર કરતાં આપણાથી એક માત્ર પરિચિત કારણત્વની ઉપર જઈ શકાતું નથી. ઘટનાની સ્થિતિ અને આકૃતિ ગમે તે હોય પણ તેના અંતરાળે આપણને આપણી ઇચ્છાશક્તિને અનુરૂપ કારણત્વનો વિચાર કરવાની ફરજ પડે છે. ઉપર જે કંઈ કહેવાયું છે તે પરથી એવો સિદ્ધાંત કાઢી શકાય કે પ્રકૃતિમાં જે કંઈ બને છે તેનું એક પ્રકારનું કારણ વિદ્યમાન છે, અને તે કારણ આપણી ઇચ્છાશક્તિને અનુરૂપ છે. આ વિશ્વબ્રહ્માંડ એક અદ્વિતીય પુરુષની ઇચ્છા વડે પેદા થયું છે.'[૨] 'ધાર્મિક અભ્યાસ.'

૧. સરખાવોઃ—'આદિ મનુષ્ય દરેક જાતની આંતરિક શક્તિને પોતાનાથી થઇ શકતી ક્રિયાનું કારણ માનતો અને સર્વ પ્રકારની બાહ્ય ક્રિયા પોતાના જેવી કોઈ માનુષ રૂપધારી દૈવી શક્તિ કરે છે એવી માન્યતા ધરાવતો હતો. આ માન્યતામાંથી અવતારવાદ છુટો પાડીએ તો જે સિદ્ધાંત બાકી રહે તે સર્વ પ્રકારના દૃશ્ય પદાર્થો અને બનાવોનું કારણ સમજાવે છે. —સ્પેન્સર, 'નાઇન્ટિન્થ સેન્ચરી રિવ્યુ, જાન્યુઆરી, ૧૮૮૪.

—પ્રાથમિક સિદ્ધાંતો

૨. 'આપણી સત્તાની કલ્પના ઇચ્છાશક્તિની અનુરૂપ છે. કાર્યકારણભાવથી કુદરતમાં આપણે જે અમુક બનાવો બનતા જોઇએ છીએ તે આપણા પોતાના સંબંધમાં થતી ક્રિયા સમાન છે. બલશાસ્ત્રના સિદ્ધાંતનો આ સિવાય બીજો કોઈ અર્થ થઇ શકતો નથી.'

—ડૉ. માર્ટિનો કૃત 'વર્તમાન જડવાદ' નામક પુસ્તક

'આપણો આંતર અનુભવ આપણને એક ક્રિયાશીલ સત્ય બળનું ભાન કરાવે છે અને તે બળ તે આપણો આત્મા છે.

—લિબ્નિજ.

વેબર તેના દર્શનશાસ્ત્રના ઇતિહાસમાં કહે છે કે—

'આધુનિક વિજ્ઞાને જડને શક્તિના રૂપમાં ફેરવ્યું છે. લિબ્નિજ પણ કહે છે કે પ્રવૃત્તિ વગરની કોઈ પણ સત્તા નથી. પ્રવૃત્ત થવું એટલે ઇચ્છા કરવી. જો પ્રવૃત્તિ જડનું મૂળતત્ત્વ હોય, તો ઇચ્છાશક્તિ જ તેનો પાયો, મૂળ સત્તા અને ઉત્પત્તિનું કારણ થાય. વળી પ્રવૃત્તિ જ જ્ઞાનનો ઝરો છે, કારણ કે મન પરોવ્યા સિવાય કંઈ જ્ઞાન થતું નથી, અને પ્રવૃત્તિ સિવાય મન પરોવાતું નથી. ઇચ્છા જ જ્ઞાનની જનની છે, જ્ઞાન ઇચ્છાનું જનક નથી. ઇચ્છાશક્તિ જ શક્તિ અને પ્રજ્ઞાનું કિંતનતર એકત્વ છે, સામાન્ય સમન્વયભૂમિ છે. પદાર્થવિજ્ઞાન અને નીતિને એક માત્ર ઇચ્છાશક્તિમાં જ ફેરવી શકાય છે; ઇચ્છાશક્તિ જ કેવળ પૂર્ણ સત્તા છે. એ સિવાય બધું સત્તાનો આભાસ માત્ર છે. પ્રવૃત્તિ જ જડ અને પ્રજ્ઞાનું ઉત્પત્તિ કારણ છે, વિકાસ કારણ છે અને ઉપાદાન કારણ છે. તેને મુકાબલે જડ અને પ્રજ્ઞા અસ્થાયી ગુણ માત્ર છે. તે એના કારણરૂપી કાર્યને અવલંબીને જ રહે છે. ઇચ્છાશક્તિ બધા પદાર્થોનો પાયો છે (Ravaisson); એ કેવળ આત્માત્માનો મૂળ સ્વભાવ છે (Duns Scotus, Maine de Biran, Bartholmess), માનસિક જગતનું આદિ જ્ઞેયતત્ત્વ નથી (Wundt) પણ વિશ્વવ્યાપી જ્ઞેયતત્ત્વ છે (Schopenhauer), એ જ અસ્તિત્વનો પાયો અને મૂળ તત્ત્વ છે (Secratan), કેવળ નિરપેક્ષ તત્ત્વ છે (Schelling). એરિસ્ટોટલ કહે છે કે આ મૂળ સૂત્રને અવલંબીને સ્વર્ગ અને પૃથ્વી સજીવન થઈ રહ્યાં છે.'

—વેબર કૃત તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૃ. ૬૦૦–૬૦૧

પશ્ચિમનું તત્ત્વજ્ઞાન બધું વિશ્વમાંહ્યાં એક ઇચ્છાશક્તિનું પ્રકટીકરણ છે એમ માને છે.[૧] પૂર્વનું તત્ત્વજ્ઞાન પણ તેવો જ સિદ્ધાંત

૧. સરખાવો લોજનો અભિપ્રાય: 'તે ભાવનામય સર્વેશ્વરવાદ છે, તે શારીરિક યંત્રવ્યવસ્થાનો નિષેધ કરે છે, શરીરની સર્વ ક્રિયાઓને કુદરતની ક્રિયાઓ છે એમ માને છે અને ખાત્રીપૂર્વક જણાવે છે કે સર્વ ક્રિયાનો કર્તા ઇશ્વર જ છે.'

આધે છે. જુઓ, વેદાન્તદર્શનમાં કેવી સ્પષ્ટતાપૂર્વક આ શક્તિતત્ત્વ સમજાવવામા આવ્યું છે !

બ્રહ્મસૂત્ર કહે છે કે—

प्रवृत्तेश्च ।[१] અધ્યાય ૨ જો, પાદ બીજું, સૂત્ર બીજું.

'स्वतः प्रवृत्त्यनुपपत्तेश्च नानुमानम्' इति निम्बार्कभाष्यम्।

'अहं करोमीति चैतन्यस्यैव प्रवृत्तिदर्शनात् जडस्यकर्त्तृत्वं नेति वा।'

इति गोविंदभाष्यम्।

વ્યાખ્યાઃ—અચેતનમાં સ્વતઃ કાર્ય પ્રવૃત્તિ હોઈ શકે નહિ. માટે અચેતનપ્રધાનનું જગતકારણત્વ તર્કથી અસિદ્ધ થાય છે.

એમ કહી શકાય કે શક્તિમાં પ્રવૃત્તિ છે, માટે શક્તિકારણવાદ માનીએ તો બસ છે. આ તર્કનો જવાબ આપતાં બ્રહ્મસૂત્ર કહે છે કે—

उत्पत्त्यसंभवात् । બીજો અધ્યાય, બીજું પાદ, ૨૪ મુ સૂત્ર.

'पुरुषमन्तरेण शक्तेः सकाशाज्जगदुत्पत्त्यसम्भवात् न तत्कारणवादोऽपि साधुः' इति निम्बार्कभाष्यम्।

વ્યાખ્યાઃ—પુરુષ વિના કેવળ શક્તિમાંથી જ જગતની ઉત્પત્તિ થવી અસંભવિત છે. માટે શક્તિકારણવાદ પણ અસાધુ છે. જીવ રૂપી પુરુષ સર્વત્ર શક્તિનો આધાર છે. આધાર સિવાય શક્તિ ટકી શકે નહિ. માટે અનાશ્રિત શક્તિ વડે જગતની ઉત્પત્તિ સંભવતી નથી. જો એમ કહીએ કે શક્તિ પોતે જ વિજ્ઞાનયુક્ત છે, માટે તેના વડે જગતની ઉત્પત્તિ સંભવિત છે, તો બ્રહ્મવાદનો જ સ્વીકાર કરાય છે. આથી બ્રહ્મસૂત્ર કહે છે કે,—

विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥

અધ્યાય ૨ જો, પાદ ૨ જું, સૂત્ર ૪૪ મું.

---

૧. સરખાવોઃ—'यत प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम।

જેમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ છે અને જેના વડે આ સર્વ વ્યાપી રહ્યું છે

ગીતા ૧૮।૪૬

'स्वाभाविकविज्ञानादिऽङ्गीकृते तु तदप्रतिषेधः, स्वतो विनष्टः शक्तिवादः, यदस्वीकारात्' इति निम्बार्कभाष्यम्।

પૂર્વોક્ત દોષ કાઢી નાખવા ખાતર જો એમ કહો કે શક્તિ વિજ્ઞાનાદિ સંપન્ન છે, તો આ મત સામે કંઈ વાધો નથી. એ બ્રહ્મવાદ જ છે. કારણ કે વેદાન્ત પણ બ્રહ્મને સ્વાભાવિક શક્તિસંપન્ન કહે છે. એ દ્વારા શક્તિકારણત્વ નષ્ટ થઈ બ્રહ્મકારણત્વની પ્રતિષ્ઠા થાય છે. આ પરથી જણાય છે કે વિશ્વબ્રહ્માંડ એક વિજ્ઞાનમય પુરુષની શક્તિનું પરિણામ છે. બ્રહ્મશક્તિ સિવાય જગતમાં બીજો કોઈ પદાર્થ નથી, બીજી કોઈ શક્તિ નથી. બીજા ઋષિઓ પણ ઉચ્ચ સ્વરે આ વાત જાહેર કરી ગયા છે.

શ્વેતાશ્વેતરોપનિષદમાં લખ્યું છે કે—

न तस्य कार्यं करणंच विद्यते
न तत्समश्चाभ्यधिकश्च दृश्यते।
परास्य शक्ति र्विविधैव श्रूयते
स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥८॥ છઠ્ઠો અધ્યાય.

તેને કાર્ય કે કરણ નથી. તેના સમાન અથવા તેના કરતાં અધિક કંઈ નજરે પડતું નથી. તેની વિવિધ પરાશક્તિ, સ્વાભાવિક જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાની વાતો સાંભળવામાં આવે છે.

કલ્પ પુરો થતાં પ્રાણી માત્ર ભગવાનની પ્રકૃતિરૂપે-માયાશક્તિ રૂપે ફેરવાઈ જાય છે. તેથી ભગવદ ગીતામાં કહ્યું છે કે—

सर्वभूतानि कौंतेय प्रकृतिं यान्ति मामिकां।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥[१]
અધ્યાય નવમો.

---

[१] શ્રીમદ્ભગવદ્ગીતાના દશમા અધ્યાયમાં લખ્યું છે કે—
'अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥

કલ્પ પુરો થતાં બધા પ્રાણીઓ મારી પ્રકૃતિ રૂપ બની જાય છે. કલ્પની શરુઆતમાં હું ફરી સૃષ્ટિ રચું છું.

ચંડીમાં કહ્યું છે કેઃ—

**या देवी सर्वभूतेषु शक्तिरुपेण संस्थिता।**

**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥२४॥**

અધ્યાય પાંચમો.

જે દેવી સર્વ ભૂતને વિષે શક્તિરૂપે અવસ્થાન કરી રહી છે, તેને નમસ્કાર, નમસ્કાર, નમસ્કાર.

વિષ્ણુપુરાણમાં લખ્યું છે કે—

**'एकदेशस्थितस्याग्नेर्ज्योत्स्ना विस्तारिणी यथा ।**

**परस्य ब्रह्मणः शक्तेस्तथेदमखिलं जगत् ॥१।२२।२६**

એક દેશસ્થિત અગ્નિની જ્યોત્સ્ના જેમ બહુ દૂર ફેલાય છે તેમ અખિલ જગત પરબ્રહ્મની શક્તિ છે.

શ્રીચૈતન્યચરિતામૃતમાં લખ્યું છે કે—

'અનંત શક્તિઓમાં કૃષ્ણની ત્રણ શક્તિ સર્વોપરિ છે; ઇચ્છા-શકિત, ક્રિયાશકિત, અને જ્ઞાનશકિત. ઇચ્છાશકિતપ્રધાન કૃષ્ણ ઇચ્છા વડે સર્વના કર્તા છે; જ્ઞાનશકિતપ્રધાન વાસુદેવ ચિત્તના અધિષ્ઠાતા છે. ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા વિના સૃજન થતું નથી; ત્રણેની ત્રણ શકિત મળી પ્રપંચ રચે છે.'[1]

—૨૦ મું, પ્રકરણ, મધ્ય લીલા.

---

[ પણ હે અર્જુન ! આ બધી બાજુઓ જાણવાથી તને શું લાભ ! હુ તો માત્ર મારા એક અંશથી આખા જગતમાં વ્યાપી રહ્યો છું. ]

૧. સરખાવોઃ 'પ્રકાશની લહરિઓમાં તરવરતા અણુઓ, પૃથ્વી પરનું જીવન અને આકાશમાં વ્યાપી રહેલા અનંત સૂર્યમંડલો તે સર્વમાં—જ્યારે મેં પોતાની મેળે થતી નોંધની શોધ કરી ત્યારે—મને એકતાનું દર્શન થયું. તે વખતે હું પ્રથમ જ સમજ્યો કે અમારા પૂર્વજોએ ગંગાના કિનારા પર ત્રીસ સૈકા પહેલાં જેઓ વિવિધતામાં રહેલી એકતા જુએ છે, તેમને જ સત્ય લાધે છે' એમ શબ્દો કહ્યા હતા, તે ખરા જ હતા.'

—ડૉ. જે. સી. બોઝ.

અહીં એવો પ્રશ્ન થાય કે જો ચિન્મય શક્તિમાંથી જ જગત્તની ઉત્પત્તિ થઈ હોય, તો પછી જડ જગતમાં આપણે એ શક્તિનું કાર્ય પ્રત્યક્ષ જોઈ શકતા નથી તેનું કારણ શું? જડ જગત આપણને ચિન્મય શક્તિના સમાચાર કેમ આપતું નથી? આ પ્રશ્નના જવાબમાં અમારે એ કહેવાનું છે કે જડ જગત શક્તિનું કાર્ય માત્ર છે. કેવળ જડ વસ્તુ (matter) શા માટે, જડની શક્તિ (energy) પણ કાર્ય માત્ર છે. ગરમી, પ્રકાશ, વીજળી વગેરે બધી એનર્જિ ઇથરની કંપારી માત્ર છે, ઇથરનું કાર્ય માત્ર છે એમ વિજ્ઞાનશાસ્ત્રીઓ કબૂલ કરે છે. આથી એમ ઠરે છે કે જડ વસ્તુ (matter) અને શક્તિ (energy) બંને સૂક્ષ્મતમ શક્તિનું કાર્ય છે.

એક પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની આ સંબંધમાં શું કહે છે તે જુઓ, 'આપણી જાણીતી શક્તિને નિરપેક્ષ કારણનું કોઈ નિયંત્રિત કાર્ય માનવું એ જ ઉચિત છે.'[૧] —સ્પેન્સર

જગતમાં કેવળ આપણે કાર્ય જોઈ શકીએ છીએ, તેથી કાર્યાવલીને ભેદી કારણનું ખરૂં સ્વરૂપ નક્કી કરવામા અમુક પ્રમાણમાં અસમર્થ નીવડીએ છીએ. પરંતુ જેઓ આંખોવાળા છે તેઓ આ જડ જગતમાં પણ જ્ઞાનનું કાર્ય જોઈ ધન્ય થઈ જાય છે પ્રસિદ્ધ જ્યોતિઃશાસ્ત્રી કેપ્લર ગ્રહોને પોતાના વૃત્તાકાર માર્ગમાં સરખા વેગથી ભ્રમતા જોઈ તેના કારણરૂપે જ્ઞાનના કાર્યને જોઈ શક્યો હતો. ગણિત

---

૧. કાન્ટના વિચારો સરખાવો: 'આ કાર્યમા મુશ્કેલી એ આવે છે કે આત્માને દેખાતા પદાર્થ અને ઇંદ્રિયોને દેખાતા પદાર્થો એક રૂપ નથી એમ આપણે માનતા આવ્યા છીએ કારણ કે આત્મા કાલદર્શી છે ત્યારે ઇંદ્રિયો દેશ અને કાલ બંને લેઇ શકે છે. કિંતુ જો આપણે એમ ધારીએ કે બંને જાતના પદાર્થોનું ખરૂં સ્વરૂપ જૂદું નથી, પણ એક આંતરિક છે અને બીજું બાહ્ય છે, તો પછી સિદ્ધ થાય છે કે દૃશ્ય જગતની અંદર રહેલ સત્ય વસ્તુ અનેક રૂપ નથી.'

—શુદ્ધ પ્રજ્ઞાનું વિવેચન.

શાસ્ત્રી યુલર (Euler) કહેતો કે પ્રવૃત્તિ અને વાસના ( inclination and desire) ગુરુત્વાકર્ષણનું મૂળતત્ત્વ છે. પ્રસિદ્ધ જ્યોતિઃ શાસ્ત્રી હર્શલ ( Sir j. Herschel ) કાર્યકારણ સંબંધના મૂળમાં પ્રવૃત્તિ ( effort ) જોઈ શક્યો હતો. શારીરવિજ્ઞાનશાસ્ત્રી હેકલ ( Haeckel ) કહેતો કે પરમાણુની પ્રવૃત્તિ અને નિવૃત્તિ ( desire and aversion ) ઇંદ્રિયચેતના અને ઇચ્છાશક્તિ ( Sensation and will ) છે. વિજ્ઞાનશાસ્ત્રી ટિન્ડૉલ ( Tyndall ) કહેતો કે પરમાણુના સમૂહ સુધી જીવન બચાવવાની ઇચ્છા ( desire for life ) વિદ્યમાન છે.[1]

કેવળ એટલું જ નહિ પણ જગદીશચંદ્ર વસુએ સિદ્ધ કર્યું છે કે આઘાતથી નિર્જીવ ધાતુપિંડ અને સજીવ માંસપેશી એક જ પ્રકારનો જવાબ આપે છે. ચેતન શરીરની પેઠે ધાતુપિંડ પણ અવસાદનાં ચિહ્નો બતાવે છે. ભારે આઘાતથી માંસપેશી અને ધાતુ શિથિલ અને વિવશ બની જાય છે. મદ્યના પ્રયોગ વડે મનુષ્યના શરીરની પેઠે ધાતુપિંડ પર પણ અસર થતી જણાય છે. વિષના પ્રયોગ વડે વિષની બધી ક્રિયા ધાતુપિંડ પર પણ થતી હોય એવું જોઈ શકાય છે.[2]

પશ્ચિમના ઘણા પંડિતોએ ડૉક્ટર જગદીશચંદ્રની શોધની સત્યતા સ્વીકારી છે. અમે નીચે માત્ર બે પાશ્ચાત્ય પંડિતોનો અભિપ્રાય ટાંકીએ છીએ.

રૉબર્ટ્સ ઑસ્ટન કહે છે, કે 'મૌલિક ધાતુ અને મિશ્ર ધાતુસમૂહ તથા ચેતન શરીર વચ્ચે ઘણું જ સાદૃશ્ય રહેલું છે.'

---

૧. "આ પ્રમાણે જગત ડેકાર્ટ્સ અને હૉબ્સ કહે છે તે પ્રમાણે યંત્ર નથી. તેમાં શક્તિ, આત્મા, જીવન, વિચાર અને ઇચ્છા સિવાય બીજું કંઈ જ નથી. જે આપણને દેખાય છે તે યંત્ર છે પણ આપણે તો ફક્ત બહારનો જ ભાગ જોઈ શકીએ છીએ." —લિબ્નિજ

૨. જુઓ ડૉ. જે. સી. બોઝ કૃત 'જડ અને ચેતનના જવાબ.'

ડૉક્ટર વૉનશ્રોન ( Dr. otto Von Schroen Profes sor of Pathological Anatomy in Naples) કહે છે કેઃ—

'ક્રીસ્ટલની ઉત્પત્તિ, સ્થિતિ અને તેના સામાન્ય ગુણોની ચર્ચા કરતાં મારી ખાત્રી થઈ છે કે એક જ શક્તિ જડ ઉપર તેની બધી સ્થિતિમાં કાર્ય કરી રહી છે. એ શક્તિને આપણે જીવન કહીએ છીએ. જીવનશક્તિ જે પ્રણાલીથી ક્રીસ્ટલનું નિર્માણ કરે છે તેણે અને તે સાથેની બીજી ઘટનાઓએ મને માનવાની ફરજ પાડી છે કે ગરમી, પ્રકાશ, રાસાયનિક શક્તિ, વીજળી, ગુરૂત્વાકર્ષણ વગેરે બધી શક્તિ જીવનશક્તિનું જ પ્રકટીકરણ છે'—શિકાગો ટ્રિબ્યુન, ૧૮૯૭.

જડ પ્રકૃતિની ચર્ચા કરતા કેવળ જ્ઞાનનો જ પ્રકાશ દેખાય છે એમ માનવાનું નથી. પણ તે સાથે એમ પણ માનવાનું છે કે બ્રહ્માંડનું અસ્તિત્વ તથા તેની સ્થિતિ પરમ પુરુષનું સત્ય સ્વરૂપ ઓળખાવનાર છે, બ્રહ્માંડનો આનંદ એ પરમ પુરુષનો આનંદ ઓળખાવનાર છે. રંગ, સ્વર, ગરમી, પ્રકાશ, વીજળી, ટુંકામા અવસ્થાભેદે કરીને સમસ્ત પદાર્થો આપણને આનંદ આપતા રહે છે. પંડિતો જગતમા આનંદનો પ્રકાશ, સૌંદર્યની મોહિની મૂર્તિ જોઈ ધન્ય થાય છે. આ બ્રહ્માંડમાં સત્ય, જ્ઞાન અને આનંદ ઓતપ્રોત ભાવે વિદ્યમાન રહેલા છે. જ્યાં જ્ઞાન છે ત્યાં ઓછાવત્તા પ્રમાણમા સત્ય અને આનંદનું અને જ્યાં આનંદ છે, ત્યાં ઓછાવત્તા પ્રમાણમા સત્ય અને જ્ઞાનનું પ્રકટીકરણ દેખાય છે. જે કારણમાં નથી તે કાર્યમા આવી શકે નહિ. કારણની શક્તિ જ વાસ્તવિક રીતે કાર્ય રૂપે પ્રગટ થાય છે. શંકરાચાર્ય તે ખાતર કહે છે કે—

'कारणस्य आत्मभूता शक्तिः शक्तेश्चात्मभूतं कार्यम्'।

૨-૧-૧૮ બ્રહ્મસૂત્રનું ભાષ્ય.

કારણની આત્મભૂત શક્તિ છે, શક્તિનું આત્મભૂત કાર્ય છે.

માટે બ્રહ્માંડનું આદિકારણ કેવળ વિજ્ઞાનમય નથી, તે સચ્ચિદાનંદમય પુરુષનું પ્રકટીકરણ માત્ર છે. જગતમા જે કંઈ સુંદર છે,

જે કંઇ મધુર છે, તે એ પરમ પુરુષનો જ પરિચય કરાવે છે. વિશ્વનો બધો આનંદ, બધો રસ, ભગવાનનો જ આનંદ છે. પંચદશી ત્રણ પ્રકારના આનંદ વિષે જણાવે છે, બ્રહ્માનંદ, વાસનાનંદ અને પ્રતિબિંબાનંદ. વાસનાનંદ અને પ્રતિબિંબાનંદ સ્વયંપ્રકાશી બ્રહ્માનંદનું જ રૂપાંતર છે.

પંચદશીમાં કહ્યું છે કે—

ब्रह्मानंदः वासना च प्रतिबिंब इति त्रयम् ।
अन्तरेण जगत्यस्मिन्नानन्दो नास्ति कश्चन ॥
तथा च विषयानंदो वासनानंदो इत्यमु ।
आनंदौ जनयन्नास्ते ब्रह्मानंदः स्वयंप्रभः ॥८०॥

પ્રકરણ અગીયારમું.

બ્રહ્માનંદ, વાસનાનંદ અને પ્રતિબિંબાનંદ આ ત્રણ પ્રકાર સિવાય જગતમાં બીજો આનંદ નથી. પરંતુ પ્રતિબિંબાનંદ અને વાસનાનંદ સ્વયંપ્રકાશી બ્રહ્માનંદમાંથી જ ઉત્પન્ન થાય છે.

જગતના બધા આનંદનું મૂળ રસસ્વરૂપ પરબ્રહ્મ છે, એમ પંચદશી ઉચ્ચ સ્વરે પુકારી કહે છેઃ—

यथोऽस्य परमानंदो योऽखण्डैकरसात्मकः ।
अन्यानि भूतान्येतस्य मात्रामेवोपभुञ्जते ॥ પ્રકરણ પંદરમું

અખંડ એક રસ સ્વરૂપ પરમાત્મા તે આ જગતનો પરમાનંદ છે, એ પરમાનંદની કણી માત્ર જીવો ભોગવે છે.

પ્રકૃતિના પૃથક્કરણથી અને તેની આલોચના કરવાથી સૌંદર્યતત્ત્વનો આભાસ માત્ર પ્રાપ્ત થાય છે; તેથી સૌંદર્યતત્ત્વની બાહ્ય બાજુ કંઈ કંઈ જણાય છે ખરી, પરંતુ તેનું વાસ્તવિક સ્વરૂપ કેવું છે તે જાણવા ખાતર ઋષિશાસ્ત્ર અને મહાત્માઓના વાક્યો પર આધાર રાખવો પડે છે. સૌંદર્યતત્ત્વ એ અપ્રાકૃતતત્ત્વ છે; વાક્ય, મન અને બુદ્ધિ વિફલ મનોરથ થઈ ત્યાંથી પાછી ફરે છે. તેથી જ આપણે

મહાત્માઓનાં પગલાંનું અનુસરણ કરી એ તત્ત્વની વ્યાખ્યા કરવી પડે છે.

શાસ્ત્ર અને મહાત્માઓ એક સચ્ચિદાનંદમય પરમ પુરુષને જગતના પરતત્ત્વ તરીકે ઓળખાવે છે. આ પરમ પુરુષની શક્તિ અનંત છે. તેમાંની ત્રણ મુખ્ય શક્તિ વિષે મહાત્માઓએ ઉલ્લેખ કર્યો છે; ચિદ્‌શક્તિ, જીવશક્તિ અને માયાશક્તિ. ચિદ્‌શક્તિ તેનું સ્વરૂપ છે, જીવશક્તિ વડે તેણે જગત ધારણ કરી રાખ્યું છે અને માયાશક્તિ વડે તે જગતરૂપે પરિણામ પામ્યો છે. આ જગત તેની માયાશક્તિનો વિકાસ છે.

વિષ્ણુપુરાણ કહે છે—

विष्णुशक्तिः परा प्रोक्ता क्षेत्रज्ञाख्या तथापरा।
अविद्याकर्मसंज्ञान्या तृतीया शक्तिरिष्यते ॥

વિષ્ણુપુરાણ, ષષ્ઠાંશ, સાતમો અધ્યાય.

વિષ્ણુશક્તિને પરાશક્તિ કહે છે. ક્ષેત્રજ્ઞના નામથી ઓળખાતી શક્તિને અપરા અને કર્મના નામથી ઓળખાતી ત્રીજી શક્તિને અવિદ્યા કહેવામાં આવે છે.

શ્રીચૈતન્યચરિતામૃતમાં કહ્યું છે કે—

'સૂર્યના અંશરૂપ કિરણો જેમ અગ્નિની જ્વાલાના સમૂહરૂપ છે, તેમ કૃષ્ણની ત્રણ સ્વાભાવિક શક્તિ છે. કૃષ્ણની ત્રણ સ્વાભાવિક શક્તિનો વિકાસ ચિદ્‌શક્તિ, જીવશક્તિ અને માયાશક્તિ છે.'

૨૦ મું પ્રકરણ, મધ્યલીલા.

પરમેશ્વરની માયાશક્તિ જગતરૂપે પરિણામ પામી છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં લખ્યું છે કે—

'भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥'

'इतीयं यथोक्ता प्रकृतिर्मे ममैश्वरीमायाशक्तिरष्टधा भिन्ना भेदमागता।' शांकरभाष्यम् ॥

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકારઃ મારી આ આઠ પ્રકારની ભિન્ન પ્રકૃતિ છે.

પરમેશ્વરની માયાશક્તિ જ પૃથ્વી, જળ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકારરૂપે પરિણામ પામી છે.

બ્રહ્મસૂત્ર કહે છે કે—

**आत्मकृतेः परिणामात्** । ૧ લો અધ્યાય, ૪ થું પદ, ૨૬ મું સૂત્ર

પરંતુ કર્તાનું કર્મપણું કેવા રૂપનું છે એ પ્રશ્નના જવાબમાં કહે છે કે સર્વશક્તિમાન બ્રહ્મ સ્વેચ્છાથી જગતરૂપે પરિણામ પામેલ છે અને પોતે અવિકૃતભાવે અવસ્થાન કરે છે, એ તેની શક્તિમત્તાને લીધે છે.

શ્રીકૃષ્ણ ચૈતન્ય બ્રહ્મસૂત્રના આ સૂત્ર તરફ લક્ષ રાખી કહે છે, કે 'પરિણામવાદનો વ્યાસસૂત્ર સ્વીકાર કરે છે; અચિંત્ય શક્તિવાળો ઈશ્વર જગતરૂપે વિકાસ પામ્યો છે.'

શ્રી ચૈતન્યચરિતામૃત, મધ્ય લીલા.

આ પરથી જણાય છે કે ભગવાનની શક્તિ જગતરૂપે વિકાસ પામી રહી છે. પ્રાકૃત જગતના સૌંદર્યનું મૂળ ભગવાન પોતે છે. વેદાન્તસૂત્ર અતિ સુંદર દૃષ્ટાંત દ્વારા આ તત્વ પ્રગટ કરે છે.

બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે—

**पटवच्च**[1] ૨ જો અધ્યાય, ૧ લું પાદ, ૧૯ મું સૂત્ર.

**'यथा च पूर्वं संवेष्टितः पश्चात् प्रसारित पटस्तद्वद्विश्वमिति' निम्बार्कभाष्यम् ।**

વ્યાખ્યા—'સંકેલી દીધેલું વસ્ત્ર જેમ વિસ્તાર પામે છે તેમ વિશ્વ પણ અપ્રકટ અવસ્થામાંથી પ્રગટ થાય છે."

---

૧. શંકરાચાર્યે આ સૂત્રનો અર્થ જુદી રીતે કર્યો છે. તે કહે છે કે વિસ્તારેલું વસ્ત્ર અને સંકેલેલું વસ્ત્ર જેમ જુદું નથી તેમ કાર્યભૂત જગત કારણથી જુદું નથી.

આ જગત સંકેલેલા વસ્ત્ર સમાન છે. વિશ્વશિલ્પીએ એ સંકેલેલું વસ્ત્ર વિસ્તાર્યું કે તરત જગતનું સૌદર્ય, કોતરકામ વગેરે બધુ પ્રગટ થઈ ગયું. જે બાબત છુપી હતી તે જીવ માત્રને પ્રત્યક્ષ થઈ ગઈ. જે વિશ્વશિલ્પીએ આ મનોમુગ્ધકર વસ્ત્ર વિસ્તાર્યું છે તેને નમસ્કાર

અમે જડ સૌદર્ય અને લલિત કલાના સૌદર્યને પ્રાકૃત સૌદર્ય ગણ્યું છે. જડ સૌદર્યમા પ્રાકૃત સામગ્રી દ્વારા રસ પ્રગટ થાય છે. લલિતકલાના સૌદર્યમા પણ પ્રાકૃત ઉપકરણો વડે જ રસ પ્રગટ થાય છે. પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની હેગલના મત પ્રમાણે લલિત કલામા પ્રાકૃત ઉપકરણોનુ કંઈ વિશેષત્વ રહેતું નથી પ્રાકૃત ઉપકરણો લલિત કલારૂપે આપણા આત્મામા આનંદ પેદા કરે છે. લલિતકલામા ઇંદ્રિય-ગ્રાહ્ય ઉપકરણોને આત્માની મૂર્તિ આપવામા આવી છે.[1] વિક્ટર કુઝ્યાઁ કહે છે કે—

"કેવળ પ્રાકૃતિક સૌદર્ય જ નહિ, પણ પ્રકૃતિ અને પ્રતિભાની મદદથી માનવનું ચિત્ત જે આદર્શ સૌદર્યની કલ્પના કરે, તે સૌદર્યને સ્વાધીનપણે ફરીથી સર્જવું એ જ શિલ્પકલા છે."

વળી તે કહે છે કે—

"પ્રાકૃતિક સૌદર્યની મદદથી નૈતિક સૌદર્ય કેવા રૂપમા પ્રગટ કરી શકાય, એ શિલ્પકલાનો છેવટનો ઉદ્દેશ છે."

પ્રસિદ્ધ કલાકાર સિડનિ કૉલ્વિન (Sidney Colvin) પ્રાકૃત ઉપકરણ દ્વારા રસ પ્રગટ કરવો તથા જાગૃત કરવો એ જ કલાનો ઉદ્દેશ છે એમ કહી ગયો છે.[2]

---

૧ હેગલ કૃત 'લલિતકલાની મીમાસા'ની બોસાકેએ લખેલી પ્રસ્તાવના.

૨ 'માણસ વિશિષ્ટ રીતે યોજનાપૂર્વક સ્વતંત્રતાથી લાગણી જાગ્રત કરવા તથા દર્શાવવાના ઉદ્દેશથી તાલબદ્ધ ગતિ અને ઉચ્ચારણ તથા સુરેખ આકૃતિના નિયમોને અનુસરી અને ફક્ત ઉપયોગવાદની જ દૃષ્ટિથી નહિ પરંતુ અનેક માણસોને કાયમી અને નિષ્કામ આનંદ આપી શકે તેવી જે કૃતિ કરે છે તેનું નામ કલા.'

જડ સૌંદર્યમા પ્રાકૃત સામગ્રીમાં થઈને રસ પ્રગટ થાય છે. તે પ્રમાણે રસ પ્રગટ કરવો અને જાગરત કરવો એ જ લલિતકલાને છેવટનો ઉદ્દેશ છે. જડ સૌંદર્યમાં જીવનનું કંઈ લક્ષણ પ્રગટ થતું નથી. લલિતકલામા પણ તેમ જ છે. તેથી અમે જડ સૌંદર્ય અને લલિતકલાને પ્રાકૃત સૌંદર્યના વર્ગમાં મૂકીએ છીએ. શાંતિપૂર્વક વિચાર કરતાં જણાશે કે પ્રાકૃત સામગ્રીમાં સૌંદર્ય છે તેથી જ લલિતકલામાં સૌંદર્ય પ્રગટ કરી શકાય છે. પ્રાકૃત સામગ્રીમાં શક્તિ ન હોત–પ્રાકૃત સામગ્રીમાં સૌંદર્ય ન હોત તો તે લલિતકલામાં પેદા થઈ શકત નહિ. મનુષ્ય જે બુદ્ધિબળ વડે, જે પ્રતિભાબળ વડે, લલિતકલા સરજે છે, તે પ્રતિભા અને બુદ્ધિ પણ ભગવાનની જ શકિત છે. હવે પછીની ચર્ચા પરથી જણાશે કે જીવ ભગવાનની ભેદાભેદ-શક્તિનું પ્રકટીકરણ છે. તેથી જડ સૌંદર્ય કે લલિતકલાનું સૌંદર્ય બધું ભગવાનનું સૌંદર્ય છે. ભગવાન સિવાય જગતમાં કંઈ વસ્તુ નથી, કંઈ સૌંદર્ય નથી, કંઈ તત્વ નથી.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે—

---

—જુએ સિડનિ કૅાલ્વિનનો એન્સાઇક્લોપિડિઆ બ્રિટાનિકાની ૧૧ મી આવૃત્તિમાં લલિતકલા પરનો લેખ.

'હેતુપુરઃસર નૈસર્ગિક શક્તિઓની યોજના એ જ કલા.'

—જ્હોન સ્ટુઅર્ટ મિલ.

સરખાવોઃ—' આ અને બીજી બધી બાબતોમાં મનુષ્યનો કાર્યપ્રદેશ ઘણી વખત કહ્યું છે તેમ મર્યાદિત છે; તે વસ્તુઓનું અમુક રીતે સ્થળાંતર કરવામાં જ પુરો થાય છે. આપણે પદાર્થોને ફેરવીએ છીએ અને જે વસ્તુઓ જુદી હતી તેને ભેગી કરી ગોઠવીએ છીએ અથવા જે ભેગી હતી તેમાંથી કેટલીક લઇ લઈએ છીએ અને આ પ્રમાણે આવા સાદા ફેરફારથી સુષુપ્ત નૈસર્ગિક શક્તિઓને ચેતનશીલ બનાવી મનધારી અસર ઉપજાવીએ છીએ. યોજના કરનાર ઇચ્છાશકિત, રચના કરનાર બુદ્ધિ અને ક્રિયાઓ કરનાર સ્નાયુબળ એ બધી પણ કુદરતી શક્તિઓ જ છે.'

—જ્હોન સ્ટુઅર્ટ મિલ.

यद् यद् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽश संभवम् ॥४१॥

અધ્યાય દશમો.

જે જે ઐશ્વર્યયુક્ત, સુંદર અને બલશાલી છે, તે તે વસ્તુ મારી શક્તિના અંશમાંથી ઉત્પન્ન થએલ છે એમ જાણજે.

ચંડીમાં કહ્યું છે કે—

या देवी सर्वभूतेषु कान्तिरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

જે દેવી સર્વ ભૂતને વિષે કાન્તિરૂપે વસી રહી છે, તેને નમસ્કાર, નમસ્કાર, નમસ્કાર.

પરમેશ્વરની એક બીજી શક્તિનું નામ જીવશક્તિ છે. આ જીવશક્તિને પરબ્રહ્મશક્તિ તરીકે ભગવદ્ગીતામાં ઓળખાવેલ છે,

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥

સાતમો અધ્યાય.

પૂર્વોક્ત અષ્ટધા પ્રકૃતિ અપરા છે. હે મહાબાહો, આ અપરા પ્રકૃતિથી જુદી જે ક્ષેત્રજ્ઞના લક્ષણવાળી પરા પ્રકૃતિ છે તે સમસ્ત જગતને ધારણ કરી રહી છે, તેને તું જાણ.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં જીવને પરબ્રહ્મના સનાતન અંશ તરીકે સ્વીકાર્યો છે. તેમાં લખ્યું છે કેઃ

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः
मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

અધ્યાય પંદરમો.

આ સંસારમાં જીવ મારો સનાતન અંશ છે. આ જીવ પ્રકૃતિ-સ્થિત મન સાથે છએ ઇંદ્રિયોને આકર્ષે છે.

અસ્થાયી, વિનાશશીલ અહંબુદ્ધિ જ જીવના કર્તૃત્વની જનની છે. જીવ આ અહંબુદ્ધિથી પોતાને 'કર્તા', 'સ્વાધીન' માને છે. પરંતુ

જ્યારે અહંબુદ્ધિ જતી રહે ત્યારે તે જોઈ શકે છે કે વાસ્તવિક રીતે તેની કંઈ સત્તા નથી. તેની સત્તા પરાયત્ત છે. બ્રહ્મસૂત્રમાં લખ્યું છે કેઃ

પરંતુ તુ તત્ શ્રુતેઃ ।। ૨ જો અધ્યાય, ૩ જું પાદ, ૧૯મું સૂત્ર.

જીવનું કર્તૃત્વ વગેરે બધું પરમાત્માને આધીન છે એમ શ્રુતિ કહે છે.

ભગવાન ઇશુખ્રિસ્ત કહે છે કે—

'હું ખરેખર તમને કહું છું કે જે ઘઉં માટીમાં પડયા છતાં મરતો નથી કેવળ તે એકલો જ રહે છે. પરંતુ જો તે મરે છે તો તેમાંથી પુષ્કળ પાક ઉત્પન્ન થાય છે.'[1]

—સેંટ જોન, પ્રકરણ ત્રીજું.

'ખ્રિસ્તનું અનુકરણ' નામના પુસ્તકમાં લખ્યું છે કે—

'હાય! તે વૃદ્ધ માનવ (હું પણું) હજુસુધી મારામાં વસી રહ્યો છે, હજુસુધી ક્રોસથી વિંધાયો નથી. એ મનુષ્ય મારા આત્માની વિરૂદ્ધ ખાસ કરીને કમર કસી ઉભો છે; આંતરિક યુદ્ધનો વિરામ થયો નથી. મારા આત્માના રાજ્યમાં શાંતિ સ્થપાઈ નથી.'

શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ કહે છે કે,—

'જીવનું સ્વરૂપ તો કૃષ્ણનું નિત્ય દાસત્વ છે પણ તટસ્થ શકિત ભેદાભેદ પ્રગટ કરે છે.'

—મધ્યલીલા, પ્રકરણ ૨૦ મું.

મહાત્મા રામકૃષ્ણ પરમહંસ દેવ કહે છે કે—

'મનુષ્યની અંદર કાચું ને પાકું એમ બે તરેહનું હુંપણું છે. અહંકારી હુંપણું એ કાચું છે. એ હુંપણું મહા શત્રુ છે. તેનો સંહાર કરવો જોઇએ. બીજું હુંપણું નીચ છે અર્થાત્ દીન છે. તેને પાકું

૧. બાઇબલમાં એક બીજે સ્થળે લખ્યું છે કે,—

'જિસસે જવાબ આપ્યો કે હું તને ખાત્રીપૂર્વક કહું છું કે જે મનુષ્ય નવું જીવન પ્રાપ્ત કરતો નથી તે સ્વર્ગ મેળવી શકતો નથી.'

સેંટ જોન, પ્રકરણ ૩ જું.

હુંપણુ કહી શકાય. એ હુંપણુ રહેવાનું જ છે. તે મિત્ર છે, તેને શત્રુ તરીકે ગણી શકાય નહિ. લસણવાળા ખલબત્તાને જેમ વારવાર ધોવા છતા તેની દુર્ગંધ જતી નથી, તેમ અહંકારી હુંપણાની દુર્ગંધ કેમે કરી જતી નથી. જ્યારે એ હુંપણુ નષ્ટ થાય ત્યારે જ મુકિત થાય છે. શિવ જ્યારે શબ થઈ પડયા હતા, ત્યારે જ કાલી તેની છાતી પર ખડી રહી હતી. જ્યારે તે ગણશિંગા ફુંકતા ફરતા હતા ત્યારે તેની છાતી પર એ આનંદમય કાલી નહોતી. આ પ્રમાણે હુંપણાનો વિનાશ થઈ મનુષ્ય જ્યારે શબ સમાન બની જાય ત્યારે જ હૃદયમા સચ્ચિદાનંદ હરિનો ઉદય થાય છે.

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કે—

" જે મનુષ્ય પ્રભુને મેળવે છે તે પોતાનું અસ્તિત્વ રાખવા માગતો નથી, પણ પ્રભુને જ રાખવા માગે છે તેનું કંઈ રહેતુ નથી. ' કર્તા હું ' ' જ્ઞાની હું ' એ બધુ જાય છે, કેવળ ' દાસ હું ' રહે છે. "

—વક્તૃતા અને ઉપદેશ નામનો ગ્રંથ જુઓ.

આ પરથી જણાય છે કે ભગવાનના દર્શન પછી ' કર્તા હુ ' ' જ્ઞાની હુ ' એ બધુ જતુ રહે છે, કેવળ ' દાસ હુ ' ટકી રહે છે.

આ સ્થળે એક વાતનો ઉલ્લેખ કરવો ઉચિત જણાય છે. પશ્ચિમના ઘણાખરા દર્શનશાસ્ત્રો જીવનુ કર્તૃત્વ, જીવની અહંબુદ્ધિ ઉપર ઝૂમી ગ્યા છે, ત્યારે આપણા શાસ્ત્રો કહે છે કે જીવની કર્તવ્ય-બુદ્ધિ અસ્થાયી છે, વિનાશશીલ છે આથી પાશ્ચાત્યોએ જે પાયા પર પોતાના દર્શનશાસ્ત્રોની ઇમારત ચણી છે તે પાયો અમને સ્થિર જણાતો નથી. આપણા મહાત્માઓના ઉપદેશના પ્રકાશમા તેઓ પોતાની દર્શનશાસ્ત્ર રૂપી ઇમારતના પાયાની અસ્થિરતા જોઈ શકે એવી પ્રાર્થના છે.

અમે કહીએ છીએ કે ખરી અવસ્થા પ્રાપ્ત થાય એટલે જીવનો કર્તૃત્વબોધ જતો રહે છે. ત્યારે જણાય છે કે જીવ એ ભગવાન-

નો 'ભેદાભેદપ્રકાશ' છે. ચેતન સૌંદર્યનું મૂળ જીવ છે. જીવ પોતે ક્ષેત્રજ્ઞ રૂપે જીવદેહની શોભા દર્શાવે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં લખ્યું છે કે–

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३॥**

અધ્યાય તેરમો.

હે ભારત, જેમ એક સૂર્ય સમસ્ત બ્રહ્માંડને પ્રકાશ આપે છે, તેમ ક્ષેત્રજ્ઞ સમસ્ત ક્ષેત્રને પ્રકાશિત કરે છે.

જીવાત્મા એ જીવસૌંદર્યનું કારણ છે. આ પરથી એમ સમજવાનું નથી કે અમે પ્રાકૃત ઉપકરણમાં કંઈ સૌંદર્ય નથી એમ કહીએ છીએ. પરંતુ જીવ જ પ્રાકૃત ઉપકરણસમૂહને શૃંખલાબદ્ધ કરી, યોગ્ય રૂપમાં ગોઠવી જીવદેહને શોભાવે છે. અગાઉ કહ્યું છે કે જીવશક્તિ ભગવાનની શક્તિ છે, જીવ ભગવાનનું 'ભેદાભેદ' પ્રકટીકરણ છે.[1] માટે જીવસૌંદર્યના કારણ રૂપે પરમેશ્વરની શક્તિ વિદ્યમાન છે. પરમેશ્વર સૌંદર્યનું મૂળ કારણ છે. જીવસૌંદર્યને અમે પ્રાકૃતાપ્રાકૃત સૌંદર્યને નામે ઓળખાવ્યું છે. જીવને પ્રાકૃત બાજુ છે, તેમ અપ્રાકૃત બાજુ પણ છે. જીવની પ્રાકૃત બાજુ પ્રાકૃત બુદ્ધિગમ્ય છે, પરંતુ એની અપ્રાકૃત બાજુ બુદ્ધિગમ્ય નથી. જીવાત્માના સ્વરૂપ વિષે બુદ્ધિવૃત્તિ દ્વારા કંઈ જાણી શકાતું નથી, એ કોઈ કોઈ પાશ્ચાત્ય પંડિતો સ્વીકારે છે. પ્રસિદ્ધ જર્મન દાર્શનિક કાન્ટ કહે છે કે—

'જો જડાત્મવાદ આપણા અસ્તિત્વની વ્યાખ્યા કરવાને અસમર્થ હોય તો આત્મવાદ પણ આપણા અસ્તિત્વની વ્યાખ્યા કરવાને તેટલો જ અસમર્થ છે. તેથી એમજ કહેવું પડે છે કે આત્મા

---

૧. **क्षेत्रज्ञंचापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥२॥**

—ગીતા, તેરમો અધ્યાય.

શરીરથી સ્વતંત્ર રીતે કેવી રીતે રહી શકે તે વિષે આપણે કંઈ જાણી શકતા નથી.[1]

ગણિતશાસ્ત્રી મુલર કહે છે કે—

'આપણે આત્મા અને દેહના ઘનિષ્ઠ સંબંધ વિષે, જીવતા મનુષ્યોના મનુષ્યત્વ વિષે ગમે તેટલા વિચાર ભલેને કરીએ, તો પણ એ હંમેશાં દર્શનશાસ્ત્રને માટે અગમ્ય જ રહેવાનું છે.'[2]

ટુંકામાં વિચાર કે બુદ્ધિ દ્વારા સ્નાયુશૃંખલાથી 'અતીત આત્મા વિષે કંઈ જાણી શકાતું નથી. જેમ જેમ વિચાર કરશું તેમ તેમ કેવળ 'નેતિ' 'નેતિ' અર્થાત્ 'આ નહિ' એવો જવાબ મેળવશું. ત્યારે શું આત્માનું ખરૂં તત્ત્વ જાણી નહિ શકાય? આપણે હંમેશને ખાતર આત્માના સ્વભાવ વિષે અંધ રહેશું? ના. ભગવાને આત્માને જાણવાનો ઉપાય કહ્યો છે. એ ઉપાય તે યોગ છે. યોગદ્વારા આત્માનો સ્વભાવ જાણી શકાય છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥

પંદરમો અધ્યાય.

યોગીઓ પ્રયત્ન દ્વારા પોતપોતાના દેહમાં રહેલા આત્માને અવલોકે છે, પરંતુ મલિન ચિત્તવાળા અવિવેકીઓ યત્ન કર્યાં છતા તેનું અવલોકન કરી શકતા નથી.

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કેઃ

'જડ વસ્તુના દર્શન માટે શરીરને આંખો છે તેમ ચેતનના દર્શન માટે આત્માને આંખો છે; યોગબળ વડે એ ચક્ષુ ઉઘડે છે. એ માટે યોગીઓ સ્ત્રીપુરુષોનો આત્મા એક પ્રકારનો છે કે જુદા પ્રકારનો છે તે કહી શકે છે.' —આશાવતીનું ઉપાખ્યાન.

---

૧. 'શુદ્ધ પ્રજ્ઞાનું વિવેચન' નામક પુસ્તક જુઓ.

૨. 'જર્મન રાજકન્યાને પત્રો, ભાગ ૨ જો,' નામક પુસ્તક જુઓ.

આ પરથી જણાય છે જીવની એક બાજુ પ્રાકૃત છે અને બીજી અપ્રાકૃત છે. એ ખાતર અમે આત્મસૌંદર્યને પ્રાકૃતાપ્રાકૃતનું નામ આપ્યું છે.

પરમેશ્વરની ચિદ્‌શક્તિ સ્વરૂપશક્તિ છે.[૧] એ શક્તિ સચ્ચિદાનંદમય છે. એ શક્તિ એટલી બધી સુંદર છે, એટલી બધી મધુર છે કે તે ભાષા વડે પ્રગટ કરી શકાય તેમ નથી. વિજ્ઞાનચક્ષુ–ભક્તિચક્ષુ ઉઘડે એટલે ભગવાનનું આ અમૃતમય રૂપ નિહાળી શકાય છે.

મુંડકોપનિષદ્ કહે છે કે—

तद्विज्ञानेन परिपश्यन्ति धीराः
आनंदरुपममृतं यद्विभाति ॥૭॥ ૨–૨.

જે આનંદરૂપે પ્રકાશે છે તે પરબ્રહ્મને ધીર માણસો વિજ્ઞાનદ્વારા જુએ છે.

શ્રીચૈતન્યચરિતામૃતમાં કહ્યું છે કે—

'ઈશ્વરનું સ્વરૂપ સત્, ચિત્ અને આનંદથી ભરપૂર છે. એ ત્રણે અંશમાં ચિદ્‌શક્તિનાં ત્રણ રૂપ થાય છે. આનંદના અંશમાં હ્લાદિની, સત્તા અંશમાં સંધિની અને ચિદ્‌ના અંશમાં સંવિત્. આ શક્તિઓના સમન્વયને આપણે કૃષ્ણ તરીકે ઓળખીએ છીએ.'

મધ્યલીલા, પ્રકરણ છઠ્ઠું.

મહાત્મા રામકૃષ્ણ કહે છે કે—

'અખંડ સચ્ચિદાનંદમા કરોડો સુખનો જમાવ થયો છે. તેનો જે ઉપભોગ કરે છે તેને બીજા વિષય ભોગવવાની લાલસા રહેતી નથી.'

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કે—

---

૧. 'विज्ञानमानंदं ब्रह्म'—बृहदारण्यकोपनिषत् (३–९–२८)
'सत्यं ज्ञानमनंतमानंदं ब्रह्म'—सर्वोपनिषत्सार.
'सत्यं ज्ञानमनंतं ब्रह्म'—तैत्तिरीय उपनिषत् (२–१–१)

'તે સચ્ચિદાનંદ છે. તેને રૂપ છે. તે રૂપ નિત્ય છે, સચ્ચિદાનંદમય છે. જ્ઞાનચક્ષુ–ભક્તિચક્ષુ ઉઘડતાં પરમેશ્વરનું નિત્ય રૂપ નિહાળી શકાય છે. જ્યાંસુધી તેના નિત્ય રૂપનું દર્શન ન થાય, ત્યાંસુધી તેને સાકાર કે નિરાકાર તરીકે પ્રગટ કરવો એ તમારી કલ્પના છે. ભક્તો હંમેશાં ભગવાનના દર્શન કરી અપાર બ્રહ્માનંદ ભોગવતા આવ્યા છે. એ રૂપનું માધુર્ય જેણે એક વાર જોયું છે, તે કદી ભૂલી શકે તેમ નથી."

આશાવતીનું ઉપાખ્યાન.

ભગવાનની આ ચિદ્‌શક્તિ સાધનાભેદે બ્રહ્મ, આત્મા અને ભગવાનરૂપે પ્રગટ થાય છે.[૧] આ ચિદ્‌શક્તિ જ્ઞાની આગળ જ્યોતિર્મય બ્રહ્મરૂપે, યોગી આગળ અનંત સત્યાનંદ ચિદાત્મસ્વરૂપ પરમાત્મારૂપે અને ભક્ત આગળ સચ્ચિદાનંદ મૂર્તિરૂપે પ્રગટ થાય છે.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ १-२-११

શ્રીચૈતન્યચરિતામૃતમાં આ શ્લોકનો ગૂઢાર્થ આ પ્રમાણે પ્રગટ કર્યો છે—'અદ્વય જ્ઞાનતત્વ એ કૃષ્ણનું સ્વરૂપ છે. બ્રહ્મ, આત્મા અને ભગવાન એ ત્રણ તેનાં રૂપ છે.'

મહાત્માઓ કહે છે, કે બ્રહ્મના સૌંદર્ય કરતા પરમાત્માનું સૌંદર્ય શ્રેષ્ઠ છે, અને પરમાત્માના સૌંદર્ય કરતાં ભગવાનનું સૌંદર્ય તો અનેક ગણું શ્રેષ્ઠ છે. બ્રહ્મ અને પરમાત્માનું સૌંદર્ય ઐશ્વર્યમિશ્રિત છે, ત્યારે ભગવાનનું સૌંદર્ય કેવળ શુદ્ધ માધુર્યમય છે. તેથી જે ભગવાનનો સાક્ષાત્કાર મેળવે છે તેની આગળ બ્રહ્માનંદનું સુખ તો નજીવું છે.[૨] આ વાત શ્રીચૈતન્યચરિતામૃતમાં પણ કહી છે,—

૧. જ્ઞાન, યોગ અને ભક્તિ આ ત્રણ સાધને કરીને બ્રહ્મ, આત્મા ને ભગવાન એ ત્રણ રૂપ પ્રગટ થાય છે.' —શ્રીચૈતન્યચરિતામૃત.

૨. त्वत्साक्षात्करणाह्लाद विशुद्धाब्धि स्थितस्य मे ।

'બ્રહ્માનંદ કરતાં લીલારસ પૂર્ણ આનંદમય છે. તેથી તે બ્રહ્મજ્ઞાનીને આકર્ષી પોતાને વશ કરે છે. બ્રહ્માનંદ કરતાં કૃષ્ણના ગુણ પૂર્ણ આનંદમય છે માટે આત્મવાદીનું મન આકર્ષે છે.'

એ પરમ પુરુષ ભગવાનરૂપે સચ્ચિદાનંદ મૂર્તિ વિલસી રહી છે. ભગવાનની મૂર્તિ સૌંદર્યનો પર પ્રકાશ છે, એ અનંત કોટિ વિશ્વ-બ્રહ્માંડમાં પ્રકાશી રહેલ સૌંદર્યની જમાવટ છે, તેની બરોબરી કરી શકે તેવું કંઈ નથી તેમ એના કરતાં ઉત્તમ પણ કંઈ નથી. આ માધુર્ય જેણે જોયું તે એ રૂપસાગરમાં ડુબ્યું જ સમજવું; તે હંમેશને ખાતર વગર પૈસે ખરીદાએલો ગુલામ બન્યો સમજવું.

અમે અગાઉ કહ્યું છે કે અંગસમૂહનો યથોચિત સન્નિવેશ એ સૌંદર્ય છે. સુંદર વસ્તુ અંગસમૂહના યથોચિત સન્નિવેશ દ્વારા આપણા અંતરમાં રસ જાગરત કરે છે. એ પરમ પુરુષ પ્રાકૃત ઉપકરણોની શૃંખલા જાળવી રાખે છે માટે જ પ્રાકૃત જગત મધુર છે, મનોમુગ્ધ કર છે. એ પરમ પુરૂષ પ્રાકૃત ઉપકરણોમાં થઈ પોતાનું માધુર્ય પ્રગટ કરે છે તેથી પ્રાકૃત પદાર્થો રસશાલી બને છે. પરમેશ્વર જ પ્રાકૃત જગતની રચના અને. સૌંદર્યનું મૂળતત્ત્વ છે.[1] જ્યાં શૃંખલા છે,

---

सुखानि गोष्पदायन्ते ब्रह्माण्यपि जगद्गुरो ॥

हरिभक्तिसुखोदय ।

ब्रह्मानंदो भवेदेप चेत्परार्द्धगुणीकृत: ।

नैति भक्तिसुखाम्बुधेः परमाणुतुलामपि ॥

भक्तिरसामृतसिंधु, पूर्वविभाग, १ लहरी

૧. સરખાવો:—' ખેતરમાં ઉગતાં ફૂલો જુઓ; તે શ્રમ કરતાં નથી ને કાંતતાં નથી; અને હું તમને કહું છું કે એમ છતાં સંપૂર્ણ સપકાબંધ રીતે સજ્જ થએલ, સૉલોમન તેની બરાબરી કરી શકે નહિ. જે ઘાસ આજે ઉગે છે અને કાલે કરમાય છે તેને ઈશ્વર જો આવી રીતે શણગારે છે, તો પછી અરે, શ્રધ્ધાહીન માનવો! તે તમારી આથી વધારે સંભાળ કેમ નહિ લે?'

—સેંટ મેથ્યુ, પ્રકરણ ૬ ઠું.

પરિમાણ છે, રસની ઉચિત ગોઠવણ છે, ત્યાં આપણે સૌંદર્ય જોઈ શકીએ છીએ. અરણ્યમાં પડેલો પથ્થર જોઈ આપણે કદાચ તેના તરફ ખેંચાઈશું નહિ પરંતુ તેમાં કુશળતાપૂર્વક કરેલી કારીગરી કે સૌંદર્ય જોઈશું તો તરત મુગ્ધ થઈ જઈશું; અને એ અહીં ક્યાંથી આવી પડ્યો હશે, અવશ્ય કોઈ સારા શિલ્પીએ એની રચના કરી હશે, એવા વિચારો આપણા મનમાં આપોઆપ પ્રગટી નીકળશે. વનમાં ભમતાં ભમતાં ડાંખળી પરથી ખરી પડેલું પુષ્પ નજરે પડે, અગર રસ્તામાં ફૂલ વેરાએલા નિહાળીએ તો કદાચ તે તરફ આપણી નજર જશે નહિ, પણ એકાદ ફૂલની માળા પડેલી જોઈશું તો તરત મન તે તરફ દોડશે. તે વખતે આપણે વિચાર કરશું કે એ માળા કંઈ આપોઆપ બની નહિ હોય, કોઈ માળીએ ગુંથી હશે ખરી. એક તણખલું જોઈ અજ્ઞાની માણસ કંઈ સમજી શકશે નહિ, પણ વનસ્પતિશાસ્ત્રી તો તેમાં અપાર સૌંદર્ય જોઈ શકશે. વિશ્વબ્રહ્માંડનાં નક્ષત્ર, ગ્રહ, ઉપગ્રહ વગેરેમાં જે વ્યવસ્થા આવી રહી છે તેજ વ્યવસ્થા પ્રત્યેક જડ પરમાણુમા નિહાળી વિજ્ઞાનશાસ્ત્રીઓ દિગ્મૂઢ બની જાય છે. બ્રહ્માંડમાં સર્વત્ર અલ્પાધિક પરિમાણમા વ્યવસ્થા, અંગસમૂહમાં યથોચિત સન્નિવેશ જણાય છે. વિશેષત્વની દૃષ્ટિએ જોતાં શીખશો તો બ્રહ્માંડમાં સર્વત્ર વ્યવસ્થા, ઉપકરણોનો યથોચિત સન્નિવેશ જોઈ શકશો, એટલું જ નહિ પણ તુચ્છ જડ પરમાણુના અંગસમૂહમાં યથોચિત સન્નિવેશ નિહાળી વિશ્વશિલ્પીની અતિશય પ્રશંસા કરશો.

---

વળી સરખાવોઃ—'જ્ઞાનના પ્રદેશમાં હિતાહિતનો વિચાર સૌથી છેલ્લો આવે છે અને તેને માટે શ્રમ કરવો પડે છે. અને જ્યારે આ વિચાર આવે છે ત્યારે તે સર્વ સુંદર અને સત્ય વસ્તુઓના કર્તા, પ્રકાશના પિતા અને બુધ્ધિ આપનાર તથા સત્યનું ભાન કરાવનાર ઈશ્વરની સાથે હંમેશાં જોડાએલો હોય છે.'

—પ્લેટો કૃત 'રિપબ્લિક' પુ. ૭ મું

લલિતકલાનું સૌંદર્ય એ પ્રાકૃત સૌંદર્ય છે. લલિતકલા ભાવરસનું રાજ્ય છે, ભાવ જ લલિતકલાનું મૂળતત્વ છે. ભાવ શબ્દ દ્વારા પંડિતો કોઈ અસ્થાયી સત્તાને ઉદ્દેશતા નથી. ભાવ સ્થાયી પદાર્થ છે. અલંકારશાસ્ત્રીઓએ નવ ભાવ અને ભક્તિ શાસ્ત્રકારોએ ૧૨ ભાવનો ઉલ્લેખ કર્યો છે. લલિતકલામાં પત્થર, રંગ, વાક્ય વગેરે સ્થૂલ ઉપકરણોની મદદથી આંતરિક ભાવને બાહ્ય મૂર્ત્તિ આપવામાં આવે છે. બીજી રીતે કહીએ તો લલિતકલા વડે પ્રાકૃત સામગ્રીમાં થઈ મનુષ્યની પ્રતિભા રસરાજ્યનો વિકાસ કરે છે. પ્રાકૃત સામગ્રીનું સૌંદર્ય ભગવાનના તેજના અંશમાંથી પેદા થયું છે. મનુષ્યની પ્રતિભા વાસ્તવિક રીતે જોતા ભગવાનની જ શક્તિ છે. માટે લલિતકલા ભગવાનની શક્તિનું પ્રકટીકરણ છે.

'પ્રાકૃત જગત છોડી પ્રાકૃતાપ્રાકૃત સૌંદર્ય રાજ્યમાં પ્રવેશ કરીએ. ત્યાં આપણે શું જોઈ શકીએ છીએ ? ત્યાં પણ તે એક જ વિધાન જણાય છે. જીવસૌંદર્ય પ્રાકૃતાપ્રાકૃત સૌંદર્ય છે. પ્રાકૃત સામગ્રીમાં થઈ જીવ પોતાની પ્રભા, પોતાનું સૌંદર્ય વિસ્તારે છે. જીવસૌંદર્યની પ્રાકૃત બાજુ શક્તિનું કાર્ય છે—એ ભગવાનના તેજના અંશમાંથી પેદા થએલ છે. જીવની અપ્રાકૃત બાજુ ભગવાનની જીવશક્તિનું પ્રકટીકરણ છે. જીવ સચ્ચિદાનંદની કણી છે, ભગવાનનો ભેદાભેદ પ્રકાશ છે. આ જીવશક્તિ પ્રાકૃત ઉપકરણોમાં થઈને પ્રગટ થાય છે તેથી જીવ આટલો બધો સુંદર છે, આટલો બધો મધુર છે.

અપ્રાકૃત સૌંદર્ય ખરૂં સૌંદર્ય છે. અપ્રાકૃત સૌંદર્ય સમસ્ત સૌંદર્યના કારણરૂપે આવી રહ્યું છે.[1] મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર કહે છે કે—

---

૧. સરખાવોઃ—'સર્વ દરેક પદાર્થોના આદર્શભૂત પદાર્થ હોવા જોઇએ. તે જ પ્રમાણે આદર્શ સૌંદર્ય અને કલ્યાણના સંબંધમાં પણ છે. સૌંદર્ય અને કલ્યાણનું અસ્તિત્વ સત્ય અને અબાધિત છે, એ સિદ્ધાંત કરતાં વધારે સ્પષ્ટ મને બીજું કંઇ જ લાગતું નથી !'

—પ્લેટોનું ફ્રિડો, ૭૭

'હે પરમાત્મા ! તારૂં સૌદર્ય અમે હંમેશાં હૃદયમાં ધારણ કરી રાખીએ એવી કૃપા કર. તારા, સૂર્ય, ચંદ્ર, વીજળી એ બધી જ્યોતિની, પણ જ્યોતિ તું જ છે. તારી જ્યોતિથી આ જગત ઉજ્વલ થઇ રહ્યું છે. તું અમારી આંખોનું તેજ છે; તું અમારા આત્માની જ્યોતિ છે. તું જ્યોતિની જ્યોતિ છે; સૌદર્યનું સૌદર્ય છે.'

બ્રાહ્મધર્મના વ્યાખ્યાનો.

મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામી કહે છે કે—'પરમેશ્વરના જેવું સુંદર કોણ છે? તેણે પોતાના સૌદર્યના નાના સરખા ભાગ વડે પ્રકૃતિને ઢાંકી દીધી છે, અને તે જોઈ આપણે મુગ્ધ બની જઇએ છીએ."

પરમ પુરુષ પ્રાકૃત, પ્રાકૃતાપ્રાકૃત અને અપ્રાકૃત એ ત્રણે શ્રેણીના સૌંદર્યનું સ્વરૂપ છે, બધા સૌદર્યનું મૂળતત્વ છે. સૌંદર્યની સામગ્રી, સૌદર્યનું નિર્માણ અને સૌદર્યનો રસ તે જ છે. તેની જ શક્તિ બધી સુંદર વસ્તુમાં યથોચિત સન્નિવેશરૂપે પ્રગટ થાય છે. તેનો રસ અને આનંદ સુંદર વસ્તુમાં રસરૂપે તથા આનંદરૂપે પ્રગટ થાય છે. સૂતરના તાંતણામાં જેમ મણકાઓ પરોવાય છે, તેમ તેમા આ બ્રહ્માંડ પરોવાઈ રહ્યું છે. વસ્ત્ર જેમ તાંતણાના અંગરૂપે ઓતપ્રોતપણે આવી રહેલું છે, તેમ આ સંસારમા તે ઓતપ્રોતપણે આવી રહ્યો છે.[1] પરમેશ્વર પોતે અપ્રાકૃત સૌદર્ય છે, અપ્રાકૃત ધામ છે. ઉપનિષદ તેને 'પરમ લોક' 'પરમ સંપદ' 'પરમ આનંદ' એવા નામથી સંબોધે છે.

---

"સત્ય, કલ્યાણ ને સૌંદર્ય તે ઈશ્વરના સ્વરૂપો છે, તો પછી આપણે 'સત્ય, સૌંદર્ય' અને સદ્દગુણોને ચાહીએ છીએ ત્યારે ખરૂં જેતા કોને ચાહીએ છીએ ? ઈશ્વરને જ. ઈશ્વરનાં સ્વરૂપો પ્રત્યેના પ્રેમમાં ઈશ્વર પ્રત્યેનો પ્રેમ છુપાએલો છે."

—વિક્ટર કુઝ્યાઁ.

૧. नैतच्चित्रं भगवति ह्यनन्ते जगदीश्वरे ।
ओतप्रोतमिदं यस्मिं तन्तुष्वंग यथा पटः ।
ભાગવત, દશમસ્કંધ, ૧૫ મો અધ્યાય.

તે ઇહલોક ને પરલોક બંને છે. ઇહલોકમાં જે કંઈ સુંદર છે તે તેનું જ સૌંદર્ય છે. પરલોકમાં જે કંઈ સુંદર છે તે તેનું જ સૌંદર્ય છે. પ્રાકૃત, પ્રાકૃતાપ્રાકૃત અને અપ્રાકૃત સૌંદર્યનું મૂળતત્વ, ઝરણ અને સ્વરૂપ તે જ છે. ઋષિશાસ્ત્ર આ તત્ત્વ ઉચ્ચસ્વરે જાહેર કરે છે.

કઠોપનિષદ કહે છે કે—

न तत्र सूर्यो भाति न चंद्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासासर्वमिदं विभाति ॥१५॥

ત્યાં સૂર્ય, ચંદ્ર અને તારાનો પ્રકાશ નજરે પડતો નથી, વીજળીનું તેજ પણ ઝબકતું નથી, તો પછી અગ્નિ શી રીતે તેજ આપી શકે ? એ સ્વયંપ્રકાશી ભગવાનના પ્રકાશને લીધે બ્રહ્માંડ પ્રકાશી રહ્યું છે, સૂર્ય વગેરેના તેજમાંથી ઉત્પન્ન થએલી પ્રભા એ ભગવાનની જ પ્રભા છે.

બૃહદારણ્યકોપનિષદમાં લખ્યું છે કે—

'एषास्य परमा गतिरेषास्य परमा संपदेषोऽस्य परमो लोको एषोऽस्य परम आनंद एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥'

એ જ જીવની પરમ ગતિ છે, પરમ સંપદ છે, પરમ આનંદ છે. એ આનંદની ફક્ત એક કણી પ્રાપ્ત કરી જીવ માત્ર આનંદ કરી રહ્યા છે.

તૈત્તિરીયોપનિષદમાં લખ્યું છે કે—

रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति ॥ द्वितीय वल्ली

ભગવાન રસસ્વરૂપ છે. પ્રાણી માત્ર તેનો રસ પ્રાપ્ત કરી આનંદિત થાય છે.

ઉપનિષદના મહાવાક્યનો પ્રતિધ્વનિ કરી પંચદશી પુકારે છે કે

ब्रह्मवित् परमाप्नोति शोकं तरति चात्मवित् ।
रसो ब्रह्म रसं लब्ध्वानन्दी भवति नान्यथा ॥

બ્રહ્મવિદ પરમાનંદરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરે છે, આત્મવિદ શોક તરી જાય છે, રસસ્વરૂપ બ્રહ્મનો રસ પ્રાપ્ત કરી જીવ આનંદિત થાય છે, આમાં ખોટું કંઈ નથી.

અપ્રાકૃત ધામના ત્રણ ઓરડા છે; બ્રહ્મ, આત્મા અને ભગવાન. બ્રહ્મના આનંદ કરતાં પરમાત્માનું સૌંદર્ય શ્રેષ્ઠ છે, પરમાત્માના સૌંદર્ય કરતા ભગવાનનું સૌંદર્ય અતિશય શ્રેષ્ઠ છે. ભગવાન જીવની પરમ ગતિ છે, પરમ શાંતિ છે. ભગવાનનું સૌંદર્ય એ સૌંદર્યની છેવટની હદ છે, સૌંદર્યનો છેવટનો વિકાસ છે. શ્રીકૃષ્ણચૈતન્ય મહાપ્રભુએ સનાતનને આ પર સૌંદર્યનો ઉપદેશ આપતાં કહ્યું છે કે–

'હે સનાતન, કૃષ્ણના મધુર રૂપનું વર્ણન તો સાંભળ. એ રૂપની એકાદ કણી તો ત્રિભુવનને ડુબાવી દે છે, સર્વ પ્રાણીઓને આકર્ષે છે. વિશુદ્ધ સત્વગુણની પરિણતિરૂપ યોગમાયા ચિદ્‌શક્તિની સત્તા લોકોને દર્શાવવા માટે પ્રભુએ નિત્યલીલા દ્વારા આ રૂપરતન ભક્તોનું ગૂઢ ધન પ્રગટ કર્યું છે.'

—મધ્યલીલા, પ્રકરણ એકવીસમુ

હવે એક બાબત પર ચર્ચા કરી અમે આ પ્રકરણ પૂરું કરશું

ઉપલી ચર્ચાદ્વારા સાબીત થયું છે કે વસ્તુના અંગસમૂહના યથોચિત સન્નિવેશ ઉપર સૌંદર્યનો આધાર છે. વસ્તુના સૌંદર્યમાં ધારણાયોગ્ય, સીમાબદ્ધ નિર્માણ હોવું જોઇએ. જે વસ્તુને આપણે ધારણામાં ઉતારી શકીએ નહિ કે અટકી શકીએ નહિ, તેને કદી સુંદર ગણી શકાય નહિ. વસ્તુનું અસીમપણું, મોટાપણું વાસ્તવિક રીતે સૌંદર્યબોધનું વિરોધી છે. એરિસ્ટોટલ, પ્લોટિનસ, બર્ક, કાન્ટ, હેમિલ્ટન, કુજયાં, શેલિંગ, હેગલ વગેરે પંડિતોએ આ વચનોની સત્યતા સ્વીકારી છે.[૧] જર્મન દર્શનશાસ્ત્રી હેગલ કહે છે કે—

---

૧ સરખાવો:–' સૌંદર્યનું અંતિમ અથવા શાશ્વત સ્વરૂપ આત્માનો

'ઉપકરણસમૂહ દ્વારા (પત્થર, રંગ, સ્વર, છન્દમય પદ) પ્રજ્ઞાનું સીમાબદ્ધ પ્રકટીકરણ તે સૌંદર્ય છે.'

—સ્વેગ્લર કૃત 'ફિલ્સુફીનો ઇતિહાસ'

વિક્ટર કુજ્યૌં કહે છે કે—

'જેને છેડો છે, જેનો અમુક વર્તુળમા સમાવેશ થઈ શકે છે, જે સીમાબદ્ધ છે, અને આપણી બધી વૃત્તિઓ જેને સહેલાઇથી ધારણામા ઉતારી શકે છે તે ચીજ સુંદર ગણાય; કારણ કે તેના જુદા જુદા વિભાગોમા એક પ્રકારનું જોઇએ તેવું નિર્દિષ્ટ પરિમાણ છે. અને જે વસ્તુનો આકાર એટલો બધો મોટો હોય (અર્થાત્ તે કુરુપ નહિ પણ ધારણામા ઉતારવો કઠિન હોય) કે તે મોટાઈ આપણા મનમા અનંતનો ભાવ પેદા કરે તો તે વસ્તુ મહાન ગણાય.'

ઉપર જે કંઈ કહ્યું તે પરથી સમજાય છે કે વસ્તુ સુંદર હોય તો તે સીમાબદ્ધ, વર્તુળબદ્ધ હોવી જ જોઇએ. જે અસીમ છે, અનંત છે, તે વાસ્તવિક રીતે સુંદર હોઈ શકે જ નહિ. તેમા આનંદ હોઈ શકે પરંતુ એ આનંદ ખરૂ સૌંદર્ય કે ખરો આનંદ નથી. સુનીલ આકાશ, હિલોળા ખાતો અતલ સમુદ્ર, અભ્રભેદી હિમાલય

---

અમુક સ્વરૂપમાં એક પ્રકારનો આવિર્ભાવ અથવા પ્રકાશ છે.'

—પ્લોટિનસ

'સૌંદર્ય મર્યાદિત સ્વરૂપના આકારમાં ઉપલબ્ધ થાય છે.'

—થિઓડોર વિશર

'પરિબ્રહ્મ અથવા પરબ્રહ્મનો સાન્ત અને સીમાબદ્ધ વિશ્વમાં પ્રવેશ તેનુ નામ સૌંદર્ય, એમ કહેવું એ સત્યનું વિરોધી છે.'

—વિઙ્ગ

'અનંતનું સાન્ત સ્વરૂપમાં દર્શન તેનું નામ સૌંદર્ય.'

—શેલિંગ

'સૌંદર્ય નિશ્ચિત કદ અને વિભાગોની ગોઠવણીમાં રહેલું છે.'

—એરિસ્ટોટલનું કાવ્યશાસ્ત્ર

વગેરે આપણા મનમાં અદ્‌ભુત રસ પેદા કરે છે ખરાં, પરંતુ તેઓનું બૃહદત્વ ખરા સૌંદર્યબોધનું વિરોધી છે.[૧] વિક્ટર કુઝયૈં ખરૂં કહે છે કે-

'તારાથી ઝળહળતું આકાશ, વિશાળ સમુદ્ર, અભ્રભેદી પર્વત–એ બધું જોઈ આપણે મુગ્ધ બનીએ છીએ ખરા, પરંતુ તે મુગ્ધત્વ સાથે એક પ્રકારનો વિષાદનો ભાવ પણ મિશ્રિત થએલો હોય છે. તેનું કારણ એ છે કે અખિલ જગતના એ બધા પદાર્થો વાસ્તવિક રીતે સીમાબદ્ધ હોવા છતાં આપણી આગળ અસીમરૂપે વ્યક્ત થાય છે; કેમકે તેઓની અપરિમેયતા આપણે ધારણામાં ઉતારી શકતા નથી; અને જે વાસ્તવિક રીતે અસીમ છે, તેનું અનુકરણ કરવા જતાં આપણા અંતરમાં અનંતનો ભાવ પેદા થાય છે; આ અનંતનો ભાવ જેમ એક તરફથી ઊંચે ચડાવે છે તેમ બીજી બાજુએ આપણને નીચે ઉતારી નમ્ર બનાવી મૂકે છે.'

—'સત્ય, સુંદર, મંગળ' નામક ગ્રંથ જુઓ.

સાન્ત, ધારણામાં ઉતારી શકાય એવા પદાર્થોની સાથે સૌંદર્યને સંબંધ છે અને મોટા અલૌકિક પદાર્થો સાથે અદ્‌ભુત રસને સંબંધ છે. ખરૂં સૌંદર્ય આપણા અંતરમાં અમૃતની ધાર રેડે છે. ખરા સૌંદર્યમાં વિષાદ નથી, ભીતિ નથી, નિરાનંદ નથી. તેનું બધું મધુમય છે. અદ્‌ભુત રસ ઐશ્વર્યમિશ્રિત છે. તેમાં આનંદ છે ખરો, પણ આનંદની સાથે ભય મિશ્ર થએલ છે. અદ્‌ભુત રસનો આલંબન વિભાવ મોટાઈ છે, લોકાતીત પદાર્થ છે. તેના આલંબનનું બૃહદત્વ, અનંતત્વ, આપણા ભયનું–નિરાનંદનું–કારણ થાય છે. પંડિતો સૌંદર્ય અને અદ્‌ભુત રસની જુદાઈ સ્વીકારે છે.

---

૧. 'અદ્‌ભુતતાની સાથે સૌંદર્ય અસંગત છે; અને અદ્‌ભુત વસ્તુ મનને માત્ર આકર્ષતીજ નથી પણ વારંવાર પાછું હઠાવે છે તેથી અદ્‌ભુતતા જે આનંદ આપે છે તેનું કારણ અમિશ્ર આનંદ નથી પણ આશ્ચર્ય અથવા માન છે.'

—કાન્ટ

કાન્ટ કહે છે કે-'સૌંદર્ય આપણને આરામ આપે છે, શાંતિ આપે છે, પરંતુ અદ્ભુત રસ આપણી મનોવૃત્તિઓમાં અવ્યવસ્થા મચાવે છે, બુદ્ધિવૃત્તિ અને અસીમ કલ્પનાવૃત્તિ વચ્ચે વિરોધ પેદા કરે છે.'

—વેબરકૃત 'ફિલસુફીનો ઇતિહાસ'

હેમિલ્ટન કહે છે કે-'સૌંદર્યથી પેદા થતો આનંદ અને અદ્ભુત રસ બંને જુદા ભાવો છે. સૌંદર્ય આપણું મન શાંત કરે છે; અદ્ભુત રસ આપણા મનમાં પ્રબળ ભાવોને જાગરત કરે છે.'

મેક્સ્ કહે છે કે—

'સૌંદર્ય અદ્ભુત રસથી જુદો રસ છે. સૌંદર્યસ્પૃહા આપણને વિશુદ્ધ આનંદ અરપે છે, પરંતુ અદ્ભુત રસ આપણા મનમાં ભય પેદા કરે છે છતાં આપણને ઉચ્ચતા તરફ લઈ જાય છે.'

હવે વધારે ઉતારા કરવાની જરૂર નથી. અદ્ભુત રસ અને સૌંદર્ય વચ્ચે પ્રભેદ છે એ એક રીતે જોતાં બધાને કબૂલ છે.[૧] હવે એ પ્રશ્ન બાકી રહે છે કે બ્રહ્મનું અનંતત્વ ખરા સૌંદર્યબોધનું વિરોધી છે કે નહિ?

---

૧. 'સુંદર શબ્દને હું જેવી રીતે મનની લાગણીવાચક ગણું છું તેવી રીતે ભવ્યને પણ માનું છું. અલબત બંને લાગણીઓ જુદી છે.'

—સ્મિથનું નીતિવિજ્ઞાન, પૃ. ૨૧૪

'ભવ્યતા એ સૌંદર્યવિજ્ઞાનનું એક ઉપયોગી અંગ છે. જેમાં શક્તિ, વીર્ય અથવા સ્થળકાળના વિસ્તારની લોકાતીત મહત્તા અથવા વિશાળતાનું દર્શન અથવા ભાન થાય છે.'

—પ્રો. બાલ્ડવિન કૃત 'તત્વજ્ઞાન અને માનસશાસ્ત્રનો કોશ'

'બર્કના મત પ્રમાણે ભવ્યતા તે દુઃખ અથવા ભયની લાગણી છે અને તે સૌંદર્યનો વિભાગ નથી પણ તેની વિરોધી છે.'

'મનને ઉન્નત કરે તે ભવ્ય અને માનસિક ઉન્નતિનું કારણ કોઈ પ્રકારની મહત્તાનો-મુખ્યત્વે શ્રેષ્ઠ પદાર્થની મહત્તાનો-વિચાર છે, તેથી મહત્તાની મન પરા થતી અસરનું નામ જ ભવ્યતા.'

—રસ્કિનકૃત 'વર્તમાન ચિત્રકારો'

બ્રહ્મનું અનંતત્વ બધા કબુલ કરે છે. ઋષિઓ તેને '**सत्यं ज्ञान मनंतम्**' કહી ઓળખાવે છે. એ સર્વકારણરૂપ અનાદિ પુરૂષ અનંત કોટિ બ્રહ્માંડને ધારણ કરી રહેલ છે તેને મુકાબલે માણસ કેટલો નાનો છે! આપણે પૃથ્વી પરનો સમુદ્ર, પર્વત કે એવી મહાન વસ્તુ ધારણામાં ઉતારવાને પણ અશક્ત છીએ. પૃથ્વીને મુકાબલે એ બધી મહાન વસ્તુઓ કેટલી નાની છે! વળી આપણે જે પૃથ્વીને મોટી માનીએ છીએ, તે પણ અનંતને મુકાબલે રેતીના કણ સમાન છે! પ્રકૃતિવિજ્ઞાન શું કહે છે તે જુઓ,—

'રાતને વખતે આપણે જે જ્યોતિર્મય તારાઓ જોઈ શકીએ છીએ તેઓ અકેકો સૂર્ય છે. આપણો સૂર્ય પણ એક નાનો તારો છે; તે અનેક તારા કરતાં નાનો છે. નરી આંખે આપણે છ હજારથી

---

'બ્રેડલી ભવ્યતાને સૌંદર્યનો વિભાગ માને છે. ભવ્યતાની અસર મોટે ભાગે તેમાં રહેલ સૌંદર્યને લીધે થાય છે. તે બંનેને જુદા પાડનાર મહત્તા -અતિશય મહત્તા છે.'

—મિ. બ્રેડલીનાં ઓક્સફર્ડમાં આપેલાં કવિતા પરનાં ભાષણો.

'ઈચ્છા અથવા શક્તિને આત્મબલિદાનમાં આવતા આનંદનું વ્યક્ત સ્વરૂપ તે ભવ્યતા.' —હેગલ

થિઓડોર વિશર ભવ્યતાની વ્યાખ્યા નીચે પ્રમાણે કરે છે. 'સૌંદર્ય એ તેની કલ્પના અને મૂર્તિની મિલાવટ છે. તે બંનેને જુદાં પાડી વસ્તુમાં રહેલ સાન્ત વિભાગને અનંત વિભાગથી જુદો પાડવો તેનું નામ ભવ્યતા.'

—એન્સાઇક્લોપિડિઆ બ્રિટાનિકા, ૯ મી આવૃત્તિ.

'ભવ્યતા અને સુકુમારતા તે સૌંદર્યની રેખાનાં અંતિમ બિંદુઓ છે.'

—કેરમેશર

'ભવ્યતા સૌંદર્યની વિરોધી નથી, પરંતુ તે સૌંદર્ય અને કુરુપતા વચ્ચેનો વિરોધ શમાવવાનો પ્રયત્ન છે.' —વિઝ

'માટે જુઓ, આ બે પ્રકારના ભાવ સંપૂર્ણ જુદા છે, એકને ખાસ કરીને 'સુંદર' અને બીજાને 'મહાન' કહી શકાય.'

—વિક્ટર કુઝૅ઼ા

વધારે તારા જોઈ શકતા નથી, પરંતુ દૂરબીનમાંથી નજરે પડના તારાની સંખ્યા કરોડોની થવા જાય છે. દૂરબીનથી પણ અગોચર કેટલા તારા હશે તે કોણ કહી શકે તેમ છે? આ જગત અતિ વિશાળ છે. આપણો સૂર્ય પૃથ્વી કરતા બાર લાખ ગણો મોટો છે. પૃથ્વીથી સૂર્યનું દૂરપણું નવ કરોડ ત્રીશ લાખ માઈલ છે. જે તારાઓ પૃથ્વીથી પાસેમા પાસે આવેલા છે, ત્યાથી પૃથ્વી પર પ્રકાશને આવતાં સવા ચાર વર્ષ લાગે છે; પ્રકાશનો વેગ સેકન્ડે એક લાખ છયાશી હજાર માઈલ છે. આ કરતા પણ વધારે છેટે કરોડો તારા આવી રહ્યા છે; જગત કેવડું મોટું છે તે ખ્યાલમાં તો લાવો! દૂરબીનમાં દેખાતા દૂરના અનેક તારામાથી આપણી પૃથ્વી પર પ્રકાશને આવતાં સેંકડો વર્ષ વીતી જાય છે.

'આ અસંખ્ય તારાઓમાંના આપણા તારાને અર્થાત્ સૂર્યને વીંટાઈ બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, બૃહસ્પતિ, શનિ, યુરેનસ, નેપચ્યુન આ આઠ મોટા મોટા ગ્રહ અને સેકડો નાના નાના ગ્રહો પોતપોતાના નક્કી કરેલા માર્ગે વેગથી ભ્રમણ કરે છે. વળી મોટામાં મોટા કેટલાક ગ્રહોની આજુબાજુ કેટલાક ઉપગ્રહો નિયમિત માર્ગે ફર્યા કરે છે. એ સિવાય સેંકડો ધૂમકેતુ અને ખરતા તારા સૂર્યની ચોતરફ ભમી રહ્યા છે. આ ગ્રહ, ઉપગ્રહ, ધૂમકેતુ અને ખરતા તારાઓથી વીંટળાઈ સૂર્ય જગતના જે અંશમાં આવી રહ્યો છે તેનું નામ સૌરજગત. સૂર્ય એ જગતના કેન્દ્રમાં આવેલો છે. બૃહસ્પતિ બધા ગ્રહોમાં મોટો છે; નેપચ્યુન સૌથી દૂર છે; સૂર્યથી નેપચ્યુનનું અંતર પૃથ્વીના અંતર કરતાં ત્રીશગણું છે."[૧]

શાંતિપૂર્વક વિચાર કરતાં જણાશે કે બ્રહ્માંડની વાત તો દૂર રહી પણ આપણી આ નાની પૃથ્વીનું બૃહદ્પણું પણ આપણે ધારણામાં ઉતારવાને સંપૂર્ણ અશક્તિમાન છીએ. પૃથ્વીનું તો શું પણ તેનો નાનો ભાગ આપણો આ ભરતખંડ તેનું બૃહદ્પણું ધારણામાં

---

૧ શ્રીયુત રામેન્દ્રસુંદર ત્રિવેદી કૃત 'પ્રકૃતિ' નામના ગ્રંથમાંથી.

ઉતારતાં આપણે આકુળવ્યાકુળ થઈ જઈએ છીએ. વળી જેને ત્રિભુવનપતિ, કહીએ છીએ, જેને અનંતનું વિશેષણ આપીએ છીએ તેની સાથે મુકાબલો કરતાં બ્રહ્માંડ તો કંઈ લેખામાં નથી. આવા એ મહાન પ્રભુને મનુષ્ય જેવો નાનામાં નાનો જીવ કોઈ પણ રીતે જાણી શકે નહિ. ખરી વાત એ છે કે ભગવાનનું અનંતપણું ધારણામાં ઉતરવાની શક્તિ કોઈ પણ મનુષ્યમાં નથી. એવી ઇચ્છા કરવી એ પણ ઠંગુજી થઇને ચંદ્ર પકડવાની ઇચ્છા કરવા જેવું છે. માનવ! તું વિચાર કરતો નથી તેથી જ ધારે છે કે અનંતની ઉપાસના થઈ શકે છે. પણ અનંતની ઉપાસના એ તો શબ્દછલ માત્ર છે. ખરી રીતે તો સાન્તની જ ઉપાસના કરી શકાય. જે કહે છે કે અનંતની ઉપાસના થઈ શકે, તેણે અનંત શું છે તે વિષે બિલકુલ વિચાર કર્યો નથી. પરમેશ્વર સર્વ કરતાં મોટો છે માટે તેનું નામ 'બ્રહ્મ' પડયું છે. અર્જુને જ્યારે ભગવાનનું વિશ્વરૂપ જોયું, ભગવાનની કૃપાથી પ્રભુનું અનંતરૂપ તેના હૃદયમાં પ્રગટયું, ત્યારે તે વિહ્વળ બની ગયો. તેના મનમાં ભય પેદા થયો.[1] ભગવાનનું અનંતત્વ ધારણામાં ઉતરવું અશક્ત હોવાથી તે એ રૂપ છુપાવી માનવમૂર્તિ ધારણ કરવાની પ્રાર્થના કરવા લાગ્યો,—

> अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
> भयेन च प्रव्यथितं मनो मे ।
> तदेव मे दर्शय देव रूपं
> प्रसीद देवेश जगन्निवास ॥४५॥

શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧૧ મો.

'હે દેવ, તમારૂં પૂર્વે કદી ન જોએલું રૂપ નિહાળી હું સંતોષ પામ્યો છું, છતાં ભયથી મારૂં મન વ્યથા પામે છે; માટે હે દેવ,

---

૧ સરખાવો બર્ક: 'ખરેખર સર્વ પ્રસંગોમાં ભવ્યતા ખુલ્લી રીતે અથવા ગુપ્ત રીતે ભય પેદા કરે છે.'
—બર્કનો 'ભવ્યતા ને સૌંદર્ય' પરનો નિબંધ'

તમારૂં અસલ રૂપ મને બતાવો. હે દેવેશ, હે જગન્નિવાસ, પ્રસન્ન થાઓ.'

સ્વામી વિવેકાનંદ પોતાના જીવનચરિતમાં એક બનાવની નોંધ નીચે પ્રમાણે નોંધે છેઃ—

'એક દિવસ ઠાકુરે બગીચામાં મારો સ્પર્શ કર્યો; મેં પ્રથમ જોયું કે ઘરબાર, ઝાડપાન, સૂર્યચંદ્રાદિ સર્વ ચૂર્ણવિચુર્ણ થઈ અણુ-પરમાણુના રૂપમા આકાશમા વિલીન થઈ જાય છે. ધીમે ધીમે આકાશ પણ વિલીન થઈ ગયું—ત્યાર પછી શું થયું તે ધ્યાનમાં ન રહ્યું; તે વખતે મારા મનમાં બીક પેઠી હતી—ધીમે ધીમે વળી જોયું કે ઘરબાર, ઝાડપાન ઈત્યાદિ વળી સ્પષ્ટ થયાં છે. આવો જ દેખાવ અમેરિકાના એક સરોવરને કિનારે મેં ફરીથી જોયો હતો.'

—સ્વામીશિષ્ય સંવાદ, બંગાળી સાલ ૧૩૧૧ની ૧૫ મી વૈશાખનું ઉદ્‌બોધન જુઓ.

મહાત્મા રામકૃષ્ણ કહે છે કે—

'અનંત સચ્ચિદાનંદ સાગરમાં પડી, કિનારો ન મળવાથી હું ડબકાં ખાતો હતો. ત્યાં લીલામય હરિ પ્રાપ્ત થવાથી કિનારો પણ હાથ લાગ્યો.'

ખરી વાત એ છે કે અનંતની સાથે શાંત દાસ્ય, સખ્ય, વાત્સલ્ય કે મધુર એમાંના કોઈ રસનો સંબંધ સ્થાપી શકાય નહિ. જે અશબ્દ છે, અસ્પર્શ છે, અરૂપ છે, અવ્યય છે, જેનું અનંત-પણું વાક્ય અને મનથી અતીત છે, જે સંભવ, પ્રલય, અને પાલનનું વિધાતા છે, તેની સાથે પ્રેમનો સંબંધ સ્થાપવો એ અશક્ય જણાય

---

૧ સરખાવોઃ—

'क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्'
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

ભગવદ્ ગીતા અધ્યાય ૧૨ મો.

અવ્યક્તમાં ચિત્ત પરોવનારને વધારે ક્લેશ થાય છે, કારણકે દેહધારી જીવ અવ્યક્તના માર્ગને મુશ્કેલીથી પામી શકે છે.

છે. તેને વિષે કહેવા જતાં આપણને 'નેતિ, નેતિ' એવાં વચનો ઉચ્ચારવાં પડે છે. તેની ઉપાસના કરતાં 'હે અનાદિ, અનંત, તમને કોણ જાણી શકે તેમ છે?' એવાં વચનો વદવાં પડે છે. ઉપનિષદમાં કેવળ બ્રહ્મના અનંતપણાનો જ પ્રસંગ છે એવું નથી, જીવાત્માની સાથે પરમાત્માનો સખ્યરસનો પ્રસંગ પણ તેમાં મળી આવે છે. મુંડકોપનિષદમાં લખ્યું છે કે—

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते।**
**तयोरन्य पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽ भिचाकशीति ॥ १ ॥**

બે સહયોગી સખીભાવવાળાં પક્ષીઓ એક વૃક્ષનો આશરો લઈ રહ્યાં છે. તેઓમાંનું એક પક્ષી સ્વાદિષ્ટ કર્મફળ ખાય છે, અને બીજું પક્ષી કેવળ એ જુએ છે.[1]

એ મહાવાક્યની છાયાને અવલંબી એક કવિએ નીચેના ભાવવાળું રસથી લદબદતું ચિત્ર આંક્યું છે,—

'એક જ શાખા પર બે પક્ષીઓ આનંદથી વસવાટ કરી રહ્યા જણાય છે. બંને એકબીજાના મિત્ર છે, પ્રેમમા રસબસ થઈ રહ્યા છે. બંને એક બીજાને તૃષિત ભાવથી, અનિમિષ નેત્રે સદા નિહાળી રહ્યાં છે. તેમાંનું એક રસથી ભરપૂર ફળ યત્નપૂર્વક લઈ, પોતાના મિત્રને આપી રહ્યું છે; અને બીજું એ ફળ લઈ, પ્રેમથી વિહ્વળ બની, આનંદથી ભક્ષણ કરે છે. ફળ આપનાર પક્ષી તો એ ભક્ષણનું કાર્ય કેવળ જુએ જ છે, તે તો ફળ આપીનેજ સુખી થાય છે તથા ઉપવાસી રહેવામાંજ આનંદની પરમાવધિ માને છે.'[2]

---

૧. સરખાવો:—'જલસંસ્કાર થયા બાદ જિસસ પાણીની બહાર આવ્યો અને અહો! આકાશનાં દ્વાર તેની સમક્ષ ઉઘડી ગયાં. તેણે પરમાત્માને કબુતરની માફક ઉતરતો જોયો.'

—સેંટ મેથ્યુ, પ્રકરણ ૩ જું.

૨. આ પ્રસંગનું સ્વ. ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચંદ્રના ૩ જા ભાગમાં નીચેની કવિતામાં સરસ વર્ણન કરેલું છે:—

ભક્ત ચંડિદાસનું નીચેનું મધુર રસાત્મક ચિત્ર પણ લક્ષમાં રાખવાનું છે.

'હરિ હરિ! આમ તે શી રીતે થયું! મને તો વિષમ વાડવાનલમા ફેંકી દીધી. તે ઉમરે તો કિશોર છે; રૂપ પણ મનોહર છે, અતિ મધુર છે; તેના નયનયુગલ શીતલતા વર્ષાવી રહ્યાં છે; રસનો તો તે અખૂટ ખજાનો છે; મારાં પરિજનમાં તેની ગણના થતી નથી મારા સગાંસંબંધીઓમાં તેનું નામનિશાન નથી, છતાં તેના વચનમ

---

છે ઉડવા ઉત્તમ પાંખ, જુવે દૂર આંખ, પંખી બે એવાં,
બહુ બેશ ઘડયો એ સંગ, મિત્રપ્રીતિરંગ ચડાવી રહેલાં.
તે સમાન તરૂની ડાળે
વળગી લટકેલાં લાગે;
પણ પિપ્પલ ખાતું એક, બીજું ન કંઇ ખાતું ચળકતું પ્રસાએ.
છે ઉડવા૦ ૧.

એ સમાન તરૂમાં પડયું સોગમાં, એક અનીશ મૂંઢ રોતું;
એ સમાન તરૂ પર વસ્યું પ્રકાશતું બીજું ઇશ થઇ જોતું !
એ બ્રહ્મયોનિ કર્તાર !
એ કનકતેજ ધરનાર !
એ પરમ નિરંજન નાથ !
એ ઉપર અનીશની આંખ પડે ને ભજે મહિમા એ ત્યાં,
તરછોડી પુણ્ય ને પાપ, છોડી જડગાંઠ, તરે એ શોક,
અનીશ ઇશસમ ત્યાં.
છે ઉડવા૦ ૨.

ઈશ સાથ સામ્ય એ થાય !
રહે જોઈ ઐક્ય એ આંખ !
ખંખેરી પુણ્ય ને પાપ,
તરી શોક રહે ઉડી પાંખ !
એ આંખ-પાંખ ધરનાર પંખી, વિદ્વાન અમૃત બની આવું,
ફરી આવર્ત્તતું નહીં, ફરી ન આવર્ત્તતું, ઇરાતું મનમાન્યું !
છે ઉડવા૦ ૩

વિશ્વાસ રાખું છું. તેના તરફ દૃષ્ટિ કરું છુ ત્યા'તો તે મારા પ્રાણમાં પેસી જાય છે. હાય! છાતી ફાટી જાય છે. તેને તજવા માગું છું, પણ ચિત્ત છોડતું નથી. હવે હું શું કરું? ચંડિદાસ કહે છે, "કે એ શ્યામસુંદરના નવીન રસ વડે રાજાની દાસી તે ઠગાઈ."

આ બે રસના ચિત્રો વાચકવર્ગ સમક્ષ રજૂ કરી અમે પૂછીએ છીએ કે અનંત અને અનાદિ પુરુષની સાથે આ રસનો સંબંધ બંધાવો સંભવિત છે કે નહિ? શાંતિપૂર્વક વિચાર કરશું તો જણાશે કે અનંત બ્રહ્મની સાથે કોઈ પણ રસનો સંબંધ બાંધી શકાય નહિ. સખ્યરસની વાત કહેવા જતા ઉપનિષદ અનંતને સાન્ત કરી દે છે. અનંત સાન્ત ન થાય તો માણસો તેને શી રીતે ધારણમા ઉતારી શકે? તેનો રસ, તેનુ સૌંદર્ય શી રીતે ભોગવી શકે? બ્રહ્મ અનંત ઐશ્વર્યશાલી છે. બ્રહ્મનુ અનંતપણું-ઐશ્વર્યભાવ હૃદયમા પ્રવેશ કરે તો ભય પેદા થાય છે તથા માધુર્યભાવ દૂર નાસી જાય છે. શુદ્ધ પ્રેમમા કેવળ માધુર્ય છે, ઐશ્વર્ય નથી. રસની ધારણા ઉતરી શકે તેની ઉચિત ગોઠવણી એ જ ખરું સૌંદર્ય છે શ્રીચૈતન્યચરિતામૃતમા આવી જ વાત જણાવી છે.—

'ઐશ્વર્ય અને જ્ઞાનના પ્રાધાન્યથી સંકુચિત થએલી પ્રીતિ જોતા ઐશ્વર્ય શુદ્ધ ભક્તિની રીત જાણતુ હોય એમ જણાતું નથી. શાંત અને દાસ્ય રસથી ઐશ્વર્યનુ ઉદ્દીપન થાય છે અને વાત્સલ્ય, સખ્ય તથા મધુર રસથી તેનું સંકોચન થાય છે. કારાગૃહમા વસુદેવ અને દેવકીએ જ્યારે કૃષ્ણના ચરણનુ વંદન કર્યું ત્યારે ઐશ્વર્યના જ્ઞાનથી એ બંનેના હૃદયમા ભય પેદા થયો હતો. જુઓ ભાગવત કહે છે કે,—

देवकीवसुदेवश्च विज्ञाय जगदीश्वरौ ।
कृतसंवन्दनौ पुत्रौ सस्वजाते न शङ्कितौ ॥

કૃષ્ણનુ વિશ્વરૂપ નિહાળી અર્જુનને ભય થયો, તેથી તેણે મિત્રભાવે પોતાની ધૃષ્ટતાની ક્ષમા માગી વિનય દર્શાવ્યો. જુઓ ભગવદ્ ગીતા કહે છે કે—

सखेति मत्वा प्रसभं यदुक्तं,
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥

રૂપની રૂક્મિણીએ મશ્કરી કરી, પણ પાછળથી કૃષ્ણ પોતાને તજી જશે એવો ભય પેદા થતાં તેને ત્રાસ ઉપજ્યો. જુઓ ભાગવત કહે છે કે—

तस्याः सुदुःखभयशोकविनष्टबुद्धे
र्हस्ताच्छ्लथ-द्वलयतो व्यजनं पपात ।
देहश्च विक्लवधियः सहसैव मुह्यन्
रम्भेव वातविहता प्रविकीर्य केशान् ॥ २९ ॥

કેવળ ભક્તિનો શુદ્ધ પ્રેમ ઐશ્વર્યને ઓળખતો જ નથી. ઐશ્વર્યને જુએ છે તો તેની સાથેના પોતાના સંબંધનો નિષેધ કરે છે.

બ્રહ્મનું અનંતપણું ધારણામાં ઉતરી શકે તેવું અગર સ્પર્શ કરી શકાય તેવું નથી, માટે તેની ઉપાસના થઈ શકે નહિ. બ્રહ્મનું અનંતપણું કે અસીમપણું મનુષ્યોની સૌંદર્યપિપાસા શાંત કરી શકે તેમ નથી; ઉલટું એ તૃષા શાંત કરવામાં વિરોધી થઈ પડે છે.

આપણે જોતા આવ્યા છીએ કે મનુષ્ય બાળપણથી સૌંદર્યને ચાહે છે. ઉંમરની વૃદ્ધિ સાથે પાર્થિવ સૌંદર્ય તેને તૃપ્તિ આપી શકતું નથી. તેનો પ્રાણ અખિલરસામૃતમૂર્તિને ધારણામાં ઉતારવા માગે છે, તેનું આલિંગન કરવા માગે છે. ટુંકામાં મનુષ્ય ધારણામાં ઉતારી શકાય એવું કંઈક માગે છે કે જેના માધુર્યનો પાર ન હોય, જેને બીજા કોઈ સાથે સરખાવી ન શકાય, જેના વિમલ સહવાસથી પોતાની જાતને વિસરી જઈ લાખોના લાખો યુગ વિતાડી શકે, ભક્ત વિદ્યાપતિ એ માધુર્ય અને એ સૌંદર્યનું દર્શન કરી પુકારી ગયો છે કે,—

'આખો જન્મારો રૂપ નિહાળ્યા કર્યું તોપણુ મારૂં નયન તૃપ્ત ન જ થયું. એ મધુર વેણો કાન વડે સાંભળ્યા છતાં શ્રુતિવિવરમાં તો એનો સ્પર્શ ન જ થયો. કેટલીએ મધુર રાત્રિઓ મિલનમાં ગુમાવી તોપણુ કેલિ કેવી હશે તે જાણ્યું જ નહિ. લાખોના લાખો યુગ હૈયામાં ને હૈયામાં રાખ્યા છતાં હૈયું શાંત ન જ થયું.'

ભક્ત વિદ્યાપતિ જે માધુર્યની, જે રસતત્વની વાત કરે છે તે ક્યાં છે ? બ્રહ્મના અનંતપણામાં તે માધુર્ય; તે રસતત્વ ખોળવા જતાં તો આકુળવ્યાકુળ થઈ જવું પડે છે. બ્રહ્મનું અનંતપણું એ પિપાસા શાંત કરી શકતું નથી. હાય ! ત્યારે શું એ તૃષા શાંત પાડવાનું સ્થાન જ નથી ? જે સૌંદર્યનિધિને મેળવવા પ્રાણુ તરફડીઆં મારે છે, જેને પ્રાપ્ત કરી બધી તૃષા શાંત કરવા માંગે છે, તે શું નહિ જ મળે ? એ તૃષા શું સ્વપ્ન છે, શું મૃગજળ માત્ર છે ! માનવો ! બ્હીતા નહિ. ભગવાને તમારી બધી વૃત્તિઓને તૃપ્ત કરવાનાં વિધાનો કરી મૂક્યાં છે. તમને સૌંદર્યપિપાસા આપી છે, છતાં તે તૃપ્ત કરવાનું સાધન આપ્યું ન હોય એ શું સંભવિત છે ? ભગવાન ભક્તવત્સલ છે. તમારા આત્માની તૃપ્તિ ખાતર બધા તૈયારી કરી રાખી છે. તે તમારી સૌંદર્યપિપાસા તૃપ્ત કરવા ખાતર યોગમાયાને અવલંબી સચ્ચિદાનંદ વિગ્રહ બનેલ છે. એ તેની અનંત કોટિ વિશ્વબ્રહ્માંડમાં પ્રકાશી રહેલી સૌંદર્યની ભરચક મૂર્તિ છે. એ અખિલરસામૃતમૂર્તિનાં ઋષિઓ કીર્તન ગાઈ ગયા છે.

કઠોપનિષદ ગાય છે કે—

यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥

प्रथमाध्याय, द्वितीय वल्ली ॥

જે પરમાત્માને પ્રાપ્ત કરવાની પ્રાર્થના કરે છે, તેની આગળ એ પોતાનું પારમાર્થિક સ્વરૂપ પ્રગટ કરે છે

શ્રીમદ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે,—

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥

અધ્યાય ચૌદમો.

" हि यस्माद्ब्रह्मणोऽयं प्रतिष्ठा प्रतिमा । घनीभूतं ब्रह्मैवाऽहम् । यथा घनीभूतः प्रकाश एवं सूर्यमंडलं तद्वदित्यर्थः । "

અમૃતસ્વરૂપ, અવ્યયસ્વરૂપ, શાશ્વત ધર્મસ્વરૂપ અને અખંડિત સુખસ્વરૂપ બ્રહ્મની હું ઘનીભૂત મૂર્તિ છું.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

यन्मर्त्यलीलौपयिकं स्वयोग—
मायाबलं दर्शयता गृहीतम् ।
विस्मापनं स्वस्य च सौभगर्द्धेः
परं पदं भूषणं भूषणांगम् ॥

તૃતીય સ્કંદ, ૨ જો અધ્યાય, ૧૨ મો શ્લોક.

વિદુરને ઉદ્ધવે કહ્યું હતું કે ભગવાન્ શ્રીકૃષ્ણનું આ રૂપ મર્ત્યલીલાને યોગ્ય હતું, તેમણે પોતાનું યોગમાયાબલ દર્શાવવા ખાતર જ આવું રૂપ ધારણ કર્યું હતું. એ રૂપથી તેમને પોતાને પણ નવાઈ ઉપજી હતી. એ સ્વરૂપ સૌભાગ્યના અતિરેકનું પરમ પદ અને પરમ સુંદર હતું.

શ્રીચૈતન્યચરિતામૃતમાં આ શ્લોકનો ગૂઢ અર્થ આ પ્રમાણે દર્શાવ્યો છે,—

વિશુદ્ધ સત્વની પરિણતિ રૂપ યોગમાયા ચિદ્‌શક્તિની સત્તા લોકોમાં દર્શાવવા ખાતર આવું રત્ન, ભક્તોનું ગૂઢ ધન પ્રભુએ નિત્યલીલામાથી પ્રગટ કર્યું.

—મધ્યલીલા, પ્રકરણ એકવીશ

ભગવાનના શરીરની મૂર્તિ સૌંદર્યસમસ્તની જમાવટ છે. એનું દર્શન કરવાથી રોગ, શોક, તાપ વગેરે દૂર નાસી જાય છે. હૃદયની વાસનાગ્રંથિ છૂટી જાય છે, સર્વ પ્રકારના સંશય નષ્ટ થાય છે. સાધુઓ કહે છે કે આ રૂપ અતુલનીય છે. બિલ્વમંગલ સારા કવિ હતા. તેમણે ભગવાનના દર્શન થયા પહેલાં કવિતામાં પ્રભુના રૂપનું વર્ણન કર્યું હતું, પરંતુ દર્શન થયા બાદ તેઓ પ્રભુના રૂપની વર્ણનાત્મક કવિતા રચી શકયા નહિ. કારણ કે એ રૂપ ભાષાદ્વારા વ્યક્ત થઈ શકતું નથી—તેનો મુકાબલો થઈ શકતો નથી—વાણીથી એ અતીત છે. ભગવાનના રૂપ વિષે પાછળથી બિલ્વમંગલ કેવળ એટલું જ બોલી શકયા છે કે—

मधुरं मधुरं वपुरस्य विभो
मधुरं मधुरं वदनं मधुरं ।
मधुगन्धि मृदुस्मितमेतदहो
मधुरं मधुरं मधुरं मधुरम् ॥

ભગવાનના ભકતો પ્રભુના રૂપનું દર્શન કરી કેવળ 'મધુર' 'સુંદર' એટલું જ બોલી શકયા છે. તે કરતાં વધારે બોલવું અસંભવિત છે. સાધુઓ કહે છે કે ભગવાનનું દર્શન મુંગાના સ્વપ્નદર્શન જેવું છે.

અહીં કદાચ તર્કકુશલ માણસ કહેશે કે અનંત કોટિ બ્રહ્માંડનો અધીશ્વર શું સચ્ચિદાનંદ મૂર્તિ બને ખરો ? અનંત સાન્ત શી રીતે બને ? એથી શું તેનું અનંતપણું નષ્ટ ન થાય ? આ તર્કના જવાબમાં અમારે એટલું જ કહેવાનું કે પરમેશ્વર બધું કરી શકે છે. બધું કરી શકે છે એમ ન માનીએ તો તેના સર્વશક્તિમાનપણાનો કંઈ અર્થ જ રહેતો નથી. પરમેશ્વર સર્વશક્તિમાન છે, છતાં બધું કરી શકતો નથી એ વિચાર તદ્દન અસ્વાભાવિક છે. પ્રભુમાં એવી શક્તિ ન હોય તો તેનું ઈશ્વરત્વ સિદ્ધ થઈ શકે નહિ. શ્રીમદ્ રૂપ ગોસ્વામિ કહે છે કે—

तादृशञ्च विना शक्तिं न सिध्येत् परमेशता ।
यतश्चानवगाह्यत्वेनास्य माहात्म्यमुच्यते ॥ ६० ॥

—લઘુ ભાગવતામૃત.

એવી અચિંત્ય શક્તિ સિવાય પ્રભુનું ઈશ્વરપણું સિદ્ધ થઈ શકે નહિ. એ અચિંત્ય શક્તિના પ્રભાવથી જ ઇશ્વરનું માહાત્મ્ય અગાધ ગણાઈ ગયું છે.'

બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે—

सर्वोपेता च सा तद्दर्शनात् । २ । १ । २९ ।

'पराऽस्य शक्तिर्विविधैव श्रुयते, स्वाभाविकी ज्ञानबल क्रियाचेत्यादि श्रुतेः सा देवता सर्वशक्त्युपेता सर्वं कर्त्तुं समर्था भवति ।'

—निम्बार्कभाष्यम्

'એ પરમ દેવતા સર્વશક્તિસમ્પન્ન છે; માટે બધું કરી શકે છે. શ્રુતિ 'पराऽस्य शक्तिर्विविधैव श्रुयते स्वाभाविकी ज्ञानबल क्रिया च' ઇત્યાદિ વાક્ય દ્વારા બ્રહ્મનું સર્વશક્તિમાનપણું સ્પષ્ટ દર્શાવે છે.'

ભક્તિરસામૃતસિંધુ કહે છે કે—

मिथो विरोधिनोऽप्यत्र केचिन्निगदिता गुणाः ।
हरौ निरंकुशैश्वर्यात् कोऽपि न स्यादसंभवः ॥२१७॥

દક્ષિણ વિભાગ, ૧ લી લહરી.

અહીં જે ગુણો કહ્યા છે તે પરસ્પર વિરુદ્ધ છતાં નિરંકુશ ઐશ્વર્યયુક્ત હરિમાં કંઈ અસંભવિત નથી, તેમાં તો બધું સંભવિત હોઈ શકે.

બાઇબલ કહે છે કે—

'મનુષ્યોને માટે એ અસંભવિત છે ખરૂં, પરંતુ ભગવાનને માટે તો બધું સંભવિત છે.'

—સેંટ મેથ્યુ, પ્રકરણ ૧૯, ૨૬.

સ્પેન્સર પણ આદિકારણને બધા નિયમોથી નિરાળું માને છે. તે કહે છે કે 'આદિકારણ સમસ્ત ભાવથી પરિપૂર્ણ છે, સર્વશક્તિમાન છે અને સર્વે નિયમોથી નિરાળું છે. '–પ્રાથમિક સિદ્ધાંતો.

પરમેશ્વર બધી વસ્તુનું રૂપ ધારણ કરી શકે છે એ જાતના અનુમાન સિવાય દર્શનશાસ્ત્ર સંભવિત નથી: બધા દાર્શનિકોને પરમેશ્વરની આ પ્રકારની શક્તિ કલ્પી લેવી પડી છે. પ્રસિદ્ધ તત્વજ્ઞાની ડોક્ટર સ્ટર્લિંગ કહે છે કે,—

'એવી એક સત્તા છે કે જે બધી વસ્તુનું રૂપ ધારણ કરી શકે, આ શ્રેણીના અનુમાન સિવાય દર્શનશાસ્ત્રનો સંભવ જ નથી.'

જો પરમેશ્વર બધી વસ્તુનું રૂપ ધારણ કરી શકતો હોય તો પછી તે સચ્ચિદાનંદ મૂર્તિ કેમ ન બની શકે તે સમજાતું નથી. પરમેશ્વર પોતાના બધા માધુર્યને એકત્ર કરી પ્રગટ કરે છે માટે જ તેને 'સચ્ચિદાનંદ ઘન' 'સચ્ચિદાનંદ વિગ્રહ' 'સચ્ચિદાનંદ સાન્દ્રાંગ' વગેરે નામથી ઓળખવામાં આવે છે. ભક્તોને કૃતાર્થ કરવા ખાતર યોગમાયાનો આધાર લઈ તે સચ્ચિદાનંદ મૂર્તિ રૂપે પ્રગટ થાય છે.[1] ઋષિઓ અને મહાત્માઓએ તેની એ મૂર્તિ વિષે ઉલ્લેખ કરેલો છે. બ્રહ્મસંહિતામાં કહ્યું છે કે—

ईश्वरः परमः कृष्णः सच्चिदानंदविग्रहः ।
अनादिरादि र्गोविंदः सर्व कारणकारणम् ॥

અધ્યાય ૫ મો, શ્લોક ૧ લો.

---

૧. સરખાવો:—

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

અદ્યાપિ હું જન્માતીત અને અવિનાશી તથા સર્વ પ્રાણીઓનો સ્વામી છું, તથાપિ પોતાની પ્રકૃતિમાં રહીને સ્વશક્તિએ કરીને જન્મ ધારણ કરું છું.

ભગવદ્ગીતા.

શ્રીચૈતન્યચરિતામૃતમાં કહ્યું છે કે—

'કૃષ્ણ પરમ ઈશ્વર છે, સ્વયં ભગવાન છે, સર્વ અવતાર છે, સર્વ કારણોમાં પ્રધાન છે. અનંત વૈકુંઠ, અનંત અવતાર અને અનંત બ્રહ્માંડ એ બધાનો એ આધાર છે. સચ્ચિદાનંદ દેહવાળો વ્રજેન્દ્રનંદન સર્વ ઐશ્વર્ય, શક્તિ અને રસથી પરિપૂર્ણ છે.'

મહાત્મા રામકૃષ્ણ કહે છે કે—

'જે સાકાર થએલ છે, તે જ નિરાકાર છે. ભક્તને તે સાકાર રૂપ ધારણ કરી દર્શન આપે છે. જેમ મહાસાગરમાં કેવળ જળ સિવાય બીજું કંઈ દેખાતું નથી, કિનારાનો પત્તો લાગતો નથી, પણ કોઈ કોઈ જગાએ અતિશય ટાઢીથી બરફ જામી ગએલો જણાય છે, તેમ ભક્તના ભક્તિરૂપી હિમને લીધે સાકાર રૂપ ધારણ કરી પ્રભુ દર્શન આપે છે.'

મહાત્માં તૈલંગ સ્વામીને પૂછવામાં આવ્યું હતું કે ભગવાનનું રૂપ કેવું છે? તેનાં જવાબમાં તેણે પથરા વડે દેવનાગરી અક્ષરમાં લખ્યું હતું કે,—

"ભગવાન સચ્ચિદાનંદ મૂર્તિ છે, યોગીઓના હૃદયને રંજન કરનારો છે.'

મહાત્મા વિજયકૃષ્ણ કહે છે કે,—

'ખરેખર તેનું દર્શન કરી શકાય, તેનો સ્પર્શ કરી શકાય, તેને સાંભળી શકાય, સુંઘી શકાય, ચાખી શકાય, તેની સેવા કરી શકાય, આ બધું રૂપક અથવા કલ્પના નથી; એ શબ્દ વડે સમજાવી શકાતું નથી. એ તો મુંગાના સ્વપ્નદર્શન જેવું છે. પરમેશ્વર સાકાર છે, એનો અર્થ એવો નથી કે તે સૃષ્ટ પદાર્થ છે, છતાં તે છે, શૂન્ય નથી: ભક્તો તેને 'સચ્ચિદાનંદ વિગ્રહ' કહે છે. સત્, ચિત્ ને આનંદ શું છે તેનું વર્ણન કરી શકાય તેમ નથી.'

હંમેશાં ભક્તજનો ભગવાનની અખિલરસામૃતમૂર્તિના રસનું

પાન કરી કૃતાર્થ થયા છે, તેઓએ પોતાની સૌંદર્યપિપાસા એ રીતે શાંત પાડી છે. ભક્તો પ્રત્યક્ષ જોઈ કહે છે કે ભગવાનનું શરીર સચ્ચિદાનંદમય છે, અને તમે કહો છો કે પ્રભુ મૂર્તિ ધારણ કરી શકે નહિ. તમે ગમે તેટલા તર્ક કરો તો પણ ઋષિઓ તથા મહાજનોની સાક્ષી કદી નાકબૂલ થઈ શકશે નહિ. વળી તમારો તર્ક પણ અચળ ક્યાં છે ? આજે તમે જેને તર્ક દ્વારા નિશ્ચિત સિદ્ધાંત તરીકે સાબીત કરવા માગો છો, તેને જ કાલે તમારા કરતાં વધારે બુદ્ધિમાન બીજો કોઈ અસિદ્ધ ઠરાવે છે. તર્ક વડે નિશ્ચિત પાયા પર કયા ઊભું રહી શકાય છે ? અપ્રાકૃત વિષયમાં તર્કનો પાયો અસ્થિર છે, ચંચલ છે, ઋષિઓ તથા મહાજનો પણ એમજ કહે છે.[1] ભક્તિરસામૃત-સિંધુમાં લખ્યું છે કે—

'યત્નેનાપાદિતોઽપ્યર્થઃ કુશલૈરનુમાતૃભિઃ ।
અભિયુક્તતરૈરન્યૈરન્યથૈવોપપદ્યતે ॥

૩૩, પૂર્વ વિભાગ, ૧ લી લહરી.

તર્કકુશલ કોઈ માણસે તર્કદ્વારા અતિ યત્નપૂર્વક એક નિશ્ચિત સિદ્ધાંત બાંધી મૂક્યો હોય પરંતુ તર્કમાં અતિ નિપુણ બીજો માણસ અનાયાસે તેનું ખંડન કરી શકે છે. "

---

૧. 'નૈષા તર્કેણ મતિરાપનેયા । પ્રોક્તાન્યેન સુજ્ઞાનાય પ્રેષ્ઠ ॥'

કઠોપનિષદ, દ્વિતીય વલ્લી.

'તર્કાપ્રતિષ્ઠાનાદપ્યન્યથા અનુમેયમિતિ ચેદેવમપ્યનિર્મોક્ષપ્રસંગ. ॥'

બ્રહ્મસૂત્ર, ૨, ૧, ૧૧.

'અચિન્ત્યેઽલૌકિકેઽર્થે યુક્તેરનવતારાત્ । પરમં તત્ત્વં ખલુ તર્કગોચરં ન ભવતિ ।'

સિદ્ધાન્તરત્ન, પ્રથમપાદ.

પંડિતોમાં અગ્રેસર શંકરાચાર્ય પણ એમ જ કહે છે—

' तथा हि-कैश्चिदभियुक्तैर्यत्नेनोत्प्रेक्षितास्तर्का अभियुक्ततरैरन्यैराभास्यमाना दृश्यन्ते । तैरप्युत्प्रेक्षिताः सन्तस्ततोन्यैराभास्यन्त इति न प्रतिष्ठितत्वं तर्काणां शक्यमाश्रयितुं पुरुषमतिवैरुप्यात् । "—૨-૧-૧૧.

બ્રહ્મસૂત્ર ભાષ્ય.

કોઈ માણસે કરેલા તર્કનું તેનાથી વધારે નિપુણ માણસ ખંડન કરી શકે છે. વળી એ માણસે કહેલા સિદ્ધાંતનું એનાથી પણ વધારે નિપુણ માણસ ખંડન કરે છે. માટે પુરુષની મતિની વિરૂપતાને લીધે તર્ક ઉપર વિશ્વાસ રાખી શકાય નહિ. તેથી જ અમે કહીએ છીએ કે પરમેશ્વરને માટે સચ્ચિદાનંદ મૂર્તિ ધારણ કરવાનું કામ અશક્ય નથી. ભગવાનની મૂર્તિમાં જ આપણી સૌંદર્ય સ્પૃહાની પરિસમાપ્તિ છે, એ સૌંદર્યનો પર પ્રકાશ છે. એ રસામૃતમૂર્તિ કરતાં વધારે સુંદર કંઈ જ નથી, તેના જેવું સુંદર પણ કંઈ જ નથી. એ મૂર્તનું જેમણે દર્શન કર્યું છે તે હંમેશને માટે ડુબ્યા છે, તેઓએ પોતાની જાતને વગર મૂલે વેચી છે. એ રૂપ તો શું, પણ તેની કણીની પણ કણી જો પ્રાણમાં પ્રવેશ કરે તો માણસની શક્તિ નથી કે એ રૂપના ભંડારને ભૂલી શકે. એ રસશેખરને જોતાં પ્રાણની કેવી અવસ્થા થાય છે તે ચંડિદાસને મુખે જ સાંભળીએ,—

'ઓ બંધુ, તને તો આંખમાં છુપાવી રાખીશ, પ્રેમરૂપી ચિંતામણિને રસમાં ગુંથી હૃદય પર રાખવો જ ઘટે.

'બાળપણથી માંડીને તારા સિવાય બીજું કોઈ મારા ચિત્તમાં નથી, કેવળ તારાં ચરણને જ મેં સાર રૂપ માન્યાં છે.

'ધન, જન, મન, જીવન ને યૌવન એ બધું તું જ છે, તું જ મારા ગળાનો હાર છે.

'સુતાં, બેસતાં, ઊંઘતાં, સ્વપ્નમાં, કે જાગતાં કદી તારૂં વિસ્મરણ થતું જ નથી.

'અમે તો અબળા કહેવાઇએ; અમારી તો સેંકડો ભૂલો થાય તો પણ એ નાથ ! ક્ષમા કરજે. અમારા જેવી સરલ અબળાને ઠેલતે નહિ અને એ જ તારા બિરદને છાજતું છે.

'મેં ઘણો વિચાર કરી જોયો પણ તારા સિવાય મારૂં બીજુ કોઈ સંબંધી હોય એમ નથી જણાતુ.

'એક તલભર આડી આંખ પણ મારૂ મૃત્યુ આણે છે. એ પ્રભુ ! આ અનુગત જનને કૃપા કરી, ન છોડતો.'

ભક્ત હાફિજ આ 'સુંદર મૂર્ત'ના પ્રેમમાં જકડાયો હતો. તે તેના રૂપનો ભિખારી બન્યો હતો, તેના વદનનો અનુરાગી બન્યો હતો. તે એ ભાવમય મૂર્તિની સાથે એવો એક થઈ જતો કે પોતાને ઓળખી પણ શકતો નહિ. તેના અશ્રુપ્રવાહમા હૃદયનું લોહી નજરે પડતું હતું, સખાના વિરહ આગળ જગત તેને શૂન્ય ભાસતું. સાભળો એ ભક્ત શું કહે છે,—

'કદી પણ મારા ચિત્તમાંથી તારા પ્રત્યેનો અનુરાગ ઘટશે નહિ એ સરલ તરૂ મારી સ્મૃતિમાંથી ખસશે નહિ. તારો પ્રેમ મારા મન અને પ્રાણમા એવો તો દૃઢ થયો છે કે જો માથું કપાઈ નીચે પડે તોપણ પ્રાણમાંથી તારો પ્રેમ ખસવાનો નથી. મારા જેવા પાગલના મનમાંથી સખાની સુરત કાળના દુરાત્માપણાથી પણ લૂછાવાની નથી. "

'મારા દીન હૃદયમા તારા વિરહને લીધે પેદા થએલા શોકની જે છાપ પડી છે તે શરીરથી હૃદય જુદું થાય તો પણ હૃદયમાંથી ખસવાની નથી. આદિકાળથી જ મારા મને તારા વાળની લટો સાથે સંબંધ બાંધ્યો છે, તે હંમેશા વશ રહેશે, વચન તોડશે નહિ. "

—દિવાને હાફિજ.

એ અતિ સુંદર રૂપના દર્શનથી કૃતાર્થ થઈ, પોતાની જાતને વિસરી જઈ, મહાત્મા વિજયકૃષ્ણ પોતાના આધ્યાત્મિક અનુભવ

કેવી સ્પષ્ટ ભાષામાં વ્યક્ત કરે છે તે જુઓઃ—'ટુંકામાં જ્યાંસુધી એ સુંદરતમના દર્શન થયા ન હોય, ત્યાંસુધી લોકો લાલચમાં સપડાય છે. પણ એક વાર તેને જોયા બાદ શું મન, બીજી દિશામાં દોડી શકે ખરૂં? ત્યારે તો ઇચ્છા કર્યા છતાં પાપ પંથે જવાતું નથી. તે વખતે લોકો પાપની બાબતમાં અશક્ત થઈ પડે છે. તેના સૌંદર્યનું વર્ણન કરવાની ભાષા નથી, તેના સૌંદર્યનો હૂબહૂ ખ્યાલ આપવાને મુકાબલો થઈ શકે તેવું કંઈ નથી. આ બ્રહ્માંડમાં ચંદ્ર, તારા, ફૂળ, વગેરે સુંદર પદાર્થો જોઈ આપણે તેની પ્રશંસા કરીએ છીએ, પણ એમાં તો એ સૌંદર્યની કણી માત્ર પણ પ્રગટ થતી નથી; એ સ્વતંત્ર અન્યવિધ પદાર્થ છે; એ પદાર્થ બધાના પ્રાણમાં જ છે, જરા પડદો ઉંચો કરો કે તરત તેનું રૂપ ઝળહળવા માંડે છે."

ભગવાનનું નામ નથી. ભક્તો તેનાં નામ પાડે છે. જે સમસ્ત જગતમાં વાસ કરે છે અને સમસ્ત જગત જેમાં વાસ કરી રહ્યું છે, એ અર્થમાં ભગવાન વાસુદેવનું નામ વપરાય છે. યોગીઓ અનંત, સત્યાનંદમય, ચિદાત્મસ્વરૂપ પરમતત્ત્વને વિષે રમણ કરે છે. માટે પરબ્રહ્મને 'રામ' એવું નામ આપવામાં આવ્યું છે. તે જ પ્રમાણે ભગવાનની સચ્ચિદાનંદમૂર્તિને 'કૃષ્ણ'નું નામ આપવામાં આવ્યું છે. મહાભારતમાં લખ્યું છે કે—

'कृषिर्भूवाचकः शब्दोणश्च निर्वृतिवाचकः
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

ઉદ્યોગપર્વ, ૭૧ મો અધ્યાય, ૪ થો શ્લોક.

'કૃષ્' ધાતુ 'ભૂ' વાચક અર્થાત્ આકર્ષક સત્તાવાચક છે અને 'ણ' શબ્દ નિર્વૃતિ અર્થાત્ પરમાનંદવાચક છે. 'કૃષ્' ધાતુને 'ણ' પ્રત્યય લગાડી એ બંનેના ઐક્યથી કૃષ્ણ શબ્દમાં પરબ્રહ્મનું પ્રતિપાદન થયું છે.

ઋષિઓના મત મુજબ શ્રીકૃષ્ણ જ સચ્ચિદાનંદ મૂર્તિ છે. તે

પર સૌંદર્યના પરમાનંદની ખાણ હોવાથી તેનું નામ નંદનંદન છે. તે ચિન્મય છે, રસધામ વૃંદાવનમા વિહાર કરે છે માટે વૃંદાવન વિહારી કહેવાય છે. 'ગો' શબ્દનો અર્થ ઇંદ્રિય છે. ભગવાન બધ ઇંદ્રિયોના રક્ષક હોવાથી તેને ગોપાલ કહેવામાં આવે છે. ગો અર્થાત ઇંદ્રિયોના અધિપતિ હોવાથી તેને ગોવિંદના નામથી પણ ઓળખવામ આવે છે. તે સચ્ચિદાનંદ મૂર્તિ રૂપે સીમાબદ્ધ છે, છતા તે જ વળી સર્વવ્યાપી, અનંતશક્તિશાળી અને સર્વ ઐશ્વર્યથી પરિપૂર્ણ છે. એ રીતે જે અખિલ રસામૃત મૂર્તિ છે તે જ બીજી રીતે સર્વશક્તિમાન અને સર્વવ્યાપી પરબ્રહ્મ છે. તેના આ અચિંત્ય દ્વિરૂપપણાની વાતે ભક્તજનોએ જાહેર કરી છે.[2] તેથી જ અમે કહીએ છીએ કે જે સુંદરમાં સુંદર મૂર્તિનાં દર્શન કરી કૃતાર્થ થવું હોય તો શ્રી નંદ નંદનનું ભજન કરો. જો બ્રહ્માંડનું બધુ સૌંદર્ય, બધું માધુર્ય એક જ સ્થળે જોવું હોય તો એ અખિલ રસામૃત મૂર્તિ શ્રીકૃષ્ણને શરણે જાઓ. જો ઐશ્વર્ય વિનાની શુદ્ધ માધુર્યમય મૂર્તિનું દર્શન કરી ધન્ય થવા માંગતા હો તો ગોપરાજનંદનનો આશ્રય સ્વીકારો. જો ચિરાકાંક્ષિત સૌંદર્યનિધિને મેળવી કૃતાર્થ થવા માગતા હો તો કર્તવ્યબુદ્ધિ ત્યજી દીન બની ગોવિંદને આત્મસમર્પણ કરો. ગોવિંદની મૂર્તિનું દર્શન કરવાથી તમારી રૂપલાલસા શાંત થશે, તમારી સૌંદર્યતૃષ્ણા હોલાશે. ઉપસંહારમા શ્રીમદ્ રૂપ ગોસ્વામીનું ગોવિંદલીલામૃત વાચકોના હૃદયમાં અમૃતધારા સીંચો.

---

१. 'असमानोर्ध्वमाधुर्यतरंगामृतवारिधिः ।
जंगमस्थावरोल्लासिरूपो गोपेन्द्रनंदनः ॥'

લઘુ ભાગવતામૃત.

२. य एव विग्रहो व्यापी परिच्छिन्नः स एव हि ।
एकस्यैवैकदा चास्य द्विरूपत्वं विराजते ।

લઘુ ભાગવતામૃત.

'सौंदर्यामृतसिंधुललनाचित्ताद्रिसंप्लावकः
कर्णानन्दिसनर्मरम्यवचनः कोटीन्दुशीतांगकः ।
सौरभ्यमृतसंप्लवावृतजगत् पीयुषरम्याधरः
श्रीगोपेन्द्रसुतः स कर्षति बलात् पंचेन्द्रियाण्यालि मे ॥'

સખિ, સૌંદર્યામૃત સિંધુના તરંગો વડે અબળાઓના ચિત્તરૂપી ગિરિ પલાળતા, મંદમંદ. હાસ્યવાળાં મધુર વચનો વડે બંને કાનની પ્રીતિ વધારતા, કરોડો ચંદ્ર સમાન શીતલ અંગ ફેલાવતા, સુગંધીના સુધામય પ્રવાહથી જગતને વ્યાપ્ત કરતા તથા અમૃત સમાન અધરની શોભા વિસ્તારતા એવા ગોપરાજનંદન મારી પાંચે ઇંદ્રિયોને જોરથી આકર્ષે છે.

# પરિશિષ્ટ (ક)

કેટલાક પ્રખ્યાત પંડિતોના સૌંદર્ય વિષેના મતોનો સાર નીચે આપવામાં આવ્યો છે.

ગેટે—જર્મનિનો આ પ્રસિદ્ધ કવિ સૌંદર્યતત્ત્વની બાબતમા વચલો માર્ગ સ્વીકારે છે. તે કહે છે કે સૌંદર્યતત્ત્વ સમજવું કઠણ છે. તેનું સ્વરૂપ સંજ્ઞાદ્વારા પ્રગટ થઈ શકે તેમ નથી. સૌંદર્ય પ્રકાશ નથી, તેમ અંધકાર પણ નથી. એ પ્રદોષકાલ છે–સત્ય અને અસત્યના મધ્ય ભાગમા આવી રહેલું છે. તેના મત મુજબ વસ્તુનુ સૌંદર્ય પ્રકટીકરણ ઉપર આધાર રાખે છે. સૌંદર્ય પ્રકૃતિની ગુહ્ય નિયમાવલીનું પ્રકટીકરણ છે.. પ્રકૃતિની ગુહ્ય નિયમાવલી જો લલિતકલાની સહાયતાથી પ્રગટ ન થઈ હોત તો તે હંમેશને માટે માનવજાતિ નિકટ અપ્રગટ રહેત. પ્રકટીકરણ બે રીતે થાય છે–મુખ્ય ગુણસમૂહ દ્વારા અને બાહ્ય આકૃતિ દ્વારા.[1] જગતના બધા સૃષ્ટ પદાર્થ સુંદર છે, એમ ગેટે સ્વીકારતો નથી. તે કહે છે કે સૃષ્ટ પદાર્થ પ્રાકૃતિક વિકાસની છેવટની હદે આવી પહોચે એટલે વાસ્તવિક રીતે સુંદર ગણાય છે. વાસ્તવિક સૌંદર્ય મૌલિક પદાર્થ છે. એ ચંચલ છે, અસ્થાયી વસ્તુ છે–તેને પકડી અટકી શકાતું નથી. પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ વડે તે સુંદર રૂપમા પ્રગટ થાય છે છતાં એ માનવજાતિની ઇંદ્રિયોની નજરે પડતું નથી. ભાવ જ સૌંદર્યનું મૂળતત્ત્વ છે–એ ગેટે સ્પષ્ટ રીતે અનુભવી શક્યો છે. તેના સૌંદર્યવિષયક મતનો આભાસ તેણે રચેલી નીચેની કવિતા પરથી જાણી શકાશે—

---

૧. 'ગેટેએ' સંયોગીકરણથી જે સૌંદર્યની કલ્પના ઉત્પન્ન કરી છે, તે વ્યક્ત ન થઈ શકે તેવી નથી. જરૂરી ગુણોના લક્ષણો અને શૃંગારયુક્ત સંજ્ઞા એ બંને વ્યક્ત સ્વરૂપમાં એકત્ર કરવાથી આ કલ્પના ઉત્પન્ન થાય છે.'

—બોસાંકે કૃત 'સૌંદર્યવિજ્ઞાનનો ઇતિહાસ'

"Wherewith bestirs he human spirits?
Wherewith makes he the elements obey?
Is't not the stream of song that out his bosom springs,
And to his heart the world back coiling brings?

Prologue to Faust.

તે શા માટે મનુષ્યાત્માઓને પ્રેરણા કરે છે અને તત્ત્વોને પ્રવર્ત્તાવે છે ? તેના હૃદયમાંથી નીકળતી સંગીતની સરિતા જગતને તેના તરફ ખેંચી લાવે છે એમ તો નહિ હોય ?–ફૉસ્ટનો ઉપોદ્ઘાત.

લિઓ ટોલ્સ્ટોય[૧]—ટોલ્સ્ટોયે કલા વિષે જે કંઈ લખ્યું છે તે પરથી તેનો સૌંદર્યવિષયક અભિપ્રાય અમુક પ્રમાણમાં સમજી શકાય છે. તે કહે છે, કે કલાનું સૌંદર્ય ઇરાદાપૂર્વકના ભાવસંચાર પર આધાર રાખે છે.[૨]ભાવસમૂહ કલ્યાણ અને જીવનના લક્ષ્યનું અનુસરણ કરે એટલે વખાણને પાત્ર થાય છે. સરલતા એ જ કલાનું વિશેષત્વ છે. કલા એવી સરલ હોવી જોઇએ કે એને સાધારણ ખેડુત પણ સમજી શકે. ટોલ્સ્ટોય કુદરતમાં ખાસ સૌંદર્ય જોઈ શકતો નથી. તે પ્રાકૃતિક સૌંદર્યની ઘણે ભાગે ઉપેક્ષા કરે છે છતાં તેના પુસ્તકોમાં કોઈ કોઈ સ્થળે આકૃતિની કલાનું સૌંદર્ય સ્વીકારવાની તેને ફરજ પડી છે. આકૃતિની કલા સંપૂર્ણ રૂપે પ્રકૃતિના સૌંદર્ય પર આધાર રાખે છે. માટે પ્રકૃતિના સૌંદર્યની ઉપેક્ષા કરવાની ઇચ્છા છતાં તે તેમ કરી શક્યો નથી. ટોલ્સ્ટોય બધા સૌંદર્યવિષયક મતોની ચર્ચા કરી એ સિદ્ધાંત પર આવ્યો છે કે જે વાસનાને ન ઉશ્કેરતાં આપણને સુખ આપે તે જ સુંદર ગણાય. વળી કલાકારોએ અનુભવેલા ભાવો નાના પ્રકારે બીજામાં પ્રસારવાની શક્તિ ઉપર જ કલાનું

---

૧. જુઓ તેના પુસ્તક 'કલા શું છે ?'નું અંગ્રેજી ભાષાંતર.

૨ "કલા તે લાગણી 'વિચારપૂર્વક' [illegible] છે." —[illegible] ય.

વિશેષત્વ આધાર રાખે છે. માટે કલાવાદ સૌંદર્યવાદ ઉપર પ્રતિષ્ઠિત થઈ શકે નહિ. સૌદર્યવાદની સાથે કલાને કશો સંબંધ નથી. તેણે પ્રચારેલા 'સૌંદર્યવાદ અને કલાવાદનું' ખાસ કંઈ મૂલ્ય નથી છતાં ભાવની સાથે સૌદર્ય અને કલાને સંબંધ છે એ દર્શાવી આપી તેણે જગતનું અમુક અંશે કલ્યાણ સાધ્યું છે.

ક્રોસિ[1]—ઇટાલિનો ચિંતાશીલ દાર્શનિક ક્રોસિ કહે છે, કે લલિતકલા અને સૌંદર્ય એક જ ચીજ છે. સૌદર્ય કોઈ ખાસ વસ્તુનો ગુણ નથી, એ આત્માની ક્રિયાશક્તિનું ફલમાત્ર છે. અનુભૂતિ ઉપર જ તેનું અસ્તિત્વ આધાર રાખે છે.[2] દેવળમા, કરુણાંત નાટકોમાં, અથવા સ્વરમાં જે સૌંદર્ય અનુભવાય છે, તે આત્માની ક્રિયાશક્તિ વડે પેદા થએલું હોય છે. આત્માની આ ક્રિયાશક્તિ મનુષ્યની અભિજ્ઞતાને લીધે ઉત્પન્ન થએલી હોય છે. સૌદર્ય વિષે જેની જેટલી અભિજ્ઞતા, તેનામાં તેટલી સૌંદર્ય અનુભવવાની શક્તિ હોય છે. કલાનું સૌદર્ય ભાવના સંચાર ઉપર આધાર રાખતું નથી. તેનું અસ્તિત્વ સંપૂર્ણપણે પ્રકટીકરણ ઉપર આધાર રાખે છે. જે સ્વર, રંગ, વાક્ય, આકૃતિ અથવા બીજા કોઈ આકાર દ્વારા આપણા મનોરાજ્યમા ચિતરી શકાય નહિ, તે કદી સુંદર ગણી શકાય નહિ. ભાષા, સ્વર અથવા બીજી કોઈ પણ રીત દ્વારા ભાવ પ્રકાશિત ન થાય તો તેના અસ્તિત્વ વિષે કંઈ જ જાણી શકાય નહિ. કવિતા અને સંગીતમાં મનનો ભાવ પ્રગટ થતો હોય તો જ તે સુંદર લાગે છે. ચિત્રનું પોતાનું સૌંદર્ય કંઈ જ નથી, પણ ચિત્રકારનો રસ તેમા પ્રગટ થાય

૧. ક્રોસિકૃત 'એસ્ટેટિકા' અને ઇ. એફ. કૅરિટ કૃત ' સૌંદર્યના સિદ્ધાંતો ' નામનાં પુસ્તકો જુઓ.

૨. " સૌંદર્ય એ કોઈ ખાસ વસ્તુનો ગુણ નથી, પણ બીજી બધી વસ્તુઓના મૂલ્યની માફક તેનું મૂલ્ય પણ આત્માની ક્રિયાશક્તિથી જ અંકાય છે. "

—ક્રોસિકૃત ' સૌંદર્યનો સિદ્ધાંત '

છે માટે તે સુંદર જણાય છે. પ્રકટીકરણ ઉપર જ ભાવનું અસ્તિત્વ આધાર રાખે છે. આ પરથી જણાય છે કે ક્રોસિના મત મુજબ જે વડે આપણે આપણા ભાવનું પ્રકટીકરણ અનુભવી શકીએ તે જ સુંદર ગણાય.[1]

શેક્સપિયરઃ—કલા અને સંગીત વિષે શેક્સપિયરે જે મત દર્શાવ્યો છે તે પરથી આપણે તેના સૌંદર્ય વિષેના અભિપ્રાયનો કિંચિત્ આભાસ મેળવી શકીએ છીએ. તે કહે છે કે કલા દ્વારા પ્રકૃતિ પરિવર્તિત, સંશોધિત થાય છે એ ખરૂં, પણ જે પ્રતિભા પ્રકૃતિને પરિવર્તિત અને સંશોધિત કરે છે, એ પણ પ્રકૃતિ જ છે. તેના મત પ્રમાણે માનવની પ્રતિભા પ્રાકૃતિક શક્તિનું પ્રકટીકરણમાત્ર છે. હિંદના ઋષિઓ જીવશક્તિને ભગવદ્‌શક્તિ માને છે. શેક્સપિયરે કહેલી પ્રકૃતિને પરમેશ્વરને સ્થાને મૂકીએ તો તેનો ને ઋષિઓનો મર્મ એક જ જણાય છે. શેક્સપિયર સંગીત વિષે જે કંઈ કહે છે તે પરથી સમજાય છે કે ભાવની યથાયોગ્ય ગોઠવણીને જ તે સૌંદર્ય તરીકે સમજે છે. ભાવની યથાયોગ્ય ગોઠવણી કોઈ અવ્યક્ત અચિંત્ય શક્તિનું કાર્ય છે એવો તેનો અભિપ્રાય હોય એવું અનુમાન થઈ શકે છે. તેના અભિપ્રાય મુજબ આ વિશ્વસંસાર સંગીતમય છે. ગ્રહ, ઉપગ્રહો સ્વર્ગીય દૂતની માફક ગાયન ગાતા ગાતા પોતપોતાના સ્થાનમાં પરિભ્રમણ કરી રહ્યા છે. વિશ્વમાં જે સંગીતશૃંખલા આવી રહેલી છે તે જ પ્રત્યેક માનવાત્મામાં પણ વિદ્યમાન છે. માનવાત્મા નશ્વર જડદેહમાં વસતો હોવાથી આ વિશ્વસંગીત સાંભળી શકતો નથી. જે આત્મામાં સંગીત નથી, તે નીરસ છે, અંધકારમય છે. અરસજ્ઞ માનવનો કદી વિશ્વાસ કરવો નહિ. શેક્સપિયર કહે છે કે અદૃશ્ય પ્રાકૃતિક શક્તિ આ વિશ્વસંગીતનું આદિકારણ છે. તેણે કહેલી પ્રકૃતિ પરમેશ્વરને સ્થાને છે. અમારા ધારવા મુજબ પરમેશ્વર જ

---

૧. 'જેમાં અને જ્યાં આપણે આપણી ભાવના વ્યક્ત થએલી જોઇએ તેમાં ને ત્યાં આપણને સૌંદર્ય દેખાય છે.'—'ક્રાસિકૃત 'સૌંદર્યનો સિદ્ધાંત.'

બધા સૌંદર્યનું મૂળતત્વ છે, એ જ શેક્સપિયરે બનાવી આપ્યું છે

**એસ. ટી. કોલરિજ:**—તે કહે છે કે સ્મૃતિસાહચર્યનાં નિયમ વડે સૌંદર્યના મૂળતત્ત્વ વિષે કંઈ જ જાણી શકાતું નથી. સૌંદર્ય સુખ આપે છે એ ખરૂં, પરંતુ ખોરાક પણ સુખ આપે છે. સુખદાયકપણા ઉપર વસ્તુના સૌંદર્યના વિશેષત્વને આધાર નથી. ઇંદ્રિયોથી ઉત્પન્ન થતાં સુખને સૌંદર્યથી પેદા થતા સુખથી જુદું પાડવા ખાતર તેને આનંદનું (delight) નામ આપવું ઉચિત છે. સૌંદર્ય સાર્વલૌકિક તત્ત્વ છે. એ સ્થાનની અવસ્થા કે સામયિક ઘટનાથી અતીત પદાર્થ છે. મનોવૃત્તિના ઉત્કર્ષ ઉપર એનું પરિણામ આધાર રાખે છે. શૃંખલા જ સૌંદર્ય છે. રચના એની વાસભૂમિ છે. પ્રકૃતિ અને મનુષ્યે અગાઉથી નિર્ધાર કરી રાખેલી શૃંખલામાંથી એ ઉત્પન્ન થાય છે. આ શૃંખલાનું મૂળ આત્મા છે. આત્મા ઉપાદાનોને પરિવર્તિત કરી તેમાં થઈને પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.[1] પ્રકૃતિમા સુંદર અથવા કુરુપ કંઈ જ નથી. આપણો આત્મા પ્રકૃતિને અનુપ્રાણિત કરે છે. આત્માનો ભાવરાશિ સૌંદર્યનું મૂળતત્ત્વ છે. કોલરિજના સાૈંદર્ય વિષયક અભિપ્રાયની ઝાંખી તેની નીચેની કવિતા પરથી અમુક પ્રમાણમા થઈ શકશે,—

O lady! We receive but what we give
And in our life alone does Nature live:
Ours is her wedding garment, ours her shroud!
* * * * *

Ah! from the soul itself must issue forth
A light, a glory, a fair luminous cloud

---

૧. 'પદાર્થ પર આત્માનું આધિપત્ય સ્થાપવું તેનું નામ સૌંદર્ય. તે આધિપત્ય એવી જાતનું હોવું જોઇએ કે પદાર્થદ્વારા આત્મા પોતાનું સ્વરૂપ વ્યક્ત કરી શકે. '—કોલરિજનો 'સાહિત્ય જીવન' ભાગ રત્નમાનો 'સહાનુભૂતિ દર્શક વિવેચનના સિદ્ધાંતો'—નામક નિબંધ.

' Enveloping the earth—
And from the soul itself must there be sent
*A sweet and potent voice, of its own birth,*
Of all sweet sounds the life and element!

*Ode on Dejection*

વર્ડ્ઝવર્થ:—તેણે સૌંદર્ય વિષે કંઈ નથી લખ્યું છતાં તેની કવિતા અને બીજા વિષયોમાં જે કંઈ લખ્યું છે તે પરથી એ વિષયમાં તે કેવો અભિપ્રાય ધરાવતો હતો તે જાણી શકાય તેમ છે. કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે, કે ' કવિ પોતાની જ લાગણીએ અને ઇચ્છાએથી તૃપ્ત રહે છે. બીજા મનુષ્યો કરતાં જીવનશક્તિના કાર્યમાં તે અતિ વધારે આનંદ મેળવે છે. તે પોતાના ભાવ અને ઇચ્છાના જેવો જ ભાવ અને ઇચ્છા પ્રકૃતિમાં નિહાળી આનંદ પામે છે.[1] તેના મત પ્રમાણે કવિનું અંતઃકરણ ઉત્સાહ અને કોમળતાથી પરિપૂર્ણ હોય છે. તેનું અંતઃકરણ ગગનસમાન હોય છે. માનવ-ચરિત્રના સંબંધમાં બીજા મનુષ્યો કરતાં તેનો પ્રવેશાધિકાર ઘણો વધારે છે. તેનું અંતર સર્વદા પ્રબળ લાગણીએથી ભરપૂર રહે છે. તે જે કંઈ લખે છે અથવા કહે છે તેનું મૂળ લાગણીઓની પ્રેરણા જ હોય છે.[2] વર્ડ્ઝવર્થ કુદરતમાં સૌંદર્ય, લાગણી અને કાર્ય જોઈ શકયો છે. કોઈ કોઈ વેળા તે પ્રાકૃતિક સૌંદર્યમાં એટલો બધો મુગ્ધ થઈ જતો કે પોતાની જાતને પણ વિસરી જતો. તેનું બધું જ્ઞાન અને બધા આકારો વિલીન થઈ જતા. કેવળ આત્મા વિદ્યમાન રહેતો. આત્મા સ્રષ્ટાનાં સ્તુતિગાનો રચવામાં પરોવાતો, બધું આનંદ અને પ્રેમથી રેલાઈ રહેતું. જુઓ કવિ શું કહે છેઃ

---

1. Preface to Lyrical Ballads.

૨. 'જુસ્સાવાળી લાગણીનો સાહજિક ઉભરો તે કવિતા છે. તેનું મૂળ એક વાર અનુભવેલ લાગણીને શાંતિમાં ફરી અનુભવવામાં છે.'

—'સંગીત કાવ્યમય ગાથાએ'

'His spirit drank
The spectacle: sensation, soul and form
All melted into him; * * * *
The mind was a thanks-giving to the power
That made him; it was blessedness and love!

Excursion

વર્ડ્ઝવર્થ પ્રકૃતિમાં સૌંદર્ય સિવાય એ સૌંદર્યના મૂળભૂત પ્રકૃતિમાંના મધ્યવર્તી પુરુષને પણ જોઈ શક્યો છે. પ્રકૃતિના સૌંદર્યનું મૂળ કારણ તેમાંનો અંતર્ભૂત પુરુષ જ છે એ વાત તેણે સ્પષ્ટ ભાષામાં પ્રગટ કરી છે. જુઓ, તેનું 'કવિનું પ્રિય ઝરણ' નામક કાવ્ય:

'ગ્રીક કલાકારોની જેમ હું તને મનુષ્યના જેવા ગાલ અને આંખો અરપીશ નહિ. તને હાથ, પગ, કે બીજા એકેય અવયવની જરૂર નથી. પીંછાં, વાળ કે સાંધાની પણ જરૂર નથી, રૂધિરમાંસના આચ્છાદનમાં વસનાર આત્માનાં કરતાં તારી અંદર વસનાર આત્માને વધારે પવિત્ર આચ્છાદન મળેલ છે. ઈશ્વરનો તારા પર ખાસ અનુગ્રહ હોવો જોઇએ કે જેથી તું અવિશ્રાંત આનંદ ભોગવે છે અને નિશ્ચિંત જીવન ગાળે છે.'

**શેલિ:**—તેણે 'કવિતાના બચાવમાં' નામના નિબંધમાં જે કંઇ લખ્યું છે તે પરથી તેનો સૌંદર્ય વિષયક મત કંઇક અંશે સમજી શકાય છે. જેની કલ્પનાવૃત્તિ પ્રબળ અને વ્યાપક હોય છે તે જ વાસ્તવિક રીતે સત્ છે. તે બીજાનાં સુખદુઃખને પોતાનાં તરીકે અનુભવી શકે છે. કલ્પનાવૃત્તિ જ નૈતિક લક્ષ્યના મુખ્ય યંત્ર સમાન છે. કવિતા આપણી નૈનિક પ્રકૃતિને બળવાન બનાવે છે. સમાજની બાલ્યાવસ્થામાં પ્રત્યેક ગ્રંથકાર કવિ હોય છે. તેની ભાષા જ કવિતા હોય છે. જે સત્ય અને સુંદરને-ટુંકામાં કહીએ તો શુભને અનુભવી શકે તે જ કવિ છે. કવિ જગતના કલ્યાણપ્રદ ભાવનું અસ્તિત્વ અને સાન્ તથા સાન્ અને પ્રકટીકરણનો સંબંધ નક્કી કરે છે. કવિ

અનાદિ, અનંત એકનો ઉપાસક છે. ભાષાનું વ્યવસ્થિતપણું, વ્યાકરણ, અલંકાર વગેરે કવિતાની આકૃતિ રૂપ છે. એ આગળ જતાં વિકાસ પામે છે. શેલિના અભિપ્રાય મુજબ ગદ્ય અને પદ્યમાં કંઈ જ જુદાઈ નથી. તેના મત મુજબ પ્લેટો અને બેકન કવિ હતા તથા ડાન્ટે અને શેક્સપિયર ઉંચા દરજ્જાના તત્ત્વચિંતક હતા. શેલિ એક અદ્વિતીય મંગલમય પુરુષને જગતના આદિકારણ રૂપે નિહાળી રહ્યો છે. વસ્તુ જે પ્રમાણમા પોતાનો કલ્યાણપ્રદ ભાવ પ્રગટ કરે તે પ્રમાણમાં તે સુંદર ગણાય છે એવો શેલિનો મત જણાય છે. ભગવાનનું મંગલ-સ્વરૂપ જ સૌંદર્યનું મૂળતત્ત્વ છે એવો તેનો અભિપ્રાય છે.

**થોમસ કાર્લાઈલઃ**—તે કહે છે કે આપણે દશ્ય જગતના પ્રત્યેક નિદર્શન દ્વારા અદશ્ય જગતમાં ઉપસ્થિત થઇએ છીએ. નિદર્શનમાં અદશ્ય છુપાએલું અગર પ્રગટ થએલું દેખાય છે. નિદર્શન જ અનંતને ઓછાવત્તા પ્રમાણમાં વ્યક્ત કરે છે. અનંત સાન્તની સાથે જોડાઈ આપણી ઇંદ્રિયોને ગોચર થાય છે. સાન્ત દ્વારા જ અનંતની પ્રાપ્તિ થાય છે. મનુષ્ય નિદર્શનદ્વારા જ દોરવાય છે અને વર્તે છે. વિચારશક્તિ આપણો રાજા નથી પણ કલ્પનાવૃત્તિ જ આપણો અધિપતિ છે. પરમેશ્વર નિદર્શનદ્વારા પ્રગટ થાય ત્યારે જ એ સાર્થક થાય છે. ખરી લલિતકલા પરમેશ્વરનું જ નિદર્શન છે. ખરી લલિતકલા દ્વારા અનાદિ પુરુષ પોતાને વ્યક્ત કરે છે. માનવમાત્રનો આદર્શ હોવો ઉચિત છે. આદર્શ વિનાનો મનુષ્ય નિર્જીવ દેહ સમાન છે. આદર્શને અતિ કુરૂપ દેહને વિષે સ્થાપવામાં આવે તો પણ તે પોતાની જ્યોતિ દ્વારા એ દેહને ઉજ્જવલ કરશે જ. પૃથ્વીના ઉત્તમ પુરુષોએ સૌંદર્યની ઉપાસના ખાતર લલિતકલાનો આશ્રય લીધો છે. દેહની સાથે આત્માને જેવો સંબંધ છે, તેવો જ સંબંધ લલિતકલા સાથે સૌંદર્યની ઉપાસનાનો છે. સત્ય વિનાની લલિતકલાની કંઈ *કિંમત નથી; પ્રાકૃતિક નિયમ મુજબ તેનું મૃત્યુ અવશ્યંભાવી છે.* ખરી લલિતકલા કેદમાંથી મુક્ત થએલા આત્મા સમાન છે. કાર્લાઈલ-

ના મત પ્રમાણે અનાદિ અનંત પુરુષ જ સમસ્ત સૌંદર્યનું મૂળ છે. કુદરતનું અને લલિતકલાનું સૌંદર્ય એ અનાદિ પુરુષના સૌંદર્યનું જ પ્રકટીકરણ છે.

૨૯૬ વેલ્ડો એમર્સનઃ—તે કહે છે કે કુદરતની સાથે આપણો સંબંધ માધુર્યનો છે; એની સાથે આપણને સ્વાર્થનો સંબંધ નથી. કુદરત વખતોવખત એવી રીતે પોતાનો પેગામ આપણને જણાવે છે કે હોમર અથવા શેકસપિયરને પણ તેની આગળ હારી જવું પડે. કુદરતમાં નિરંતર પરિવર્તન થયા કરે છે. હાલમાં જે પ્રાકૃતિક ચિત્ર દૃષ્ટિગોચર થાય છે, તે થોડી ક્ષણમા વિલીન થઈ જશે. આખા જગતમાં ઢૂંઢતા ફરશો તો પણ તેનો પત્તો મળશે નહિ. સૌંદર્ય પુણ્યના નિદર્શન સ્વરૂપ છે. સૌંદર્યની સૃષ્ટિ લલિતકલા છે. લલિતકલા પ્રકૃતિની નાનીશી પ્રતિમૂર્તિ છે. જગતનો કોઈપણ પદાર્થ પરિપૂર્ણ નથી. એ જે પ્રમાણમાં વિશ્વવ્યાપી સૌંદર્યને પ્રગટ કરે તે પ્રમાણમાં સુંદર ગણાય છે.[1] સત્ય, કલ્યાણ અને સૌંદર્ય એ વિશ્વરૂપની જુદી જુદી મૂર્તિઓ છે.

કૉન્ડક્ટ ઑફ લાઈફ (Conduct of Life) નામના નિબંધમાં એમર્સને સૌંદર્યનાં કેટલાંક લક્ષણો ગણાવ્યાં છે. તે કહે છે કે સરળતા, અનાવશ્યક અંશનો અભાવ, ઉદ્દેશ સાધવાને લગતું ઉપયોગીપણું વગેરે સૌંદર્યના ગુણો છે. સુનિર્માણ સૌંદર્ય છે એમાં કશો શક નથી, પરંતુ એ ગતિશીલ હોય તો અધિક સુંદર ગણાય. વેગવતી નદી, મોજાં ઉછાળતો સમુદ્ર, ઉડતા પક્ષીઓ વગેરેનું સૌંદર્ય મોટા પ્રમાણમાં ગતિ ઉપર આધાર રાખે છે. કુદરતનું સૌંદર્ય મનુષ્યોના સૌંદર્યની માત્ર છાયા જ છે. આપણી કલ્પનાવૃત્તિ વડે ન સ્પર્શાય તો કંઈ જ સુંદર બનતું નથી. આ પરથી જણાશે કે એમર્સનના મત

---

૧. "સૌંદર્ય અંશમાં નથી પણ સમગ્રતામાં છે. સમગ્ર સૌંદર્યનું જેટલે દરજ્જે દર્શન કરાવી શકે તેટલે દરજ્જે જ તેનો હરકોઈ અંશ સુંદર ગણાય." —એમર્સનનો કુદરત પરનો નિબંધ.

મુજબ પરમેશ્વર જ સૌંદર્યનું મૂળ છે.

**ડૉક્ટર રવીન્દ્રનાથ ઠાકુર:**—તે કહે છે કે સૌંદર્ય સાથે આપણો સંબંધ કેવળ આનંદનો છે; તેની સાથે પ્રયોજનને લગતો સંબંધ નથી. સૌંદર્યબોધના યોગ્ય ઉદ્‌બોધનને માટે બ્રહ્મચર્ય જરૂરનું છે. 'ઇચ્છાની સફળતા ઇચ્છતા હો તેને સંયમમાં રાખો. જો સૌંદર્ય ભોગવવા ઇચ્છતા હો તો ભોગલાલસાને કબજે કરી, પવિત્ર થઈ, શાંત થાઓ.' 'પતિપરાયણ સતી સ્ત્રી જ પ્રેમનું યથાર્થ સૌંદર્ય અનુભવી શકે છે, વ્યભિચારિણી નહિ. સતીત્વ એ ચાંચલ્ય વિનાનો સંયમ છે કે જેના વડે ગંભીરપણે પ્રેમનો નિગૂઢ રસ પ્રાપ્ત કરવાનું સંભવિત બને છે. આપણી સૌંદર્યપ્રિયતામાં પણ જો એ સતીત્વનો સંયમ ન હોય તો શું થાય? તે કેવળ સૌંદર્યની આજુબાજુ ચંચળ થઈ ભમતી ફરે; મત્તતાને જ આનંદ માની બેસે; જેને મેળવી તે એકીસાથે બધું તજી શાંતિથી બેસી શકત તે તો એ રીતે મળતું નથી. યથાર્થ સૌંદર્ય સંયમી સાધક આગળ જ પ્રત્યક્ષ થાય છે, લોલુપ ભોગીની પાસે નહિ.' જગતના કલાકારો સૌંદર્યની સૃષ્ટિ કરતા આવ્યા છે ખરા, પરંતુ તેઓ જગતમાં સંયમનાં દૃષ્ટાંતો રાખી ગયા નથી એવા અભિપ્રાયનો કવિવર તીવ્ર વિરોધ કરે છે. તે કહે છે કે 'સૌંદર્યની સૃષ્ટિ દુર્બળતામાંથી, ચંચળતામાંથી કે અસંયમમાંથી થાય છે એ એક તદ્દન બેહુદી વાત છે.' સૌંદર્યના સ્વરૂપ વિષે રવીન્દ્રનાથ કહે છે કે જે કલ્યાણકારક છે તે આપણું પ્રયોજન સાધે છે છતાં સુંદર છે. સૌંદર્યમૂર્તિ જ કલ્યાણની પૂર્ણ મૂર્તિ છે અને કલ્યાણમૂર્તિ જ સૌંદર્યનું પૂર્ણ સ્વરૂપ છે. છતાં સત્ય સુંદર છે અને સુંદર પણ સત્ય છે. જ્યાં આપણને સત્યનો અનુભવ થાય છે ત્યાં આપણે આનંદને જોઈ શકીએ છીએ. સત્યનો અપૂર્ણ અનુભવ એટલે આનંદનો અભાવ. "આધુનિક કવિ કહે છે કે 'સત્ય સૌંદર્ય છે અને સૌંદર્ય સત્ય છે.' આપણી શુભ્ર અંબર ધારણ કરનારી કમલવિહારિણી દેવી સરસ્વતી એકીસાથે મૂર્તિમતી સત્ય અને સૌંદર્યરૂપ છે. ઉપ-

નિષદ પણ કહે છે કે 'आनन्दरूपममृतं यद्विभाति' જે કંઈ દેખાય છે તે તેનું આનંદરૂપ છે, તેનું અમૃતરૂપ છે. આપણા પગ નીચેની ધૂળથી માંડીને આકાશમાનાં નક્ષત્રો સુધીનું બધું સત્ય છે, બધું સુંદર છે, બધું आनंदरुपममृतम् છે."

કાવ્યસાહિત્યના લક્ષ્ય વિષે કવિવર કહે છે કે 'સત્યનું એ આનંદરૂપ–અમૃતરૂપ જોઈ એ આનંદને વ્યક્ત કરવો એ જ કાવ્ય-સાહિત્યનું લક્ષ્ય છે.' રસસ્વરૂપ ભગવાન સૌંદર્યનું મૂળ કારણ છે એ રવીન્દ્રનાથ ખુલ્લી રીતે જાહેર કરે છે.

**શ્રીયુત રામેન્દ્રસુંદર ત્રિવેદી:**–આધુનિક કાળના બંગાળાના પ્રસિદ્ધ લેખક બાબુ રામેન્દ્રસુંદર ત્રિવેદીએ પોતાના રચેલા 'જિજ્ઞાસા' નામક પુસ્તકમાં 'સૌંદર્યતત્વ' અને 'સૌંદર્યબુદ્ધિ' સંબંધમાં બે નિબંધો લખ્યા છે. તેમણે એ બંને નિબંધોમાં ડાર્વિન, વૉલેસ વગેરે વિવર્તનવાદીઓના મતની સમાલોચના કરી છે. અને પોતે પણ સૌંદર્ય વિષે કંઈક સ્વતંત્ર મત આપવાનો પ્રયાસ કર્યો છે. તેઓ કહે છે કે,—

'૧. જે વિચિત્ર છે તે ચેતનને સુંદર જણાય છે.

૨. જે પદાર્થો કોઈ પણ રૂપમાં જીવન અને તંદુરસ્તીને અનુકૂળ હોય છે તે સુંદર ગણાય છે.

૩. જે પદાર્થો દયા, માયા, પ્રેમ વગેરે વૃત્તિઓને ઉશ્કેરે છે અને પોષે છે તે સુંદર છે.'

તેઓ કહે છે કે એવી અનેક સુંદર ચીજો છે કે જે વ્યક્તિગત જીવનમાં કે જાતીય જીવનમાં અનુકૂળતા પ્રગટાવતી નથી. એવી સુંદર ચીજોનું સૌંદર્ય પ્રાકૃતિક નિર્વાચનની પ્રણાલી મુજબ સમજાવવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. તે કહે છે કે મનુષ્યની ઉત્ક્રાંતિ સાથે દુઃખની લાગણી વિકાસ પામતી આવે છે. પોતાને ખાતર ને પારકા ખાતરની શંકા એનું કારણ છે. આ દુઃખવૃત્તિ વ્યક્તિગત અને જાતીય જીવનના બચાવ માટે અનુકૂળ છે. દુઃખની

ઉત્પત્તિ સાથે સુખની ઉત્પત્તિ ન થાય તો મનુષ્યનું જીવન ટકે નહિ. તેથી જ્યાંત્યાંથી સુખ શોધી લેવાની શક્તિ મનુષ્યમાં પેદા થઈ છે. જે સુખ અથવા આનંદ આપે તેને સુંદર ગણી શકાય. સાધારણ રીતે જેની દુઃખ અનુભવ કરવાની શક્તિ પ્રબળ હોય છે. તે જ વધારે સુંદર ચીજો જોઈ શકે છે[1] આ હિસાબે જોતાં મનુષ્યનું મન સૌંદર્ય સરજે છે, કુરુપને સુંદર બનાવે છે એ સમજી શકાય છે. સૌંદર્ય કોઈ વસ્તુનો કુદરતી ધર્મ નથી. ટૂંકામાં ત્રિવેદીજીનો એવો મત છે કે જે સુખદાયક છે તે જ સુંદર છે. તેઓએ આ અભિપ્રાય બાંધવામાં આપણા દેશની પ્રાચીન પદ્ધતિનો ત્યાગ કરી ઘણે અંશે ડાર્વિન અને જેફ્રેના મતનું અનુસરણ કર્યું છે.



૧. સરખાવોઃ-'કેટલાંક માણસો કે જેની લાગણીઓ બુઠ્ઠી હોય છે, કલ્પનાશક્તિ મંદ હોય છે અને જેમનામાં અવલોકન શક્તિની ખામી હોય છે, તેમને કોઈ વસ્તુમાંથી સૌંદર્યનું તત્વ શોધી કાઢતાં વાર લાગે છે. પરંતુ પ્રેમ અને લાગણીથી ભરપૂર તથા બારીક અવલોકન શક્તિવાળાં મનુષ્યો સર્વત્ર સૌંદર્ય જ જુએ છે.'

—જેફ્રેએ લખેલ જુની સાઇક્લોપિડિઆ બ્રિટાનિકામાંનો 'સૌંદર્ય'

# પરિશિષ્ટ (ખ)

લલિતકલાના સ્વરૂપ વિષે કેટલાક પ્રવીણ લેખકોના અભિપ્રાયો નીચે ઉતારવામા આવ્યા છે —

'પ્લેટોના મત પ્રમાણે સર્વ કલા અને કારીગરી તથા કુદરતી પદાર્થોના સંબધમા આ પૃથક્કરણ લાગુ પાડી શકાય અને તે પ્રમાણે આધ્યાત્મિક વિષયોના સ્થૂળ સ્વરૂપમા થતા પ્રકટીકરણને તે 'અનુકરણ' એવું નામ આપે છે.'

—બોસાંકે કૃત 'સૌંદર્યવિજ્ઞાનના ઇતિહાસ'માનું 'પ્લેટો' નામક પ્રકરણ

'આપણે નિશ્ચયપૂર્વક કહી શકીએ કે જો કે 'અનુકરણ'નો વિચાર એરિસ્ટોટલને તાણીતૂશીને લાવેલો લાગતો હતો તોપણ 'સંજ્ઞા'ના વિચારની ખાતર તેણે 'અનુકરણ'નો વિચાર જતો કર્યો નહિ. તે દશ્યમાન પદાર્થને કલાના અનુકરણનો વિષય માનતો હતો, તો પણ પદ્ધતિના ફેરફારથી કલામા થતો ફેરફાર તે જોઈ શક્યો હતો અને તેથી તેને લાગ્યું હતુ કે દશ્યમાન પદાર્થને કલ્પનાથી રંગવો જોઇએ. કલાની વર્તમાન પદ્ધતિ અનુસાર જ આ વિચાર છે પણ તેમા વદતોવ્યાઘાતનો દોષ રહેલો છે અને તેથી આ વિચાર મિથ્યા છે. દશ્યમાન પદાર્થ એ જ જો કલાના અનુકરણનો વિષય હોય તો તેમા કલ્પના ક્યાથી લાવવી? જ્યા સુધી દશ્યમાન પદાર્થ એ જ અનુકરણનું માપ રહે ત્યાં સુધી ઉપલા દોષનો નિવારક ઉપાય 'દશ્યમા અદશ્ય રહેલુ સત્ય' તેને સ્થાન મળતું જ નથી

—બોસાંકે કૃત 'સૌંદર્યવિજ્ઞાનના ઇતિહાસ'માનુ 'એરિસ્ટોટલ' નામનું પ્રકરણ.

'આપણે યાદ રાખવુ જોઇએ કે કલા માત્ર દશ્ય જગતનું અનુકરણ કરતી નથી પણ તે સૃષ્ટિના આદિ કારણો સુધી પહોચી

વળે છે. કલા પોતાની માનસિક સૃષ્ટિથી દોષયુક્ત પદાર્થોમાં સૌંદર્યનું તત્ત્વ ઉમેરે છે.'

—બોસાંકે કૃત 'સૌંદર્યવિજ્ઞાનના ઇતિહાસ'માંનું 'પ્લોટિનસ' નામનું પ્રકરણ.

'કુદરતના પદાર્થોને નમુના તરીકે સ્વીકારનાર તથા તેનું અનુકરણ કરનાર કલાકાર સંપૂર્ણ સૌંદર્યનાં તત્ત્વને કદી પામી શકશે નહિ. કુદરત અસમાનતાથી ભરપૂર છે અને તેથી તેમાં સૌંદર્યના ખરા નમુના મળી શકે નહિ.' —પ્રોકલસ.

'કોઈ પણ દૃશ્ય પદાર્થ દોષમુક્ત નથી. તેથી તેના મત પ્રમાણે પ્રાચીન કલાની ખુબી આ પ્રમાણે હતીઃ જેમ મધમાખ અનેક પુષ્પોમાંથી મધ એકઠું કરે છે તે પ્રમાણે વિવિધ સ્થળેથી સૌંદર્યના વિચારો કલાકારે એકત્ર કરવા. સૌદર્યના ઉત્તમ તત્ત્વોની ચુંટણીને સંવાદી એકતામાં ગોઠવવાથી કલાનો ઉત્તમ નમુનો બનતો હતો અને સૌંદર્યનું અંતિમ લભ્ય સ્વરૂપ તે જ હતું. તેનું અસ્તિત્વ બાહ્ય જગતમાં નહિ પણ કલાકારના મનમાં હતું.'

—નાઈટ કૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માં વિંકલ્મેનનો અભિપ્રાય.

'લેસિંગને અઢારમી સદીમાં ઉત્પન્ન થએલો એરિસ્ટોટલનો ચેલો કહી શકાય. કારણ તેની દલીલ એવી હતી કે 'કલાનો ઉદ્દેશ માત્ર દૃશ્ય સૌંદર્યનું પ્રતિબિંબ પાડવાનો હોવો જોઇએ.'

—નાઈટકૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માં લેસિંગનો અભિપ્રાય.

'વસ્તુનો આત્મા કલાકારનો આદર્શ છે. કલાના કરતાં કલાકાર ઉચ્ચતર હોવાથી તે વસ્તુના કરતાં પણ ઉચ્ચતર છે.'

—ગેટે.

'કલાનું કલાપણું તે અલૌકિકપણામાં જ રહેલું છે.'

—ગેટે.

'કલાની વ્યાખ્યા કુદરતનું અનુકરણ એવી કરવાથી તેના મૂળમાં જ ઘા પડે છે; જેમ કુદરત અપાર છે તેમ કલા પણ અનંત છે.'

—ફ્રેડરિક વૉન શ્લેગલ.

'નિયમોને અધીન રહીને કલ્પનાશક્તિનો ઉપયોગ કરવો તેનું નામ-કલા.' —હંબોલ્ટ.

'શિલરના મત પ્રમાણે દૃશ્ય જગતના અનુકરણમાં કલાકારને સૌંદર્ય મળતું નથી. તે ફોટોગ્રાફરની માફક નકલ કરતો નથી પરંતુ તેજ પ્રમાણે તે કુદરત સાથેનો સંપૂર્ણ સંબંધ પણ છોડતો નથી. કારણ તેમ કરવાથી તો વિચિત્રતા જ ઉત્પન્ન થાય. તેથી તે કુદરતના હાર્દમાં પ્રવેશ કરે છે અને ત્યાંથી તેનો સંકેત જાણી લઈ આદર્શ મેળવે છે.'

—નાઇટ કૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માં શિલરનો અભિપ્રાય.

'તેણે બે વિરુદ્ધ ઐતિહાસિક મતો જેના પરિણામે બે વિરુદ્ધ પ્રકારની કલાપ્રવૃત્તિઓ ચાલુ થઈ છે તે વિષે લખ્યું છે. પહેલો મત કે જે પ્લેટોથી શરુ થાય છે તે પ્રતિપાદન કરે છે કે કલામાં આપણે અલૌકિક સૌંદર્ય ઉતારી શકીએ છીએ અને કુદરતમાં શું સુંદર છે તથા શું સુંદર નથી તેનું માપ કલાદ્વારા કાઢી શકીએ છીએ. બીજો મત કહે છે કે કલામાં આપણે માત્ર કુદરતમા વેરાએલા સૌંદર્યને એકત્ર કરવાનું છે. તે એવો નિર્ણય આપે છે કે આ બંને પક્ષોમાં કેટલુંક સત્ય અને કેટલુંક અસત્ય રહેલું છે. અનુકરણવાદીઓ સૌંદર્યના માનસશાસ્ત્રીય અને શારીરવૈજ્ઞાનિક તત્વો પર ભાર મૂકે છે તે યોગ્ય છે, પણ તેઓ સૌંદર્યના સર્વવ્યાપીપણા કરતાં કંઈ વધારે સાબીત કરતા નથી. આદર્શવાદીઓ સૌંદર્યબોધ માનવબુદ્ધિથી પર રહેલી કોઈ શક્તિ દ્વારા થાય છે એમ માનવામાં ખરા છે. માત્ર કલ્પનામાં જ રહેલ સૌંદર્યનો આદર્શ મિથ્યા છે. માનવબુદ્ધિમાં ઉતરવા માટે અવ્યક્ત સૌંદર્ય દૃશ્ય જગતમાં મૂર્તિમાન થવું જોઇએ, છતાં વસ્તુમાં હંમેશાં બુદ્ધિપૂર્વક નહિ મૂકાએલો આદર્શ હોવો જોઇએ. એ સૌંદર્યશાસ્ત્રનો સિદ્ધાંત છે.'

—નાઇટ કૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માંનો હાર્ટમેનનો અભિપ્રાય.

'કલાની સૃષ્ટિ કલ્પનાના ચિત્રોની માફક જાણીજોઈને પાળેલા કોઈ નિયમ વિનાની છતા નિયમિત અને વ્યક્ત ઉદ્દેશ વિનાની છતાં હેતુવાળી છે.' —હેલ્મહોલ્ઝ

'સામાન્ય રીતે કલા લાગણીનું વ્યક્ત સ્વરૂપ છે. તે આકાર, રંગ, અવાજ વગેરે દ્વારા પ્રગટ થાય છે. લાગણીને વ્યક્ત કરવાની અને સમજાવવાની શક્તિના પ્રમાણમાં કલાના કોઈ નમુનાની કિંમત અંકાય છે.' —વેરન

'સૌંદર્ય ચિતરવા માટે મારે અનેક સુંદર સ્ત્રીઓ જોવાની જરૂર નથી. સુંદર સ્ત્રીઓની મોટી ખોટ હોવાથી મારે મારી કલ્પનાથી ઉત્પન્ન કરેલ સૌંદર્યમૂર્તિનો ઉપયોગ કરવાનું રહે છે.' —રાફેલ

'દૈવી સૌંદર્યનું દર્શન કરવા જેટલી શક્તિ મારામાં ન હોવાથી મારે મારા મનમાં સૌંદર્યનો આદર્શ રચવો પડ્યો અને તે મેં કલ્પનાદ્વારા રચ્યો છે.' —ગિડો રેનિ

'કુદરતમાં કોઈ વસ્તુ સર્વાંગસુંદર નથી. તેથી ખરો કલાકાર કલ્પનાથી અલૌકિક સૌંદર્યનું નિર્માણ કરે છે. આ રીતે કુદરતનો દરજ્જો કલાથી ઉતરતો છે. ખરો કલાકાર મનુષ્યોને તે જેવા છે તેવા ચિતરતો નથી પણ તે જેવા હોવા જોઇએ તેવા ચિતરે છે. તે કલાને કુદરત કરતાં ઉપર લઈ જાય છે.' —જે. પી. બેલારિ

'કલાના નમુનાઓમાં જ્યારે દૃશ્ય પદાર્થો પર આદર્શની સત્તા જામે છે ત્યારે ખરૂં સૌંદર્ય પ્રગટ થાય છે.' —જોબર્ટ

'કુદરતનું યોગ્ય રીતે અનુકરણ કરવામાં કલાની પરિસમાપ્તિ થાય છે.' —ડ્રાયડન

'કુદરતમાં સુધારોવધારો કરનાર કલાનો આધાર કુદરત પર જ છે. તેથી કુદરતમાં ફેરફાર કરનાર કલા કુદરતી જ છે.' —શેક્સપિયર

'આપણે જો છઠ્ઠી ઇંદ્રિયની કલ્પના કરી શકીએ તો
અલૌકિક સૌંદર્યની કલ્પના કરી શકીએ. કુદરતમાં જે નથી તે મ
બ્યના મનમાં પણ આવી શકે નહિ. આપણા સર્વ વિચારો કુદરત
અનુભવ પરથી જ ઉત્પન્ન થાય છે, તેથી અલૌકિક સૌંદર્યનો ખ્યા
આપણે કરી શકીએ એમ કહેવું તે માનસશાસ્ત્રની વિરૂદ્ધ છે.'

—સર જોશુઆ રેનોલ્ડ્ઝ

'તે દઢતાપૂર્વક જણાવે છે કે કલાની સર્વ કૃતિઓમાં જેટ અંશે વિવિધતા આણી શકાય તેટલે અંશે સફળતા મેળવી શકાય તેના દૃષ્ટાંતમાં તે સેંટ પોલના દેવળનું ઉદાહરણ આપે છે. રેન આ ચિરસ્મરણીય નિર્માણમાં વિવિધતા છે પણ ગુંચવણ નથી સાદાઈ છે પણ અડવાણાપણું નથી; ભપકો છે પણ ડિમાક નથી નવીનતા છે પણ અતડાપણું નથી; અને બાહુલ્ય છે પણ અતિર યતા નથી.'—નાઇટકૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માં હોગાર્થનો અભિપ્રાય

'લલિતકલાઓ તે કલ્પનાદ્વારા આનંદ આપવા માટે યોજે વિજ્ઞાન છે. તેમના કવિતા, ચિત્ર, સંગીત, શિલ્પ ને સ્થાપત્ય વિભાગો છે. શુદ્ધ વિજ્ઞાન અને ઔદ્યોગિક વિજ્ઞાનમાં મન બહારથી પ્રેરણા મળે છે, પણ કલામાં અવશ્ય આંતર પ્રેરણા હોવી જોઇએ.'

—સેમ્યુઅલ ટેઇલર કોલરિજ

'તે કહે છે કે રાફેલના કાર્ટુનો, અને પોપના મહેલમાંના તેન ચિત્રો દા વિંકિની, કોરેગિયો તથા સર્વ મહાન કલાકારોનું કલાવિધાન કુદરતનું કાળજીપૂર્વક કરેલું અનુકરણ છે. આ સાબીત કરવા માટે તેણે તેના નિબંધમાં પુષ્કળ પ્રયત્ન કર્યો છે. કુદરત તરફ વળવાથી અને તેમાં સુધારો કરવાના સર્વ પ્રયત્ન છોડી દેવાથી કલામાં ફતેહ મળે છે.' —નાઇટકૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માં વિલિયમ હેઝલિટ્

'કલાના સર્વ નમુનાઓ આ પ્રકારના હોય છે. જો આપણામાં ખરી અને ખોટી કલા વચ્ચેનો તફાવત સમજવાની શક્તિ હોય તો તેમાં આપણને અનંત બ્રહ્મનું દર્શન થાય છે.'

—કાર્લાઇલ કૃત 'સાર્ટર રિસાર્ટસ્'

'રસ્કિન કલાની અવગણના કરનાર નીતિશાસ્ત્રી નથી. અથવા નૈતિક પ્રશ્નો તરફ બેદરકારી રાખનાર કલાવિવેચક નથી. પૂર્વે કદી સંયુક્ત નહિ થએલા આ બે કાર્યપ્રદેશો તેનામાં જોડાએલા દેખાય છે. તે કલાને નૈતિક જ નહિ પરંતુ દૈવી માને છે. નીતિનિયમો સારા અને સત્ય જ નથી પણ સુંદર છે.'

—નાઇટ કૃત 'સૌંદર્યની ફિલ્સુફી'માં રસ્કિન.

'આનંદે કુદરતી રીતે ધારણ કરેલાં સ્વરુપોમાંનું એક સ્વરુપ કલા છે. કલાઓ સુખ મેળવવાના ભિન્ન ભિન્ન માર્ગો છે.'

—પ્રો. જે. એફ. સિલિ

'કુદરતનું અનુકરણ કરવાની શક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરવાથી ઉચ્ચતમ સૌંદર્ય પ્રાપ્ત થામ છે. પણ કુદરતનું અનુકરણ એટલે શું? અનુકરણમાંથી જો ઉચ્ચતમ સૌંદર્ય મેળવવું હોય તો કલાકારે કુદરતનાં સુંદર સુંદર સ્વરૂપો અને ભવ્યતમ લક્ષણો શોધવાં જોઇએ—જેમ રાફેલ અને માઇકેલ એંજેલોએ કર્યું હતું તેમ. પાર્થેનનના ગ્રીક કલાકારો શ્રેષ્ઠ આદર્શવાદી હતા તો દુનિયાનો શ્રેષ્ઠ અનુકરણવાદી માઇકેલ એંજેલો હતો.'

—એડવર્ડ જે. પોઇન્ટરનાં કલા વિષેનાં દશ વ્યાખ્યાનો.

'કલા તે સૌંદર્યનું નિર્માણ છે. કલાની હરકોઇ કૃતિ સૃષ્ટિનું સૂક્ષ્મતમ સ્વરૂપ છે, કુદરતનું બારીક પ્રગટ સ્વરૂપ છે.'

—એમર્સનનો 'કુદરત' પરનો નિબંધ.

'સર્વ કલાનું સતત વલણ સંગીત તરફ હોય છે.' —પેટર

'કલાની પ્રવૃત્તિનો ઉદ્દેશ કલાકારે અનુભવેલ લાગણીને ગતિ, રેખા, રંગ, સ્વર અથવા શબ્દદ્વારા બીજાને દર્શાવવાનો છે.'

—ટોલ્સ્ટોય

'કલાનો ઉદ્દેશ જો માત્ર કુદરતનું પ્રતિબિંબ પાડવાનો જ હોત તો તેમાં સંપૂર્ણ ફતેહ મેળવવી એ મુશ્કેલ ન થાત. પણ કલાનો

ઉદ્દેશ આથી ઉંચો છે. જો આકૃતિમાં વિચાર ઉતારી ન શકે તો કલા તે કલા જ નથી.' —ડેવિડ વિલ્કિ

'વર્તમાન યુરોપનાં કલામંદિરોમા કલાનું શિક્ષણ તદન ખોટા સિદ્ધાંત પર અપાય છે. તે સિદ્ધાંત આ પ્રમાણે છેઃ સૌંદર્ય તે સૃષ્ટિના પદાર્થોમાં રહેલો ગુણ છે. આ ગુણ પ્રથમ ગ્રીક લોકો સંપૂર્ણ રીતે સમજ્યા હતા અને પાછળથી ઇટાલિની વિદ્યાના પુનરુત્થાનના સમયના કલાકારોને આ ગુણ ફરી સમજાયો હતો. હિંદુસ્તાનમાં હિંદી કલાના સંબંધમાં આ કરતાં વધારે વિશાળ અને ગંભીર મત પ્રચલિત છે. હિંદી કલાકારો કહે છે કે સૌંદર્ય વસ્તુમાં નહિ પણ આત્મામાં રહે છે. અને આધ્યાત્મિક દૃષ્ટિથી મળે છે. કલાકારોનો ઉદ્દેશ કુદરતમાંથી સૌંદર્ય ખેંચવાનો નથી પણ આંતર જીવનનું રહસ્ય ઉકેલવાનો, માયામાં રહેલ બ્રહ્મને જોવાનો અને જગતમાં રહેલ જીવને જાણવાનો છે. જ્યારે તે પ્રગટ થાય છે ત્યારે સૌંદર્યનું દર્શન આપોઆપ થાય છે. જો કુદરતમા રહેલ ઈશ્વરતત્ત્વને આપણે જોઈ શકીએ તો આખું વિશ્વ આપણને સુંદર જણાય આ આત્મદૃષ્ટિની શક્તિ ખિલવવી તે હમણાં સુધી પશ્ચિમમાં કેળવણીની પદ્ધતિઓની બહારની વાત છે, એમ મનાતું હતું. પણ હિંદી કલા અને સાહિત્યના સુવર્ણકાળમા તે હિંદી કલાકારોનો મુખ્ય પ્રયાસ હતો.'

—હાવેલ કૃત 'હિંદી કલાના આદર્શો.'

'સત્યનું આ આનંદરૂપ, અમૃતરૂપ નિહાળી એ આનંદને વ્યક્ત કરવો એ જ કાવ્યસાહિત્યનું લક્ષ્ય છે. સત્યને જ્યારે આપણે કેવળ ચક્ષુ વડે જોઇએ, બુદ્ધિ વડે સમજીએ ત્યારે નહિ પણ જ્યારે તેને હૃદય વડે પ્રાપ્ત કરીએ ત્યારે જ સાહિત્યમા પ્રગટ કરી શકીએ છીએ. ત્યારે શું સાહિત્ય કલાકૌશલનુ સર્જન નથી, તે શું કેવલ હૃદયની જ શોધ છે? એમાં સર્જનનો પણ ભાગ છે. એ શોધના વિસ્મયને, એ શોધના આનંદને હૃદય પોતાના ઐશ્વર્ય દ્વારા ભાષા

અથવા ધ્વનિથી અથવા વર્ણથી અંકિત કરી રાખે તેમાં જ સૃષ્ટિનૈપુણ્ય છે. એ જ સાહિત્ય, એ જ સંગીત, એ જ ચિત્રકલા છે.

મરુભૂમિની રેતાળ વિશાળતામાં ખડા રહી મનુષ્યે એ વિશાળતાને બે પિરામિડના વિસ્મયચિહ્ન વડે અંકિત કરેલ છે; નિર્જન બેટના સમુદ્રકિનારાને પર્વતના ગાત્ર પર કોતરણીવાળી ગુફા ખોદી અંકિત કરેલ છે, અને કહ્યું છે કે આથી અમારૂં હૃદય તૃપ્ત થયું; એ ચિહ્ન તે મુબાઈની હસ્તિગુફા છે. પૂર્વ તરફ મુખ કરી ઉભો રહી સમુદ્ર પર થતા સૂર્યોદયનો મહિમા જોઈ મનુષ્યે સેંકડો ગાઉ દૂરથી પત્થરો લાવી ત્યાં પોતાના સૌંદર્યાનુભવનાં ચિહ્નો રાખ્યાં, એ ચિહ્નો તે કર્ણાટકનું મંદિર. જ્યાં જ્યાં મનુષ્યે સત્યને ધર્મરૂપે અર્થાત્ આનંદ રૂપે, અમૃતરૂપે અનુભવ્યું છે, ત્યાં ત્યાં તે પોતાની કંઈક નિશાની રાખી ગયો છે. તે નિશાની કોઈ સ્થળે મૂર્તિના રૂપમાં, કોઈ સ્થળે મંદિરના રૂપમાં, કોઈ સ્થળે તીર્થના રૂપમાં અને કોઈ સ્થળે રાજધાનીના રૂપમાં મોજુદ છે. સાહિત્ય પણ એવી જ એક નિશાની છે. વિશ્વના જે કોઈ ઘાટ પર મનુષ્યનું હૃદય આવી ચડે છે, ત્યાં તે ભાષા વડે એક સ્થાયી તીર્થ વસાવવાનો પ્રયત્ન કરે છે. આ રીતે વિશ્વતટની બધી જગા તે માનવયાત્રાળુઓના હૃદયને માટે વ્યવહાર યોગ્ય, ચડવા ઉતરવા યોગ્ય કરી મૂકે છે. આ રીતે મનુષ્ય જળ, સ્થળ, અને આકાશને વિષે, શરદ, વસંત અને વર્ષાને વિષે, ધર્મ, કર્મ અને ઇતિહાસને વિષે અપરૂપ નિશાનીઓ રાખતો રાખતો સત્યની સુંદર મૂર્તિ પ્રત્યે માનવોનાં હૃદયને હંમેશાં આહ્વાન કરી રહ્યો છે. દેશાદેશમાં, વખતોવખત આ નિશાનીઓ, આ આહ્વાન કેવળ વિશાળતા જ ધારણ કરતાં જાય છે. જગતમાં સર્વત્ર મનુષ્ય સાહિત્ય દ્વારા હૃદયનાં આવાં ચિહ્નો જો ન ખોદત તો સંસાર આપણને કેવો સંકીર્ણ લાગત તે આપણી કલ્પનામાં પણ ઉતરી શકે તેવું નથી. આજે આ નજરે દેખાતું તથા કાને સંભળાતું જગત મોટા પ્રમાણમાં આપણા હૃદયનું જગત થઈ પડયું છે, તેનું મુખ્ય કારણ માન-

વના સાહિત્ય રૂપી હૃદયના આવિષ્કારચિહ્નથી જગત શોભી રહ્યું છે તે જ છે.'

—રવીન્દ્રનાથ ઠાકુર

બૌદ્ધ યુગથી માંડીને મોગલ સામ્રાજ્યના પતન સુધીમાં વિચિત્ર ધર્મ અને વિચિત્ર સંસ્કૃતિની 'માફક નવીન નવીન શિલ્પ બહારથી આવી આપણા શિલ્પ સાથે કેટલું મળ્યું છે તેનો પાર આવે તેમ નથી; પરંતુ એ બધા વિચિત્ર સુરમાં થઈ આપણા શિલ્પના ચિર પુરાતન ધ્રુપદનો પવિત્ર સુર સ્પષ્ટ રીતે ધ્વનિત થઈ રહ્યો સંભળાય છે કે,—

'प्रतिमाकारको मर्त्यो यथा ध्यानरतो भवेत्।
तथा नान्येन मार्गेण प्रत्यक्षेणापि या खलु ॥'

નાભિ જેમ શરીરનું મધ્યબિંદુ છે, તેમ તુર્કસ્તાનથી માંડીને જાપાન સુધી વિસ્તાર પામેલ વિરાટ એશિયાટિક શિલ્પનું મધ્યબિંદુ આપણું ભારતશિલ્પ છે, અને એ ભારતશિલ્પનું મૂળ છે ધ્યાન.'

—અવનીન્દ્રનાથ ઠાકુર



# ગ્રથવિવરણી—( Bibliography )

(ક) સૌંદર્યવિજ્ઞાનની ઐતિહાસિક અને દાર્શનિક રીતે આલોચના કરવી હોય તો નીચેના ગ્રંથો અવશ્ય વાચવા —


1 Bernard Bosanquet's History of Aesthetic (very useful, especially on ancient theories and German Systems)

2 William Knight's Philosophy of the Beautiful—2 parts (very useful)

3 E. F. Carrite's Theory of Beauty (ખાસ)

4 James Sully's Article on 'Aesthetics' in Encyclopedia Britannica, 11th edition (very useful)

5 Dr Bain's Mental Science (very useful)

" " The Emotions and the will

6 Erdmann's History of Philosophy—3 Volumes

7 Eeberweg's History of Philosophy—2 Volumes

8 Schwegler's History of Philosophy

9 Weber's History of Philosophy

10. Lotze's Outlines of Aesthetics (English translation).

11 Prof Thomson's Dictionary of Philosophy in the words of philosophers

12 Prof Baldwin's Dictionary of philosophy and Psychology—3 Volumes

13 Victor Cousin's Du Vrai, du Beau, et du Bien (The True, the Beautiful and the Good English translation).

મજકુર પુસ્તકનું બગાળી ભાષામા શ્રીયુત જ્યોતિરિન્દ્રનાથ ઠાકુરે ભાષાંતર કરેલું છે તેથી મૂળ ગ્રંથકાર એ ભાષાંતરને અનુસર્યા છે

14 Ritter's and Preller's History
extracts from the original)

15. History of the Problems of Philosophy by Jenet and Seailles translated by Ada Monahan.
16. Edward Caird's Essays on Literature and Philosophy.
17. Prof. W. Wallace's Epicureanism.
18. Adamson's Development of Modern Philosophy.
19. Introduction to Hegel's Philosophy of Fine Art translated by B. Bosanquet.
20. Mr. Hastie's Translation of Michelets short "Philosophy of Art", prefaced by Hegel's Introduction.
21. B. C. Burt's Brief History of Greek Philosophy.
22. Collingwood's Philosophy of Ornament.
23. Prof. S. H. Butcher's Some Aspects of the Greek Genius.
24. Dugald Stewart's Essays (a critical analysis of the chief theories of beauty).
25. Essay's of Alison (contains references to other systems ).
26. Jeffrey's Article on 'Beauty' in Encyclopedia Britannica, 8th edition, (a brief historical survey of other systems).
27. Herbert Spencer's Essays: Moral, Political and Aesthetic.
" " " " First Principles.
28. Santayana's Sense of Beauty.
29. J. C. Moffatt's Introduction to the Study of Aesthetics.
30. H. N. Day's Principles of Aesthetics.
31. J. Bascom's Aesthetics; or, the Science of Beauty.
૩૨. શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુર પ્રણીત 'સાહિત્ય'.
૩૩. શ્રીયુત રામેન્દ્રસુંદર ત્રિવેદી પ્રણીત 'જિજ્ઞાસા'.

(ખ) જેઓ મનોવિજ્ઞાનની બાજુએથી સૌંદર્યતત્ત્વની આલોચના કરવા માગતા હોય તેમણે નીચેના ગ્રંથો વાંચવા જરૂરના છેઃ—

1. J. Sully's Human Mind, ii. 'Aesthetic Sentiment.'
2. Herbert Spencer's Principles of Psychology, Part VIII, C. 9.
3. Bain's Mental Science.
4. Grant Allen's Physiological Aestheties.
5. Rutgers Marshall's Pain, Pleasure and Aestheties, *and Aesthetic Principles.*
6. Prof. J. Clark Murray's Handbook of Psychology.
7. Puffer's Psychology of Beauty (constable, 1907).
8. Hoffding's Outlines of Psychology.
9. Aesthelics; its Problems and Literature by Fred. N. Scott.
10. Prof. Deway's Text-book on Psychology.
11. Stephen's Elements of Analytical Psychology.
12. Angell's Psychology.

(ગ) જેઓ સૌંદર્યતત્વને વૈજ્ઞાનિક બાજુએથી અવલોકવા માગતા હોય તેઓએ નીચેના ગ્રંથો વાંચવા જરૂરના છે:—

1. C. S. Myer's Introduction to Experimental Psychology.
2. G. M. Stratton's Experimental Psychology and Culture.
3. An Introduction to the Experimental Psyshology of Beauty by C. W. Valentine (The people's Books series).

જેઓ લલિતકલા વિષે આલોચના કરવા ઇચ્છતા હોય તેઓને નીચલા ગ્રંથો અવલોકવાનો અમે આગ્રહ કરીએ છીએ:—

1. Sydney Colvin's Articles on 'Fine Arts' and 'Art' in Encyclopedia Britannica-11th edition.
2. Bosanquet's Introduction to Hegel's Philosophy of Fine Art.
3. William Knight's Philosophy of the Beautiful-2 parts.

4. Bosanquet's History of Aesthetic.
5. J. J. Winckelmann's History of Ancient Art translated by G. H. Lodge.
6. Eastlake's Contributions to the Literature of the Fine Art.
7. History of Art, by Wilhelm Lubke, translated F. E. Burnett.
8. Essays on the Fine Arts, by william Hazlitt.
9 History of Ancient Art in India, Sardinia and Syria, by G. Perrot and C. Chipiez.
10. History of Art, in Ancient Egypt, by G. Perrot and C. Chipiez.
11. History of Art in Chaldea and Assyria by G. Perrot and C. Chipiez.
12 History of Art in Phoenicia. Cyptus, and Asia Minor by G. Perot and C. Chipiez.
13. The place of Art in Education, by Thomas Davidson.
14. Thoughts on Art, by G. Dufre.
15. Lectures on Art, by John Ruskin.
16. Talks on Art, by William M. Hunt.
17. Principle in Art, by C. Patmore.
18. The Ministry of Fine Art by T. G. Parry.
19. The Principles of Art, by J. C. Van Dyke.
20. The Ancient and Medieval Architecture of India by E. E. Havell
21. Indian Sculpture and painting by E. E. Havell.
22. The Ideals of Indian Art, by E. B Havell.
23. Lessing's Laokoon ( English Translation ).
24. શ્રીયુત અવીન્દ્રનાથ ઠાકુર પ્રણીત 'ભારતશિલ્પ.'

હિંદના પંડિતોએ સૌંદર્યતત્ત્વના નામથી કોઈ પણ તત્ત્વની ચર્ચા કરી નથી. ઓછાવત્તા પ્રમાણમાં-બધાં શાસ્ત્રોએ, અને ખાસ

કરીને ભક્તિશાસ્ત્ર તથા અલંકારશાસ્ત્રે રસતત્ત્વની ચર્ચા કરી છે. નીચે લખેલા ગ્રંથો પરથી હિંદના રસતત્ત્વનો સાર ગ્રહણ કરવાની સગવડ થશેઃ-

१. ઋગ્વેદ
२. સામવેદ
३. ઐતરેય બ્રાહ્મણ
४. શતપથ બ્રાહ્મણ
५. બૃહદારણ્યક, છાન્દોગ્ય, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડુક્ય, તૈત્તિરીય, ઈશ, ઐતરેય, શ્વેતાશ્વતર, કૌષીતકી, મુક્તિક, નાદબિન્દુ વગેરે ઉપનિષદો.
६. બ્રહ્મસૂત્ર
७. શ્રીમદ્ ભગવદ્ગીતા અને તેનાં ભાષ્યો
८. મહાભારત
९. વિષ્ણુપુરાણ
१०. બ્રહ્મવૈવર્ત્ત પુરાણ

## ભક્તિશાસ્ત્ર

१. નારદપંચરાત્ર
२. નારદ ભક્તિસૂત્ર
३. શાણ્ડિલ્ય ભક્તિસૂત્ર
४. શ્રીમદ્ ભાગવત
५. ભક્તિરસામૃત સિંધુ
६. બૃહદ્ ભાગવતામૃત
७. લઘુ ભાગવતામૃત
८. શ્રી ચૈતન્યચરિતામૃત
९. બ્રહ્મસૂત્રનું શ્રી રામાનુજ, શ્રીમધ્વ, શ્રીનિમ્બાર્ક અને શ્રીગોવિંદભાષ્ય
१०. ગોવિંદલીલામૃત
११. ઉજ્જ્વલનીલમણિ
१२. ષટ્ સન્દર્ભ

## અલંકારશાસ્ત્ર

१. ભરતશાસ્ત્ર
२. કાવ્યાદર્શ
३. કાવ્યાલંકાર વૃત્તિ
४. કાવ્યાલંકાર
५. દશરૂપ
६. સરસ્વતીકંઠાભરણ
७. કાવ્યપ્રકાશ
८. સાહિત્ય દર્પણ

એ સિવાય બંગાળી ભાષાથી અભિજ્ઞ માટે શ્રીયુત બિપિનચંદ્ર પાલ વગેરે કેટલાક પ્રસિદ્ધ લેખકોએ 'રસતત્ત્વ' પર કરેલી ચર્ચાઓ માટે 'નારાયણ' અને 'બંગવાણી' નામક બે માસિકોની જુની ફાઇલો તપાસવી.